# વેપારી બજારોનો ભોમીઓ

# A GUIDE TO COMMERCE.




પ્રયોજક
પ્રાણજીવન વીઠલદાસ ધ્રુવ




કીંમત રૂ. ૭—૮—૦

શ્રી

# "વેપારી બજારોનો ભોમીઓ"

*A Guide To Commerce*

જેની અંદર

**વેપારી બજારોની**—રૂ, સુતર, કાપડ, રેશમ વિગેરે માલની, સોનુ, ચાંદી, ત્રાંબુ, પીતળ આદિ ધાતુઓની, હીરા-મોતી, ચોખા, અનાજ અને તેલબીઆ વિગેરેની જાત, ભાત, હિસાબ અને ઘટમાપની-કરીઆણાની ચીજોની જાત, પેદાશ અને વસ્તર-વગર આદિની, નોટ-લોન, શેર ઉપરાંત વીમા અને નૂરની માહિતી-અનુભવીઓના અનુભવની હકીકત, ઉપરાંત અંગ્રેજી હુંડીના અને વારોવારીઆ વ્યાજના તૈયાર કોઠાની, હીંદના દરેક બંદરમાં ઉત્પન્ન થતા અને ખપતા માલના વેપારની, દરેક ચીજની લેવાતી જગાત અને તેના હિસાબ ગણવાની રીતની તથા તાર ટપાલ, સ્ટીમરો અને રેલ્વે સંબંધી વેપારી સાધનોની ઘણી ઉપયોગી **માહિતી**—૬૧ વિષયોની માહિતી-તેની એસોસીએશનના અને બજારના ધારા-ધોરણ સહિત આપવામાં આવી છે

પ્રકાશક અને [illegible]—

**પ્રાણજીવન વીઠલદાસ ધ્રુવ**

(પોરતુગીઝ ભાષાના ભોમીઆના પ્રયોજક)

વિક્રમ સંવત ૧૯૮૦ ] ૧ લી આવૃત્તિ [ ઇ. સ. ૧૯૨૪

કીમત રૂા ૮-૮-૦

(અગાઉથી ગ્રાહક થયેલાને માટે રૂા ૫-૦-૦)

આ પુસ્તક મળવાનુ ઠેકાણું:—

પ્રાણજીવન વિઠલદાસ ધ્રુવ.

અમરવાડી, નવીચાલ ન. ૧૫૭

મુબઇ ન ૪



સુરત—ખપાટીયા ચકલા લક્ષ્મીનારાયણની વાડીમા આવેલા "જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં
મુલચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યુ.

મારકીટમા, કોટમા અથવા પયધુનીમા

અમારી કોઇબી શાખા કે એજીન્સ નથી

અસલ એકજ દુકાન

## કાલકાદેવી બારટન કું.

૩૦૨ ૩૦૪

## ચસ્મા વાલા

રામવાડીને નાકે આખની

## મફત

તપાસ કરી દાકતરી

ચશ્મા કીફાયત

ભાવે મલશે



કોઇપણ

આરપીતાલના

યા દાકતરના

નબર પ્રમાણે

ચશ્મા જામીનગીરીથી

કીફાયત ભાવે બનાવી

આપીશુ અમારો બના

વેલો ચશ્મો દાકતર ના

પસદ કરે તો તેના કુલ્લે

પૈસા પાછા આપવામા આવશે.

અને દરેક ચશ્માની બાર મહી

નાની મફત બદલવાની લેખીત

ગેરટી આપીશુ



**KAL KADEVI BARTON CO.**

302 304 Kalbadevi Road

**Bombay No 2**

# આ પુસ્તકના વાંચકો પ્રત્યે

## "સૂચના."

આ ગ્રંથના અગાઉથી થયેલા અને નહી થયેલા એવા સર્વ ગ્રાહકો, તેમજ વાચક વર્ગ-પ્રત્યે સૂચવવાનું કે આ પુસ્તકમાં જે જે હકીકત દાખલ કરેલ છે, તે માહેલા ઘણા વિષયોની અને કેટલાક નવા નવા ઉપાયોની ઉત્તમોત્તમ માહિતી અને અનુભવીઓના અનુભવો સહિત વિગત જે હમેશા ઉપયોગી અને કારગત નીવડે તેવી, આ પુસ્તક છપાવવું શરૂ થયું ત્યારથી તે છપાઇ પુરૂં થયું તે દરમ્યાન) મળેલી અને એકત્ર થયેલા તથા ચાલુ સમયને બંધ બેસતી હોવાથી જે બીજી આવૃત્તિ ઈશ્વર કૃપાએ બહાર પડશે તેમાં દાખલ કરવામાં આવશે

જેથી જે કોઇ અગાઉથી પોતાનું નામ, ઠામ ધારામુજબ નોંધાવશે તેઓને-(૧) નવી આવૃત્તિ તુરતા તુરત મોકલી શકાશે (૨) તેઓનું નામ, ઠામ અને ધંધાની માહિતી પુસ્તકને અંતે ડીરેકટરીમાં દાખલ કરી શકાશે અને (૩) તેઓને પુસ્તક પોણી કીમતે મલી શકશે

તેમજ આ પુસ્તકમાં જણાવેલ હકીકતના સંબંધમાં સુધારો વધારો સુચવવાની દરેક વાંચકને છુટ છે. યોગ્ય હકીકત કે વિગત માટે તેમની કદર કરવામાં આવશે

લી० પ્રયોજક-

**પ્રાણજીવન વીઠુલદાસ ધ્રુવ**

ઠેકાણું —અમરવાડી, નવીચાલ ન. ૧૫૭
મુંબઈ નં. ૪



# અર્પણ પત્રિકા

માન્યવર શ્રીમાન્

**શેઠ મગનલાલ પરભુદાસ મહેતા**

રાજરત્ન

મુંબઈ

**મહાશય,**

હાલના રાજનૈતિક સિદ્ધાંત મુજબ સ્વરાજ્ય સુતરના તાંતણે છે હીંદના સુતર બજારોમાં
મુંબઈનું સુતર બજાર અગ્રસ્થાને છે, અને તે સુતર બજારની એસોસીએશનના
આપ ઘણા વખતથી પ્રમુખ છો સદરહુ બજારના સૂક્ષ્મ, વ્યાપારિક અને વ્યાવહારિક
કૂટ પ્રશ્નોના નિવેડા આપની તીવ્ર બુદ્ધિ હરહમેશ કરતી આવી છે, જેથી
કરીને બજારવાળાઓનો આપે ચાહ મેળવ્યો છે આ ઉપરાંત મુંબઈની
મીલ માલેકોની મંડળીમાં અને 'દેશી વેપારીઓની ચેંબર"ની કાર્યવાહક
કમીટીમાં પણ આપ નીમાયેલા છો વળી મુંબઈના સુતર બજારમાં જ
નહીં પરંતુ આપના સ્વસ્થાન સિદ્ધપુર પાટણથી માંડીને હીંદના
લેંકેશાયર જેવા અમદાવાદના મીલ માલેકોમાં અને ગુજરાત
કાઠીયાવાડના વેપારીઓમાં પણ જાણીતા અને માનીતા છો
આપના અનેક જાહેર પરોપકારી કામોને અનુલક્ષીને
નામદાર ગાયકવાડ સરકારે "**રાજરત્ન**"નો ખેતાબ
આપી આપની કદર કરી છે મારા અને આપના
છેલ્લા કેટલાક વરસોના નિકટ પરિચયથી તથા
મારા આ પુસ્તકના પ્રકાશનના કામમાં આપે
આપેલી કીમતી મદદથી અને આપના
ઉપર જણાવેલા બધા સદ્ગુણોથી આકર્ષાઈ
વ્યાપારીને ઉપયોગી આ પુસ્તક
આપના [illegible] નામથી
અંકીત થાય એ હેતુથી આ
પ્રથમાવૃત્તિ સપ્રેમે આપને
અર્પણ કરવાની
રજા લઉં
છું

**મુંબઈ** જ્યેષ્ઠ
સંવત ૧૯૮

લી. ગુણાનુરાગી
**પ્રાણજીવન વીઠલદાસ ધ્રુવ**

# પ્રસ્તાવના.

ગુજરાતિ સાહિત્યની વૃદ્ધિ કરનાર "ગુજરાતી" પત્ર, રા બાઇ સેપટ, તેમજ રા નંગીનદાસ ગીરધરલાલ શેઠના મત મુજબ ગુજરાતી ભાષામા વ્યાપારી પુસ્તકોની સંખ્યા બહુજ જુજ છે અને તેમાય વેપારને લગતા જમાનાનુસાર ઉપયોગી પુસ્તકો તો નહી જેવા અને જેટલાંજ છે. આવોજ મત દેશી વેપારી ચેમ્બરના સને ૧૯૨૩ના મે માસના અંકમા તેના બાહોશ સેક્રેટરી રા રા જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ એ કે જેઓએ આ પુસ્તકની હસ્ત લિખિત પ્રત અથથી ઇતિ સુધી નિહાળ્યા બાદ જે સમાલોચના આલેખી છે તેની શરૂઆતમા જણાવે છે કે "આપણી ગુજરાતી પ્રજા વેપારી પ્રજાને નામે મશહુર છે દરેક જાતના વેપારમા તે આગળ પડતો ભાગ લઇ દરેક દેશાવરમા તેનુ થાણું વ્યાપારી તરીકે સુવિખ્યાત કરેલ છે વેપાર સબધી હકીકત દર્શાવનારા અગ્રેજીમા ઘણા પુસ્તકો, પાના અને ચોપાનીઆ નીકળે છે, તેનો ઉઠાવ પણ અગ્રેજી વેપારી પ્રજા નિરતર કરે છે, દાખલા તરીકે અગ્રેજી ડીરેકટરીની કીમત એક પ્રતના રૂપીઆ ૫૦) પચાસ હોય તો તેપણ ખરચવા તેઓ તૈયાર હોય છે આપણી ગુજરાતી વેપારી પ્રજામાં એવા પુસ્તકો અને વેપારી ચોપાનીઆ હજુ બહાર નથી પડતા તેનુ મુખ્ય કારણ વાચનના શોખનો અભાવ અને તેથી ઉત્તેજનનો પણ અભાવ xxxxx" વિગેરે જણાવી છેવટમા જણાવે છે કે "આપણે આવા પુસ્તકોની કદર કરીએ તો ભવિષ્યમાં આપણી પ્રજાને પણ તેનો લાભ મળતો રહે."

આ સર્વ ઉપરથી જણાય છેકે વેપારી લાઇનના પુસ્તકોની જરૂર તો છેજ કારણકે અમેરિકા, જર્મની, ઇગ્લાડ આદિ સ્થળોએ તે દરેક ધધાને લગતુ ઓછામા ઓછુ એક એક ચોપાનીયુ તો દરમાસે બહાર પડે છેજ, જેવા કે શાહીને માટે Ink Magazine, સ્ટીલની ટાપને માટે Steel pen Magazine, કાગળોને માટે Paper Maker વિગેરે માસિકો, સાપ્તાહિકો, પાક્ષિકો, અને વાર્ષિકો નીકળે છે, તો આપણે ત્યા આવા સર્વ વ્યાપારી વિષયોના અનુભવોનો સગ્રહ એક પુસ્તકના રૂપમા કરવામા આવે તો તે આભાર દાયક થઇ પડવુજ જોઇએ એમ સહજ સમજી શકાય તેમ છે

સદરહુ વિચારો આ પુસ્તકના પ્રયોજકને સને ૧૯૨૧ ની સાલમા ઉદ્ભવ્યા, અને "પોરતુગીઝ ભાષાનો ભોમીઓ" બહાર પડયુ ત્યારથીજ આને લગતી પ્રવૃત્તિ ચાલુ તો હતીજ, કારણકે આફ્રીકાના મુસાફરની મુનીમગીરી દરમ્યાન મુબઇ અને દેશાવરના દરેક ધધાના રીતરીવાજ કમીશન એજન્ટોની પેઢીઓના ધારાધોરણ, તોલમાપની રૂઢી અને વળતર આદિની રૂઢી જાણ્યા પછી તે જાણવાનુ સાધન બહારગામના અને દૂરના વેપારીઓને ઉપયોગી થઇ પડે, એવી રીતે એકત્ર કરી યથાસ્થિતરૂપે બહાર પાડવાની ઉત્કઠા થઇ, પણ તેમા કેટલીક મુશ્કેલી હતી પરતુ તે દરમ્યાન એકવખતે દેશાઇ પ્રાગજી સુરભઇવાળા રા૦ રા૦ મોહનજીભાઇ કે જેઓ આપમળથી એ મોટી પેઢીના માલીક થયા હતા, તેમજ વેપારમા બાહોશ તથા શરાફ મહાજનના ઓન સેક્રેટરી હોવાથી ઘણા શરાફ, વેપારીઓ અને તેમના આડતીઆઓમા પોતાના બહોળા અનુભવને લીધે માન્ય ગણાતા, તેઓની સાથે પ્રસંગોપાત વાતચીતમાં આ વિષય નકળતા તેઓએ કહ્યુ કે આ પેઢીમા હુ જોડાયો તે પહેલા ઘણા વેપારીના રીતરીવાજથી તોલ અને વળતરાદિના ધારાથી, ઘટ અને માપના ચલણથી અજાણ

હતો અને ઘણી મુશ્કેલીઓ આવતી પણ એવુ એકપણ પુસ્તક મને મળ્યુ નહીં કે જે ચાલુ વખતને માટે ઉપયોગી થઇ પડે હાલમા જો કે "વ્યાપારશિક્ષક" અને "મુંબઇના તોલમાપ" એ બે પુસ્તકો છે, પણ તે જુદીજ ઢબના છે માટે હમેશા ઉપયોગી રહે તેવા વ્યાપારી પુસ્તકની જરૂર છે" આ ઉપરથી આ પુસ્તકનું કાચુ લખાણ તેમને દેખાડતા તેઓ ખુશી થયા, અને યોગ્ય સલાહ દરેક બાબતમા આપવા મને ઇચ્છા દર્શાવી કેટલાક વિષયોમા તો તેઓનો અનુભવ લખાવતા, જુનામા વધારો કરાવી, નવુ ઉમેરાવતા, વ્યાજના કોઠામા પણ તેમનીજ સલાહ વધારે કીંમતી થઇ. તેમણે એક સ્નેહી તરીકે પોતાનો અનુભવનો લાભ આપેલો, અને આ કાર્ય પુરૂ થયાથી પોતાના તરફથી ઘટતો આશ્રય આપવા જણાવેલુ, પરતુ દીલગીરી એટલીજ કે તેઓ આ સપૂર્ણ કાર્ય જોવા રહ્યા નહી દરેક લખાણ દરમ્યાન તેઓ કહેતા કે "દરેક લખાણ નિયમો કરતાં વ્યવહારને અનુસરતું (Theoretical કરતાં Practical) હોય તેવુંજ દાખલ કરવાથી લોકોને વધુ ઉપયોગી થઇ શકે, વેપારીઓને વાચવુ ઠીક પડે, વિદ્યાર્થીઓ જાણી આગળના અનુભવમા લે, અને વકીલોને પોતાના અસીલોના કેસ વખતે ધારાધોરણ અને એસોશીએશનના રીતરીવાજ જાણવાને ઉપયોગી લાગે"

આ વિચારો મુજબ મુબઇની અને દેશાવરની પેઢીમા થયલો અનુભવ, તે તે લાઇનમા આગળ વધેલા ગ્રહસ્થોને વચાવી તેઓના અનુભવ સાથે ચાલુ વર્ણન વિગેરે જે છાપાં અને પત્રો દ્વારા જાણવામા આવ્યુ, તે એકત્ર કરી યથાસ્થિત આ પુસ્તકમા આપવામા આવેલ છે પુસ્તકની રચનામા એ ખાસ ધ્યાનમાં રાખવામા આવ્યુ છે કે વેપારીને વધારે-લાંબુ-લખાણ વાચવાને નવરાશ હોય નહી, તેમ થોડુ વાંચ્યા વિના છુટકો નહી દાખલા તરીકે-વેપારી પારકી પચાત કરવા નવરો ઓછો હોય છતાં ગામની-દેશની-પચાતથી ભરેલા છાપાં જોયા વિના તેને છુટકો નહી તેથી ઉપર ટપકેથી કામ જેટલુ હોય તે વાચી જાય. તે મુજબ આ પુસ્તકમા દરેક વિષય પરત્વે લખાણ તો ઘણુ છતા બહુજ જરૂરી વિગતો આપી છે. આથી કદાચ કોઇને એમ લાગશે કે અમુકમાં ઘણી હકીકત બાકી છે તો તેનો ટુકો અને સરલ જવાબ એજ છેકે ઉપલા કારણે તથા આ પ્રયાસ શરૂઆતનોજ છે તેથી યોગ્ય સૂચનાનો અવકાશ રહે તે બનવા જોગ છે

આ પુસ્તક છપાવવુ શરૂ કર્યું ત્યારે જે હકીકત દાખલ કરવી ધારેલી તેમાય ઉમેરો કર્યો છે તોપણ તેના કરતાં પુરૂ થવા આવ્યુ ત્યારે ઘણા વેપારોની ઉમદા હકીકત તે તે લાઇનના અનુભવીઓ પાસેથી ઉપલબ્ધ થયેલ છે કે જે ઇશ્વર કૃપાએ બીજી આવૃત્તિનો યોગ આવતા આપવા ધારી છે

પ્રસ્તાવનાની જરૂર એટલા માટે હોય છે કે ગ્રથ પ્રસિદ્ધ કરવાનુ કારણ, ગ્રથમાના પ્રતિપાદિત વિષયોનાં વિવેચનના સબધમા કેટલાક ખુલાસા વિગેરે જે કાઇ જણાવવાનુ હોય તે જણાવાય આ હિસાબે પ્રસિદ્ધ કરવાનુ કારણ ઉપર જણાવ્યુ અને વિષયોના સબધમાં દરેક હકિકત તે તે વિષયમા દર્શાવેલી છે તેથી અત્રે પિષ્ટપેષણ કરવાની જરૂર રહેતી નથી તેમજ જે જે હકીકત જણાતી છે તે ચાલુ વ્યવહારની વાતો છે, તે તે દેશોની પેદાશ છે અને તે તે સ્થળોના તોલ માપ છે

શિક્ષણમા વેપારી સાહિત્ય અગત્યનો ભાગ ભજવે છે કારણકે બાપદાદાથી ચાલ્યો આવતો ધધો જેનો હોય, તેવા વેપાર કરનારાને પણ હકીકત-જે વાકેફગારી, જે માહિતી મળવી મુશ્કેલ

પડે તે સાહિત્ય દર્શાવે છે જેમ ખોયેલી મીલકત ઉદ્યોગ અને કરકસરથી, ગુમાવેલુ જ્ઞાન અભ્યાસથી, અને ગુમાવેલુ આરોગ્ય મિતાહાર અને ઔષધથી, પાછુ મળે છે, તેમ આવા પુસ્તકો વાચવાથી વેપારી બજારમા ફરીને જાણે વેપાર કેમ ન કરવા હોય તેવો અનુભવ થાય છે. અર્થાત્ આવા પુસ્તકો એ **ફતેહ પામેલા અને આગળ વધેલા વેપારીઓના અનુભવોજ દર્શાવે છે,** તેથીજ પોતાનો ધધો આગળ વધારવા, અને આબાદ રાખવા ઇચ્છનાર દરેક વેપારીની તે વાચવાની ફરજ છે

આવા પુસ્તકોના અભ્યાસથી વિદ્યાર્થીઓને પણ અનુભવોનો ફક્ત થોડા ખરચે અમુલ્ય લાભ મળે છે અને શાળાઓ છોડયાબાદ અનુભવી માણસની પેઠે દરેક બાબત સમજીને કામ કરવાને શક્તિવાન થાય છે અને તેવા વાંચનથી વેપારના ચાલુ સંજોગો અને ભવિષ્યની વલણ નક્કી કરાય છે

આ પ્રમાણે **વેપારીઓ તેમજ વિદ્યાર્થીઓને આવાં પુસ્તકોનો અભ્યાસ આવશ્યક છે;** કેમકે ધધાના અભ્યાસીઓનો તો પોતાનાજ ડહાપણ ઉપર વધારે આધાર રાખવાનો હોય છે **ચાલતા કાર્ય ઉપરથી શુ ફળ આવશે, અથવા ફળ આવ્યુ તો તે કયા કારણથી ? તે જાણવુ તેનું નામ વિદ્યા.** અર્થાત્ વિદ્યા એટલે બનેલા બનાવો ઉપરથી કાઢેલો સાર, બનાવોની માહિતી નિરીક્ષણ, વાતચીત કે વાંચન ઉપરથીજ માલુમ મળે છે આવા પુસ્તકોનુ વાંચન તેટલા સારૂજ ઉપયોગી હોય છે.

સદરહુ પુસ્તકના સબધમા નીચેના પુસ્તકો જોયા છે

A Hand-book of Commercial Training
A Hand-book of Commercial Information
for India by C W. E Cotton Esq
The Investors' Guide
The statistical Abstract for British India 1912-21
Lessons in Commerce

વ્યાપાર શિક્ષક,
વ્યાપારની ચાવી,
વ્યાપારી માહિતી.

આ ઉપરાત દેશી વેપારી ચેબરના છેલ્લા ત્રણ વરસના માસિકો, ફીનેન્સ એન્ડ કૉમર્સના અકો, જુદી જુદી ડીરેકટરીઓ અને ઇઅર બુકો, કેપીટલ પત્રો અને મેગેઝીનો, કેટલાક ઉપયોગી ચાલુ પત્રો, વિગેરે વિગેરે.

આ સર્વના આધારો કેટલેક સ્થળોએ લેવા પડયા છે તે માટે તેઓના કર્તાઓનો આભાર માનવાની મારી પવિત્ર ફરજ છે. આ ઉપરાત કેટલાક ગૃહસ્થોએ નિસ્વાર્થ પોતાનો વખત રોકી, પોતાના ધધામાથી વખત લઇ વિદ્યા વિલાસજ ખાતર કેટલીક હકીકત પુરી પાડી છે, તેમાના કેટલાક પોતાના નામ દર્શાવવા ઇચ્છા ન રાખતા હોવાથી જણાવી શકાતા નથી, તો પણ તેમાં શેઠ નટવરલાલ કેશવલાલની કું. વાળા રા. મોતીલાલ નારણદાસનો વ્યાજ જગાત વિગેરેની હકીકત માટે, સુદામા પેપર માર્ટવાળા રા. મગનલાલ માણેકલાલ ઝવેરી કે

જેઓએ કાગનની હકીકત ઉપરાત કેટલાક વિષયો પરત્વે સુચનાઓ કરી છે તેમનો, શેઠ અમુલખ ખુમચદવાલા અને મરહુમ ભાઇ બાપાલાલ મગનલાલ કે જેઓએ મોતીના ચવના હિસાબ પરત્વે ખાસ તકલીફ ઉઠાવી સગવડતા કરી આપી હતી તેમનો, સદગત શેઠ મકનજી મોરારજીનો તથા શેઠ કલ્યાણજી ચત્રભુજ કે જેઓએ નોટ અને લોનના વિષયમા પોતાના અનુભવનો લાભ આપ્યો છે તેનો, વાયદાના વેપારના કામમા જાણીતા કમીશન એજન્ટ રા રેવાશંકર માધવજીએ તે વિષય જોઈ જવાની અને સુધારો વધારો કરી આપી વખતનો લાભ આપ્યો તેનો, ઇસ્ટેટના દલાલીના વિષય સબધમા શેઠ ચતરભુજ ભવાનીદાસનો તથા દેશી વેપારી ચેબરના સેક્રેટરી રા જે કે મ્હેતા અને આસિ સેક્રેટરી ભાઇ કાન્તીલાલ એમ દેશાઈ કે જેઓને વખતોવખત આપેલી તસ્દી માટે આભાર માનવો આવશ્યક છે

આ પુસ્તક ઘણી વ્યક્તિઓના અનુભવો છતા આપેલા વિષયો સપૂર્ણ છે એમ કહેવાનો દાવો નથી. દરેક બનતી માહિતી આપી છે છતા યોગ્ય સુચના કે વાજબી સુધારો જણાવવામા આવશે તો ઉપકાર સહિત સ્વીકારવામા આવશે, અને આ પ્રયાસ ફલીભુત થયા બાદ નવા રૂપમા ઉત્તમ પ્રકારે જોઇ શકાશે.

પુસ્તક બહાર પાડવામા થયેલો વિલબ કે જે કેટલીક અડચણને આભારી છે અને જેને લઇને અગાઉથી ગ્રાહક તરીકે નામ નોધાવનાર ગૃહસ્થોને આપેલા વાયદા લબાવવા પડ્યા છે તેમની આ સ્થળે ક્ષમા માગુ છુ, છતા તે લબાવેલા વાયદાને લીધેજ પુસ્તકની હકીકતમા વધારો થયો છે, એમ જોઇ શકાશે

વળી જે જે ધારાધોરણો ( મડળના કે વેપારના) આ પુસ્તકની અદર દર્શાવવામા આવેલ છે, તે ચાલુ રીવાજ મુજબ સમજવા છતા વખતના વહેવા સાથે તેમા ફેરફાર થાય કે સુધારો વધારો થાય અને તે જાણવામા આવે તો સુજ્ઞોએ તે મુજબ સમજી લેવુ

છેવટમા એટલુજ જણાવવાનુ કે બને ત્યાસુધી સ્થાયી હકીકતજ દરેક વિષય પરત્વે તો આપવામા આવી છે, છતા સુધારાવધારાનુ સ્થાન તો રહેજ કારણકે વેપાર એ શબ્દ વ્યાપક છે, તેમાં સમયાનુસાર ફેરફાર થવાનાજ. તો નીરક્ષીરરૂપે હસદૃષ્ટિ રાખવી એ સુજ્ઞનુ કર્તવ્યજ છે.

આ પુસ્તક બહાર પાડવામા અગાઉથી નામ નોધાવનારા ઉપરાત સુતરબજારની એસોશીએશન કે જેણે એકસો પ્રતો રાખી ઉત્તેજન આપી ઉત્સાહમા વધારો કર્યો તે માટે તેમનો ખાસ આભાર માનવામાં આવે છે.

સદરહુ પુસ્તકના છાપવાના કાર્યમા જે ખત અને કાળજી રાખી તેના માલેક શા. મુલચદ કીસનદાસ કાપડીઆ અમોને સગવડ આપતા રહ્યા છે, તે માટે અત્રે તેમનો પણ આભાર માનવાની અમારી ફરજ સમજીએ છીએ

મુબઇ<br>
તા૦ ૩ જુન સને ૧૯૨૪

પ્રાણજીવન વીઠલદાસ ધ્રુવ



# અનુક્રમણિકા.


| ક્રમાંક | વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ | વેપાર અને વેપારીઓ | ૧ |
| ૨ | હીંદુસ્થાનની જુદી જુદી રેલ્વેઓ કેટલા માઇલમાં અને કયા કયા ભાગમાં નખાયેલી છે, તેના મુખ્ય સ્ટેશનોના નામ | ૩ |
| ૩ | હીંદના મુખ્ય વેપારી બંદરો અને શહેરો | ૪ |
| ૪ | કાપુસ–રૂ | ૧૩ |
| ૫ | સુતર | ૨૦ |
| ૬ | કાપડ | ૩૫ |
| ૭ | રેશમ | ૪૩ |
| ૮ | ઊન | ૪૫ |
| ૯ | કતાન અને બારદાન | ૪૯ |
| ૧૦ | ચોખા | ૫૩ |
| ૧૧ | અનાજ | ૬૦ |
| ૧૨ | ઘઉં તથા તેલ બીઆ | ૬૨ |
| ૧૩ | ઘી | ૭૫ |
| ૧૪ | તેલ | ૭૭ |
| ૧૫ | ગોળ | ૭૯ |
| ૧૬ | ખાંડ | ૭૯ |
| ૧૭ | સાકર | ૮૫ |
| ૧૮ | કરીઆણા અને ગાંધીઆણા વિગેરે મુખ્ય મુખ્ય ચીજોની ઉપયોગી વ્યાપારી હકીકત | ૮૬ |
| ૧૯ | કાથો | ૧૦૫ |
| ૨૦ | જુદી જુદા ચીજોના મુંબઇમાં ચાલતા તોલમાપનો કોઠો | ૧૦૭ |
| ૨૧ | કરીઆણા વિગેરેનો જે તોલ જણાવેલ છે તેનુ રતલના હિસાબે વજન કેટલુ તેની નોંધ | ૧૧૫ |
| ૨૨ | હીંદુસ્થાનના જુદા જુદા સ્થળોના તોલની સમજણ | ૧૧૬ |
| ૨૩ | કોષ્ટકો | ૧૧૭ |
| ૨૪ | મોતી હીરા અને જવેરાત | ૧૧૯ |
| ૨૫ | ચાંદી ( રૂપુ ) | ૧૪૫ |
| ૨૬ | સોનુ | ૧૫૦ |
| ૨૭ | ત્રાંબુ, પીતળ, જર્મનસીલ્વર, એલ્યુમીનમ અને કલાઇ | ૧૫૭ |
| ૨૮ | લોખંડ | ૧૬૦ |
| ૨૯ | લાકડ | ૧૬૨ |
| ૩૦ | કોલસા | ૧૬૦ |
| ૩૧ | કાચ | ૧૬૭ |

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૩૨ | કાગળો | ૧૬૯ |
| ૩૩ | હાથીદાંત | ૧૭૬ |
| ૩૪ | હુંડી | ૧૭૮ |
| ૩૫ | અંગ્રેજી હુંડીના હીસાબ (પોંડના રૂપીઆ) ( શિ ૧-૩ાા થી ૧-૭ સુધી) | ૧૮૪ |
| ૩૬ | દેશી હુંડી | ૨૪૧ |
| ૩૭ | નોટસ અને લોન્સ | ૨૪૮ |
| ૩૮ | સ્ટોક અને શેર | ૨૫૮ |
| ૩૯ | સટ્ટો અને વાયદાનો વેપાર | ૨૭૮ |
| ૪૦ | વાયદાના વેપારના ધારા અને કમીશન એજંટોની પેઢીઓ | ૨૮૫ |
| ૪૧ | એસોશીએશનો | ૨૯૧ |
| ૪૨ | હાજર માલની આડત, હકશી અને વલતર સબંધમાં ધારા | ૨૯૬ |
| ૪૩ | ટાઉનડયુટી કયા કયા માલ ઉપર અને કેટલી લેવાય છે તેની વિગત | ૨૯૮ |
| ૪૪ | હીંદનું સરકારી જગાતનું ધોરણ સને ૧૯૨૪નું | ૨૯૯ |
| ૪૫ | નોરનો વેપાર | ૩૨૦ |
| ૪૬ | વીમો | ૩૩૧ |
| ૪૭ | સ્થાવર જમીન અને મકાનોના લેવાણ વેચાણ સબંધી દલાલી વિગેરેના ધારા અને રીત રીવાજો | ૩૩૮ |
| ૪૮ | પગાર ભથ્થું કે રોજીંદી મજુરી ગણવાનો કોઠો | ૩૪૦ |
| ૪૯ | દેશીનામું | ૩૪૧ |
| ૫૦ | વારોવારીક વ્યાજ અને તેની સમજણ | ૩૪૪ |
| ૫૧ | વ્યાજના કોઠા (આઠ દસ અને બાર આના લેખે) | ૩૪૮ |
| ૫૨ | ઇનકમટેક્ષ સબંધી સુચના | ૩૭૨ |
| ૫૩ | હીંદુસ્થાનના દરેક જાતના પાકના રીપોર્ટ જે સરકાર તરફથી બહાર પડે છે તેની મુદતની નોંધ | ૩૭૯ |
| ૫૪ | ટપાલ સબંધી ઉપયોગી હકીકત | ૩૮૧ |
| ૫૫ | તાર સબંધી હકીકત | ૩૮૬ |
| ૫૬ | દુનીઆમા રહેતો એક વખતનો ટાઇમ | ૩૮૮ |
| ૫૭ | દુનીઆના મોટા શહેરોમા વાર્ષિક પડતા વરસાદની સરાસરી | ૩૯૦ |
| ૫૮ | મુબઇમા આવેલી બેંકોના નામ અને ઠેકાણા | ૩૯૨ |
| ૫૯ | રેલ્વે સબંધી સામાન્ય અને ઉપયોગી માહિતી | ૩૯૩ |
| ૬૦ | વિષયોની વસ્તુ-નિર્દેશ વિગતસહ અનુક્રમણિકા | ૪૦૧ |
| ૬૧ | વેપારીઓની ડીરેકટરી | ૪૨૨ |

હુન્નર ઉદ્યોગના વિષયનો નમુનો-બારી ભરતકામ-(પાના ૪૧૪ મે જોવુ)

**ઉપર જણાવેલા વિષયોની વિગતવાર હકીકત જાણવા અને જોવા માટે વાંચો પાના ૪૦૧ થી ૪૦૮**

# શુદ્ધિપત્ર.

**નોંધ**—જે જે ભુલો છાપખાનામાં છપાતી વખતે અક્ષરો ખડી પડી ગયાને લીધે થયેલ હોય તે વાંચનાર સુધારી વાંચશે એવી આશા છે બાકીની સરતચુકથી રહેલ ભુલોનુ શુદ્ધિપત્ર આપેલ છે.

| પાનું | લીટી | અશુદ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૮ | સુતરમા કાપડ કાઢનારી | સુતર અને કાપડ કાઢનારી |
| ૩૦ | ૪ | ૧ા થી ૫૮ ૨ાા | ૨ા થી ૨ાા |
| ૩૦ | ૧૭ | દલાલી ટકો ૦ાા | ટકો ૦ા |
| ,, | ૨૮ | Bomay | Bombay |
| ,, | ,, | Naitve | Native |
| ૩૬ | ૧ | આકલી | આકલેટ |
| ,, | ૧૮ | લખાય | લેખાય |
| ૪૨ | ૩૨ | ત્રાકા | ત્રાકો |
| ૫૩ | ૧ | ચો | ચોખા |
| ૬૧ | ૨૯ | કલ્પી | કાલ્પી |
| ૬૯ | ૨૧ | વારપવા | વાપરવા |
| ૮૮ | છેલ્લી | નીલગ | નીલગીરી |
| ૧૦૪ | ૧ | પાસીસ | પાલીસ |
| ૧૧૯ | ૧૭ | સેફાપર | સેફાયર |
| ૧૩૪ | ૨૯ | ૫૫ાાા ૧ાા ૦ાા | ૫૫ાા ૧ાા ૦ાા |
| ,, | ૩૦ | ૫૫ાા ૧૧ાા ૧ા | ૫૫ાાા ૧૧ાા ૧ા |
| ૧૩૬ | છેલ્લી | ૮૫ાા ૧૨ાા | ૧૮૫ાા ૧૨ાા |
| ૧૩૭ | ૨૦ાા≈ | ૨૪૩ાા ૨૧ ૧ા | ૨૪૩ાા ૨૧ા ૧ા |
| ૧૩૮ | ૨૧)≈ાા | ૨૫૭ાાા ૧૯ા ૩ાા | ૨૫૭ાાા ૧૯ાા ૩ાાા |
| ,, | ૨૧ા | ૨ ા૭ાા ૨૦ાા ૦ા | ૨૫૮ાા ૨૦ાાા ૦ા |
| ,, | ૨૭ાાા ૦ાા | ૨૯૭ા ૮ા ૦ાા | ૨૯૭ા ૮ાા ૦ાા |
| ૧૪૫ | ૨૦ | તો ગુણુવા | તો ૬ ગુણુવા |
| ૧૬૩ | ૧૯/૨૪ | બારો | (ભુલથી છપાઇ ગયું છે) |
| ૧૭૨ | ૧૭ | ૧૩×૧૬ | ૧૩½×૧૬½ |
| ૧૭૫ | ૧૯ | ૧૭×૨૨ | ૧૭½×૨૨½ |
| ,, | ૨૦ | ૧૩½×૧૬ | ૧૩½×૧૬½ |
| ,, | ૨૬ | ૧૫×૨૦ | ૧૫½×૨૦ |
| ,, | ૩૨ | શાસ્તર શાની | શાસ્તરખાની |
| ૧૮૦ | ૭ | એકસમેજ | એકસચેજ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૬ | શિ. ૪ ૧-૪¼% લેખે | રૂા ૩-૧૫-૧-૫૦ | રૂા. ૨-૧૫-૧-૫૦ |
| ,, | પી. ૯૦ ૧-૪½ ,, | ,, ૧૧૨૯-૩-૮-૩૦ | ,, ૧૩૨૯-૩-૮-૩૦ |
| ૧૯૯ | ,, ૧૦૦ ૧-૪¾% ,, | ,, ૧૫૫૫ . . . | ,, ૧૪૫૫ |
| ૨૧૭ | ,, ૧૦૦૦ ૧-૫% ,, | ,, ૧૬૬૬૫ | ,, ૧૩૬૬૫ |
| ૨૧૮ | લીટી બીજી | ૧-૫¾ | ૧-૫¾ |
| ૨૩૬ | શિ. ૧૯ | ,, ૧૨-૩-૬-૭૨ | ૧૨-૨-૬-૭૨ |
| ૨૫૩ | લીટી ૧૪ | જેને | જેવો |
| ૨૫૪ | ,, ૭ | કીમતનો | કીમતના |
| | ,, ૧૧ | ૧૦ | ૧૦૦ |
| | ,, ૨૬ | Promise to pay | Promise to pay on demand. |
| ૨૫૮ | ,, ૩૧ | ઓરડીનરીઅનો | ઓરડીનરી અને |
| ૨૬૧ | ,, ૨૭ | Cumulativs | Cumulatives. |
| ૨૬૯ | છેલ્લી બે લીટીમા શબ્દો ઉલટા સુલટા છપાયા છે તે હેઠળ ઉપર કરી સુધારી વાંચવા એટલે સોદા ચાલે છે અને સોદા બદલાવી નાખવા એમ વાચવુ | | |
| ૨૭૨ | લીંટી ૨૧ | કમીટીમા | કમીટીની |
| ૨૭૩ | કરીમભાઇના | | |
| | શેરોની સખ્યા | ૧૮૮૦૦ | ૮૮૦૦ |
| ૩૧૪ | લીટી ૫ | ત્રાઝનર | ત્રાઉઝર |
| ૩૩૧ | ,, ૨૩ | સને ૯૭૬ | સવત ૧૯૭૬ |
| ૩૩૩ | ,, ૨ | ઉભો | ઊભી |
| ૩૩૬ | ,, ૫ | Asoociation | Association |
| ૩૭૦ | ,, ૧ | દિવસ ૩૬૧ નુ | ૩૬૦ નુ |
| ૩૮૮ | ,, ૨૩ | | |
| | ડબ્લીન-આયર્લાંડ | ૧૧-૩૫ P M | ૧૧-૩૫ A M |
| ૪૦૯ | ,, ૫ | Ar-bharat | Aribharat |
| ૪૨૪ | ,, ૪ | તપનીસ | તપસીલ |
| ૪૨૭ | નાથાલાલ રેવાશકર ભટ્ટ અને નેમચદ લાલચદ એ બન્નેમાં છાપખાનાની ભુલથી ધધા ઉલટા સુલટા (ઉપર નીચે) મુકાઇ ગયા છે તે સુધારીને વાચવુ | | |



શ્રી ૨।

# "વેપારી બજારોનો ભોમીઓ"

# A Guide to C0mmerce.



## ૧-" વેપાર અને વેપારીઓ "

## TRADE AND TRADERS

**"વ્યાપારે વસતિ લક્ષ્મી'** એ સૂત્ર અનુસાર દેશની ખરી આબાદી તેના વ્યાપાર, ધધા, કળા, વિદ્યા અને ઉદ્યોગ હુન્નર ઉપર અવલબીને રહેલી હોય છે તેમા રહેલી વિવિધતાઓ જાણવી તે વેપારીઓને ખાસ અગત્યનુ છે વેપારમા નાનામા નાના કામથી શરૂ કરી છેટલે સુધીના કામકાજથી જે માહિતી મેળવે તેજ કુશળ વેપારી ગણાય છે

હીદ એ વેપારનુ વિશાળ ક્ષેત્ર છે ઘણા વખતથી બોલાતી આવતી ઉક્તિ છે કે **"હીંદ એ કાચુ સોનુ"** છે, તેનુ કારણ એ છે કે હીદ આખી દુનીઆને હાજત પુરી પાડનો અગ્રસ્થાને આવેલો દેશ છે હીદ વેપારમા, તત્ત્વજ્ઞાનમા અને કાવ્યો નીપજમા સર્વોત્તમ દેશ ગણાઇ ચુકયો છે કાચા સોનાનો એટલોજ અરથ છે કે આજ બએ હજાર વરસ થયા ગ્રીક ગીજનીના માદી મુગલ સુધીના તેમુર, જધીમખાન જેવા લુટારૂઓ અઢળક દોલત લઇ ગયા અનેક યુરોપીય અને પરદેશી વેપારીઓ આવી અનેક તરેહથી જેમ લેવાય તેમ લઇ ગયા છતા તે પોતાની મૂળ સ્થિતિએ ઊભો છે તે તેની સાચી પેદાશને લીધેજ છે ચાલુ દાખલા તરીકે મુબઇ ઇલાકા તેના કાપડ સુતરના મીલ ઉદ્યોગ ને માટે, બગાળા-કલકત્તા તેના ગળી શણ અને કોલસાની ખાણોને માટે, આસામ અને નીલગીરી ચાના ઉદ્યોગને માટે, રગુન બરમા ચોખા, ઇમારતી લાકડુ અને ઘાસલેટ વીગેરે ખનીજ તેલને માટે, મદ્રાસ ઈલાકો નીકોના ચા અને બુદ કાફી પકવવાના મોટા વજીફાઓને માટે, કરાચી ઘઉ અને અનાજ બીઅની પેદાશ અને નીકાશને માટે, કાશ્મીર રેશમ પકવવાના ઉદ્યોગ માટે, પજાબ ઊનના વેપારને માટે અને કાનપુર ગરમ કાપડના ઉદ્યોગને માટે પ્રખ્યાત છે તે સહુ કોઇ જાણે છે

હાલની પરીસ્થિતિ આવી છે એટલુજ નહી, પરતુ દરેક ચીજ નીકાશ

તેમજ આયાત કરવામા પણ તે એકકુ છે નીકાશમા કયો કયો માલ કયે કયે સ્થળે મળે છે તે આગળ દર્શાવેલુ છે તેમ આયાત પણ કેટલી ચીજોની અને કેટલા પ્રમાણમા કરે છે તે પણ દર્શાવેલુ છે, છતા પણ ટુકમા જણાવવાનુ જે કચ્છી ઘોગા બહુધા લકા અને સ્ટેટસ સેટલમેટમા, ઘઉ ઇગ્લાડ, બેલ્જીઅમ, વિગેરે દેશોમા, અફ્રીણ ચીન, કોચીનચીન અને મલાયાના ટાપુઓ ઉપરાત મીસર અને તુર્કસ્તાનમા, રૂ અને ગોળ ઇગ્લડ આદિ દેશોમા, તેલી બીઆ અને તલ ફ્રાન્સ આદિ મુલકોમા અને ઊન ખાસ ઇગ્લાડમા નીકાશ કરનારો દેશ હીન્દ છે તેમજ દુનીઆના દરેક ભાગમા અનાજ, રૂ, તેલબીઆ, શણ, ઊન, ધાતુઓ, ચા, કાફી અને કરીઆણાની ચીજો આયાત નીકાશ થયા કરે છે તેની હકીકત વીગતવાર આ પુસ્તકમા આપવામા આવી છે તે જોવાથી જણાશે.

હીન્દનુ ક્ષેત્રફળ ૧૭,૭૩,૧૬૮ ચોરસ માઈલ છે અને વસ્તી સને ૧૯૨૧ ના ૧૮ મી માર્ચની રાત્રે ગણત્રી કરી તે મુજબ ૩૧,૯૦,૭૫,૧૩૨ ની (બ્રીટીશ અને દેશી રજવાડામા થઇને ગણત્રી કરતા) થઈ હતી હીમાલયથી કેપ કુમારી સુધી અને કલકત્તાથી કચ્છ સુધી રેલ્વે દરેક ભાગમા નખાયેલ હોવાથી, તેમજ દેશના અદરના ભાગમા નહેરોની ખીલવણી થયેલી હોવાથી અને નાના મોટા બદરોમા સ્ટીમરો અને વહાણોની મોટી આવજાવ થતી રહેતી હોવાથી હાલ ને હાલમા વેપાર ફુલ ખીલી નીકળ્યો છે જર્મન બ્રીટીશની છેલ્લી લડાઇ દરમ્યાન વેપારનુ પાસુ હીન્દની તરફેણમાજ હતુ, તેનુ કારણ કાચા માલની કીમત પરદેશમા ઉચા ભાવે ગણાણી અને આયાત ચીજના ભાવ દેશમા વધી ગયા હતા

ગુજરાતની આટલી ઉપયોગી હકીકત અને દેશની પરિસ્થિતી દર્શાવ્યા બાદ કેટલી અને કઇ રેલ્વેઓએ કેટલા માઇલમા પોતાની લાઇન નાખી છે તે વેપારીઓને ખાસ જાણવુ જરૂરનુ હોવાથી તે હકીકત સહિત તેના ઉપર આવેલા મોટા સ્ટેશનો જણાવવાનુ કામ પ્રથમ કરેલ છે, અને બીજી ઉપયોગી હકીકત કઇ કઇ ચીજ કયે કયે સ્થળે ઉત્પન્ન થાય છે, અને નીકાશ કયા દેશ ખાતે કયે બદરેથી થાય છે, તે આપ્યા પછી દેશની કાચી દોલતની દરેક ચીજની ઉપયોગી ભિન્ન જાત અને ભાત, તોલ, વલત વટાવ, અને આયાત નીકાશ વિગેરેની હકીકત જણાવવાનુ કાર્ય ધરવામા આવ્યુ છે આ સ્થળે એક બાબત જણાવવાની જરૂર છે કે આ પુસ્તકમા હીન્દ અને દેશ પરદેશની વેપારની હકીકત આપવામા આવેલ છે પરતુ દાખલા તરીકે અમુક ગામનુ ઉદાહરણ હોવુ જોઇએ, જે ઉપરથી ખાસ અનુભવ કરી શકાય, આ હિસાબે મુબઇ કે જે પહેલા નબરનુ હીન્દનુ બદર અને શહેર હોવાથી તેનોજ દાખલો લઇ વીગત લખી છે.

## ૨-"હીંદુસ્થાનની જુદી જુદી રેલ્વેઓ કેટલા માઇલમા અને કયા કયા ભાગમા નખાયેલી છે, તેના (હેડક્વાર્ટર) મુખ્ય સ્ટેશનના નામ સહિત હકીકત":—( Indian Railways with their Head Quarters. )

| રેલ્વેનુ નામ અને તેનુ હેડકવાટર. | કેટલા માઇલમા | મુખ્ય મુખ્ય કયા પ્રદેશમા પસાર થાય છે અને તે ઉપરના મોટા સ્ટેશનો |
|---|---|---|
| બ ગાળ નાગપુર રેલ્વે (કલકત્તા) | ૩૧૨૩ | બીહાર, ઓરીસાથી વીઝાગાપટમ સુધી તેના ઉપર રાઇપુર, જબલપુર વીગેરે |
| બોબે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડીઆ રેલ્વે (મુબઇ) | ૪૦૭૬ | મુબઇ ઈલાકો, મધ્ય પ્રાતથી રજપુતાના થઇ પજાબ સુધી તેના ઉપર દીલ્હી મથુરા, સુરત વીગેરે, |
| ઇસ્ટર્ન બેગાલ સ્ટેટ રેલ્વે (કલકત્તા) | ૧૭૬૪ | બગાળા, આસામ, ગગાજીનો પ્રદેશ અને હીમાલય સુધી. તેના ઉપર નારાયણગજ અને પટણા વીગેરે |
| ઇસ્ટ ઇંડીઅન રેલ્વે (કલકત્તા) | ૨૭૮૩ | પજાબ, બીહાર અને બગાળાના પ્રાતમા તેના ઉપર બનારસ, અલ્હાબાદ, દીલ્હી, અલીગઢ વીગેરે |
| ગ્રેટ ઇંડીઅન પેનીનશુલા રેલ્વે (મુબઇ) | ૩૪૪૧ | મુબઇ અને મદ્રાસ ઈલાકામા થઇ મધ્ય પ્રાત ને રજપુતાના અને સયુક્ત પ્રાન્તમા તેના ઉપર પુના, નાગપુર, આગ્રા, અહમદનગર, વીગેરે સ્થળો છે |
| મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે (મદ્રાસ) | ૩૧૭૧ | મુબઇનો દક્ષીણ ભાગ, મદ્રાસ ઈલાકાનો ઘણો ભાગ અને મહીસોર પ્રાતમા તેના ઉપર પુના, મહીસુર કોકનાડા, બેગલોર વિગેરે |
| નીઝામ સ્ટેટ રેલ્વે (સીકદરાબાદ) | ૬૧૦ | હૈદરાબાદનુ રાજ્ય. |

| | | |
|---|---|---|
| નોર્થવસ્ટર્ન રેલ્વે (લાહોર) | ૫૬૮૭ | સીધ, પજાબ અને બલુચીસ્તનના ભાગમા તેના ઉપર હૈદ્રાબાદ, શીકરપુર, રાવલ પીડી, અમૃતસર, ક્વેટા વીગેરે |
| આઉધ એન્ડ રોહીલ ખડ રેલ્વે (લકનો) | ૧૬૨૪ | સયુક્ત પ્રાતમા તેના ઉપર બનારસ, લકનો અલીગઢ, દહેરાદુન વીગેરે |
| સાઉથ ઇડીયન રેલ્વે (ત્રીચીનોપલી) | ૧૯૫૩ | દક્ષીણ હીદના અને મદ્રાસ ઇલાકાથી ઠેઠ ધનુષ્કોડી સુધી તેના ઉપર મદુરા, કોઈમબતુર, કાલીકટ, તુતુકોરીન વીગેરે |
| આસામ બગાળ રેલ્વે (ચીતાગોગ) | ૧૦૪૧ | આસામ પ્રાતમા તેના ઉપર નારાયણગજ, ગોહતી, સીલ્હેટ વીગેરે |
| બગાળ અને નોર્થવેસ્ટર્ન રેલ્વે (ગોરખપુર) | ૨૦૬૧ | સયુક્ત પ્રાતો અને બીહારમા તેના ઉપર મોગીર, અલ્હાબાદ વિગેરે |
| બર્મા રેલ્વેઝ (રગુન) | ૧૬૩૩ | બરમાની અદર તેના ઉપર પેગુ, માડલે, બસીન વીગેરે, |

આ સિવાય કાઠીઆવાડની નેટીવ સ્ટેટસ રેલ્વે, તાપ્તીવેલી રેલ્વે તથા એવી બીજી નાની લાઇને-પેટા લાઇનો છે તે અધ્યાહાર તરીકે સમજી લેવાની છે

---

## ૩ "હીદના મુખ્ય વેપારી બદર અને શહેરો" (Chief Ports & Towns of India)

હીદમા **સરકારી જગાત** દરીઆઈ રસ્તે આવતા માલની લેવા માટે **મોટા છ થાણા** નક્કી નિમાયલા છે તેના નામ —

કલકત્તા મુબઈ, મદ્રાસ, રગુન, કરાચી, અને ચીતાગોગ

કેટલાક બદરો તથા શહેરો જે વેપારના મુખ્ય સ્થળો છે, ત્યાથી કયો કયો માલ **આયાત નીકાશ** થાય છે તેનુ ટુક દીગદર્શન —

**એડન**-પેરીમ-વસ્તી પચાસ (૫૪૬૨૨) હજારની આશરે છે આ બદરે સ્ટીમરો હમેશા પુષ્કળ જોવામા આવે છે, કારણકે જે માલ અરબસ્તાન, સુદાન, ...ની અબાન, સોમાલી, ઇટાલીના અને ફ્રેચના આફ્રીકાના બદરો અને

આણીસીનીઆમા જવાનો હોય તે અહી ટ્રાન્શીપ કરે છે એટલે ખાલી કરે છે, અને યુરોપ અને એશીઆના બંદરો માટે લઇ જવાનો માલ ઉપાડે છે તે તરફની ઉપજમા ખુદ, ચામડા, ગુંદર, હીરાબોર, છીપ, મોતી અને નીમક છે જેની નીકાશ થયા કરે છે અને કાપડ ખાંડ અને ખોરાકી બરની આયાત કરે છે.

**કરાચી**—આ બંદરની ખુબી એ છે કે વીલાયત જવા માટે હીંદનુ પાસેનુ પાસે બંદર આ છે લગભગ બસો વરસ થયા ઘણા દેશાવરો સાથે વેપાર ખેડતુ ચાલ્યુ આવે છે તેથી તેનો વેપાર ધમધોકાબ્જ છે મુખ્ય ચડત આ બંદરેથી ઘઉ, રૂ, જવ, તેલીબીઆ, ઊન, ચામડા, હાડકા વીગેરેની છે અને આયાતમા કાપડ, અને ગરમ વુલન કાપડ તેમજ હોઝીઅરી, ખાંડ, લોખંડી સામાન, ઘાસલેટ અને કોલસા મુખ્ય છે. સરકારને હિસાબેજ નોર્થ વેસ્ટર્ન રેલ્વે માટે જોઇતો કોલસો જંગી સ્ટીમરો ભરાઇને આ બંદરે હમેશા જોવામા આવે છે ત્યાની વસ્તી છેલ્લી વસ્તી ગણત્રી ૧૯૨૧ માર્ચની ૧૮ મી મુજબ ૨૧૫૭૮૧ માણસની છે બલુચીસ્તાન, અફગાનીસ્તાન તથા ઉત્તર તરફના સરહદ ઉપરાતના બીજા દેશો માટે માલ આ બંદરેથી તરી તેમજ ખુસ્કી રસ્તે જતો હોવાથી વેપાર બહોળા પ્રમાણમા છે અને હાલમા બંદર તથા પોર્ટ ટ્રસ્ટનુ કામ સુંદર જણાય છે

**મુબઇ**—વેપારને માટે જાણીતુજ છે ૧૬૬૮ મા ચર્લ્સ બીજાને પહેરામણીમા મળ્યુ ત્યારનુ પચાસ ઝુપડાનુ અને હાલનુ પચાસ લાખ દેદીપ્યમાન આકાશી ઇમારતોથી દેખાતુ મુબઈ એ બેમા કેટલો ફેર ? હાલના મુબઈની ગોદીઓ અને બંદરનો ઠઠારો, રેલ્વેની આવજાના ધમધમાટ, પોર્ટ ટ્રસ્ટ અને મ્યુનીસીપાલીટીઓની ધમાલ અને વેપારી વાહનોના શોર બકોર અવનવીજ શોભા દર્શાવે છે તે બધા વેપારનોજ પ્રતાપ છે મુબઇમા કાચી ચીજની આવકમા રૂ મુખ્યત્વે ગણાય છે જેટલું રૂ આ બંદરે આવે છે તેટલુ હીંદના કોઇ પણ બંદરે આવક ચડત થતુ નથી આ ઉપરાત કોલસો, ચામડા, સુતર, કાપડ, લોખડ, અનાજ, તેલબીઆ, કાચીધાતુ, ઘાસલેટ અને ઘાસ, ઊન, હરડં, અફીણ, ખાંડ, ઇમારતી લાકડું વીગેરે છે; અને આ કાચા માલ ઉપરાત બીજી કેટલીક ચીજો દુનીઆના દરેક દેશાવરે જાય છે દુનીઆના દરેક ભાગની અને પ્રાતની આગબોટો લાગરેલી હમેશા આ બંદરમા ભરચક દેખાય છે—વળી હજ પઢનારા હાજીઓને સ્ટીમરનુ સાધન અહીંથી હોવાથી, દુનીઆના દરેક ભાગના સ્ટીમર વાળાની ઓફીસો અહી હોવાથી, ચીન જાપાન તથા એશીઆ અને આફ્રીકાના દરેક વેપારીઓની ખરીદી નિરંતર ચાલુ હોવાથી અને પરદેશી સહેલાણીઓની આવજાવથી તથા દેશના—અંદરના ભાગ કાઠીઆવાડ મલબાર વિગેરેના વેપારનુ મધ્ય સ્થળ આ બંદરજ હોવાથી મુબઇ એ અલકાપુરી છે આ બંદર દસ માઇલ લાબુ અને ચા

છ માઇલ પહોળાઇમા છે અને હજુ વધતુ જાય છે તેમા ત્રણ લીલી જબરી ગોદીઓ અને બે સુકી ગોદી જબરદસ્ત છે, તેનુ એકદર બાંધકામ ૪ા માઇલમા છે આ ગોદીમાથી રૂ જે રીવરી કોટન ગીનનો જથો ઠરાવવામા આવેલ છે ત્યાથી ચડત થાય છે

**મારમુ ગોવા**—કોકણના કીનારા ઉપર જઉગ-માલવણ એ વેપારના ધીકતા બદરો છે, પણ ગોવા જબરૂ બદર-બારૂ-હોવાથી મુબઇની ઉપડેલી તે તરફ આફ્રીકા જતી સ્ટીમર પ્રથમ અહીં બદર કરે છે, તે પોરતુગીઝ સરકારને તાબે છે દીવ, દમણ ને ગોવા એ ત્રણ પોરતુગીઝના થાણા છે તે માહેલુ આ બારૂં ઘણુ સારૂ અને સગવડતાવાળુ છે, સ્ટીમર ઉપરથી આસપાસનો દેખાવ ઘણો રળીઆમણો લાગે છે આ બદરેથી કાચી ધાતુ યુરોપ તરફ, નીમક, અને લાકડા, બસરા તરફ, અને નાળીએર અને સોપારી હીદના બીજા ભાગમા જાય છે.

**મેગલોર**—મદ્રાસ ઇલાકામા કાનરા પ્રાતમા આવેલુ વેપારનુ બદર ગોવાથી ૧૩૦ માઇલ થાય છે અહીથી મરીની નીકાશ યુરોપ ખાતે મોટા જથામા થાય છે, કારણ કે મરીના વજીફા નજીદના પ્રાતમા આવેલા છે, તે ઉપરાત કાફી, સુખડ, જે મહિસોરની મુખ્ય પેદાશ છે, તેની અહીંથી ચડત થાય છે આ ઉપરાત વળી નળીઆ, ચોખા, મછીઆરૂ વીગેરે સીલોન તથા બીજા બદરના ભાગમા જાય છે આ બદરમા મુખ્ય આવક કાથાની છે જે કાથો લકદીવ બેટો જે તેની નજીકમા છે ત્યાથી, કાથો કાથાના દોરડા બનાવવા માટે ઉપયોગી રેસા પુષ્કળ અત્રે આવે છે

**તેલીચેરી**—મેગલોરથી ૬૪ માઇલ છે સ્ટીમર દરીઆમાં બંદરથી બે માઈલ દૂર ઊભી રહે છે અહીંથી કાફી, મરી, કોપરા, સુખડ અને ચા ની નીકાશ મોટા પ્રમાણમા થાય છે, કારણ કે કાફી અને મરીના વજીફા-તેની આસપાસ આવેલા મહીસુર અને કુર્ગ પ્રાતને સગવડ પડતા છે

**કાલીકટ**—મલબાર જીલ્લામા કોચીનથી ૯૦ માઇલ આવેલુ છે. વસ્તી ૮૧૯૯૫ માણસની છે બારૂ છીછરૂ છે, કીનારેથી આગબોટો ત્રણ માઇલ દૂર લાગરે છે ત્યાની દીવાદાડી બાર માઇલમા ફરતી દેખાય છે દર વરસે આશરે બસો આગબોટો લાગરે છે ત્યાની પેદાશ નીકાશમા કાથો, કાથાના દોરડા, કોપરા, કાફી, ચા, મરી સુઠ, રબર, અને મછીઆરૂ મુખ્યત્વે કરીને છે. કાથો તે દેશની પેદાશ હોવાથી તેના મોટા મોટા કારખાનાઓ ત્યા આવેલ છે તેમા મેસર્સ ઇબ્રાહીમ આદમજી એન્ડ કુ નુ મરકન ટડવ દરીઆ કીનારે દોરડાનુ કારખાનુ આવેલુ છે, ત્યા વણી જાતના રાઢવા, દોરડા, છીંદરી બને છે.

આ ઉપરાત ઇમારતી લાકડા, સાગ, સીસમ, આમલી, ઝેરકોચલા, એલા

ચરી, જાયફળ, ઉપરાત આખા લીંબુ, ફણસ વિગેરે પુષ્કળ ઉત્પન્ન થાય છે, જેની દેશના અદરના ભાગમા નીકાશ જથાબધ થયા કરે છે નાળીએરીના અસખ્ય ઝાડો હોવાથી કાથો એ મુખ્ય પેદાશ ગણાય છે

દેશમા આયાત માલમા યત્રકામ બેગકી પોશાકી બર અને ધાતુના વાસણ તથા બીજો સરસામાન એ મુખ્ય છે.

**કોચીન**—એ કાલીકટથી ૯૦ માઈલ દૂર દક્ષીણના ભાગમા આવેલ વેપારનું મોટુ મથક છે, જે મુંબઇ તેમજ કોલબો સાથે વેપાર ખેડે છે, તેમજ મદ્રાસ અને તુતુકોરીન રસ્તે વેપારી ચીજોની આયાત નીકાશ બહોળા પ્રમાણમા થાય છે રબર ચા અને ઈમારતી લાકડાના જગલો આ દેશમા પુષ્કળ હોવાથી અહી રેલ્વે અને ટ્રામવે નાખી ખીલવણી વિશેષ કરવામા આવી છે. તેવીજ સ્ટીમરોને ઊભી રહેવાનો ધક્કો બધાતો જાય છે

વરસાદની ૠતુમા એટલે મે માસની આખરીએથી આગસ્ટ સુધી વેપારની સીઝન બધ જેવી ગણાય છે તેમજ નાળીએરીનો પાક અને કાથાની ઉતરાઇ ઓછા પ્રમાણમા તે ૠતુમા હોય છે કોચીનના બદરેથી કાથો, કોપરા, કોપરેલ, ચા, રબર વિગેરે મોટા પ્રમાણમા વહાણો, ફતેમારીઓ અને સ્ટીમરો રસ્તે મુબઈ કોલબો, તથા બીજે સ્થળોએ ચડે છે આ ઉપરાત ભોયસીગ (શીગદાણા) નો પાક તેના આસપાસના પ્રદેશમા પુષ્કળ હોવાથી તેની પણ ચડત વિશેષ થાય છે કોચીનમા બે જાતની સત્તા છે બ્રીટીશ કોચીન અને દેશી રાજ્યનુ તેમા વેપારના સાધન ગોદી, રેલ્વે વિગેરે અગ્રેજી હદના હોવાથી ત્યા વેપાર ધમધોકાર જોવામા આવે છે અગ્રેજી કોચીનની વસ્તી ૨૨ હજારની ગણી શકાય

**અલેપી**—એ ત્રાવણકોર રાજ્યમા આવેલુ બદર છે કોચીનથી ૩૫ માઈલ દૂર છે આ બદરેથી કોપરા, નાળીએર, કાથના દોરડા, સાદડીઓ, એલચી, સુઠ અને મરી જથાબધ નીકાશ થાય છે અને જથાબધ મોટી વખારોમાથી ટ્રામવે રસ્તે માલ લાવ લઈજા કરવામા આવે છે તેની પાસેનુ કીલોન બદર છે ત્યાથી પણ ઉપરના માલ ઉપરાત ઈમારતી લાકડુ ચડે છે

**તુતીકોરીન**—અલેપીબંદરના કીનારેથી આવતા દક્ષીણહીદમા મદ્રાસથી બીજે નબરે વેપારનુ મોટુ મથક આ ગણાય છે અને સધર્ન ઈંડીઆ રેલ્વેનુ છેવટનુ સ્ટેશન છે, ત્યાનુ બારૂ ઊંડુ નહી હોવાથી સ્ટીમરો પાચેક માઈલના અતરે લાગરે છે સીલોન જવુ હોય તો ત્યાથી જવાય છે આ બદરનો વેપાર લકા સાથે ચોખા, દાળ, ડુગરી, મરચા વિગેરેનો જથાબધ અને બહોળા પ્રમાણમા ચાલે છે તેમજ જાપાન અને ગ્રેટબ્રીટન ખાતે રૂ, ચા, કાફી, સોનામુખી (મીંઢીઆવળ) અને તાડના તતુ જડીઆ નીકાશ થાય છે.

**ધનુષ્કોડી**—હીંદનુ દક્ષીણ ભાગનુ છેવટનુ મથક તે આ સાઉથ ઇંડીઆ રેલ્વેનો છેડો પણ આ ગમેશ્વર જતા બેઉ દરીઆનો–બંગાળા ઉપસાગર અને અરબી સમુદ્રનો–સંગમ થાય છે તેજ આ સ્થળ છે. ત્યા ધકો સુંદર બાધેલો છે લંકાથી સ્ટીમર આવે છે અને અહીની રેલ્વેના પેસેંજર હેઠળ પગ ન મુકતા પરભાર્‍ા તે સ્ટીમરમા ચડે તેવી ગોઠવણ કરેલી છે. અહીથી ચોખા, રબર, ચા કાફી અને કાપડની નીકાશ થાય છે આ ગામની આખી વસ્તી રેલ્વે તાર ટપાલ વગેરેમા નોકરીઆતની અને ગોરપદુ કરનાર પંડયાઓની છે

**નેગાપટમ**—એ આવ્યુ તાંજોરમા રેલ્વે અને ગોદી એ બન્ને સાધન છે સ્ટ્રેટ સેટલમેંટને રસ્તે વીલાયતની ટપાલ અહીથીજ જાય છે મુંબઇથી રેલ્વેમા અહીં આવે અને પાસેની સ્ટીમરમા પીનાંગ–સીંગાપુર રસ્તે રવાના થાય છે આ બંદરેથી શીંગદાણા મોટા પ્રમાણમા માર્સેલ્સ અને યુરોપના બીજા બંદરે ચડત થાય છે, અને રંગીન કાપડ, તમાકુ તથા તાજા ફ્રુટ પીનાંગ, સીંગાપુર અને કોલંબો તરફ નીકાશ થાય છે આ બંદરેથી જે મજુરો રબરના બગીચામા કે ચાના બગીચામા નોકરીએ બંધાઇને મલાયાના ટાપુમા કે સીલોનમા જાય છે તેને રવાના કરવામા આવે છે

**પોંડીચેરી**—કારીકલ અને કડલોર મુકયા પછી ફ્રેંચ સત્તા જયા છે તે બંદર પોંડીચેરી, કોરોમાંડલના કાંઠા ઉપર આવેલ છે મદ્રાસથી તે ૧૦૫ માઇલ છે, ત્યા આવેલા ઘોઘમાર દરીઆનુ નામ બંગાળાનો ઉપસાગર છે બંદર ઉપર ધક્કો તથા વીજળીક ક્રેઇનો ગોઠવી દીધી છે શહેર પણ મોટુ છે વસ્તી આશરે પચાસ હજારની છે અહીના વેપારમા શીંગદાણાનો પાક જે આસપાસના પ્રદેશમા થાય છે તેની નીકાશ માર્સેલ્સ ખાતે કરવામા આ બંદરેથી સગવડતા છે ગામમા ચાર મીલો, લોખંડના મોટા કારખાના અને સ્ટાંડર્ડ ઓઇલ કુ., ધી એસીઆટીક પેટ્રોલીઅમ કુ. ના તેલના મોટા ભંડારો આવેલા હોવાથી વેપાર ધીકતો છે

અહીથી દેશાવર ખાતે ચડતમા શીંગદાણા (ફોલેલા અને વગર ફોલેલી મગફળી), નાળીએરી, એરંડીઉ, મરચા, ઘી વીગેરે છે અને આયાતમા રૂ, ઘાસલેટ, ગુણી અને બારદાન (શીંગદાણા ભરવા સારૂ) છે આ રાજ્યમા જે માલ દેશમા આયાત થાય તેના ઉપર કુલ્લ જગાત નથી લેવાતી વરસ દહાડે બસો ને આશરે સ્ટીમરો આ બંદરે આવજાવ કરે છે

**મદ્રાસ**—દક્ષીણ હીંદમા મદ્રાસ એ વેપારને માટે તથા રાજધાનીના શહેર તરીકે બ્રીટીશ અમલના જુના વખતથી પ્રખ્યાતિ પામેલ બંદર અને શહેર છે તેની ગોદી તથા સ્ટીમરો લાંગરવાના સ્થળો શોભામા વધારો કરે છે જેનો

સબંધ પરભારો રેલ્વે સાથે કરેલ છે, જેથી માલ ચઢાવવા ઉતારવાની સગવડતા સારી હોવાથી સ્ટીમરોમાથી પરભારા રેલમા તેલ, ઘાસલેટ, કોલસા, જાનવરો વિગેરે ઓછા ખરચે અને સહેલાઈથી જમીન ઉપર લાવ લઇ જા કરી શકાય છે મદ્રાસ ઇલાકામા માડવીનો પાક વિશેષ હોવાથી અત્રેથી વીલાયત તરફ ચડગત થાય છે, તે માટે ગોદી ઉપર મોટા મોટા ગોદાઉનો બાધેલા છે જ્યા સાફસુફ કરી કોથળા ભરી મોકલી આપવામા આવે છે આ ઉપરાત દરેક જાતના તલી-બીઆ, ચામડા, રૂ, અનાજ, કઠોળ, કાપ્રી, ચા, કાથો, બારદાન અને તેજાનો વિગેરે અત્રેથી દેશાવર ખાતે તથા પરદેશ ખાતે ચડગત થાય છે અને આયાતમા કાપડ, સુતર, ધાતુ અને ત્રાબા પીતલના વાસણ, ખાડ, દરેક જાતના તેલ, તેજા-નાના-મસાલા અને પુષ્કળ સામાનનો સમાવેશ થાય છે

**મછલીપટમ**—મદ્રાસને કીનારેથી ઉત્તરના વેપારનુ ઉપયોગી બદર મછલીપટમ આવે છે તે કૃષ્ણા નદી ઉપર આવેલુ છે તેની એક તરફ મદ્રાસ, બીજી તરફ કલકત્તા અને વચ્ચે બેઝવાડા આવેલ હોવાથી, અને રેલ્વે સ્ટેશન હોવાથી વેપારને માટે બહુ સબધ ધરાવે છે મોટી સ્ટીમરો બંદરથી પાચેક માઇલને છેટે ઉભી રહે છે પવન સારો હોય તો સ્ટીમર ઉપર જાલીબોટો અને મછવા જાય છે બાકી વહાણોનો હમેશનો ચાલુ વહેવાર આ બદરેથી સીલોન તરફ વિશેષ પ્રમાણમા છે જે અહીની પેદાશ ચોખા, તલી, અને કપાશીઆ છે, તે દેશાવર ખાતે મોકલે છે

**કોકોનાડા**—ગોદાવરીના કીનારા ઉપર મછલીપટમથી ૧૨૦ માઇલ દુર આવેલુ છે મોટી સ્ટીમરો માલ ભરીને આવે તે બદરેથી સાત માઇલના આશરે દૂર ઉભી રહે છે, અને ત્યા મછવાઓમા ખાલી કરી બદર તરફ આવે છે આ મછવા બે ટન જેટલા એટલે ૧૬૦૦ ગુણી માલ ઉપાડી શકે તેવડા જઇ આવી શકે છે ધકા ઉપર માલ રાખવાના વેર હાઉસો ત્રીસેકને આશરે છે આ ગામની વસ્તી આશરે ૫૫ હજારની છે સ્ટેશન હોવાથી દેશની અદરના ભાગમા પણ માલની આવકજાવક સારી થાય છે અહીથી અત્રેની પેદાશનુ રૂ યુરોપમા ફ્રાસ અને ગ્રેટબ્રીટન મોટા પ્રમાણમા ચઢે છે, ચોખા અને ડાગર જથ્થાબધ સીલોન અને મોરીસ્યસ તરફ જાય છે, અને આયા-તમા અમેરીકાથી ઘાસલેટ, જાવાથી ખાડ અને ગ્રેટબ્રીટનથી ધાતુ અને ધાતુના ઘાટ ખાસ કરીને છે દર વરસે બસો જેટલી સ્ટીમર આવતી રહે છે

**વીઝાગાપટમ**—એ કલકત્તાથી ૫૪૫ માઇલ અને કોકોનાડાથી ૧૦૫ માઇલ દૂર આશરે ૪૫ હજારની વસ્તીવાળુ આ શહેર, મદ્રાસ અને સધર્ન મરાઠા તથા બેગાલ નાગપુર રેલ્વે સાથે સબધ ધરાવે છે પરદેશોથી જે માલ આવે છે તે અત્રે પરભારો આવી શકતો નથી, પણ કલકત્તાથી કે મદ્રાસથી

થઇને આવે છે અહીંથી ચડગતમા મેગેનીઝ ધાતુ, હરડા અને ગોળ મુખ્ય છે અને રંગુન જતા મજુરોને આ બંદરેથી ચઢાવવામા આવે છે

બીમ્બલીપટમ-આ બંદરેથી શણ, હરડા, મહુડા, તલ, અને તલી પુષ્કળ ચડગત થાય છે બારૂ છીછરૂ હોવાથી વહાણો કાઠેથી એકાદ ગાઉ દૂર ઉભે છે મછવા માલ લાવ લઈજા કરે છે માલ ચડાવવાને તૈયાર રાખવા માટે કીનારે વેપારીઓના ગોદાઉનો બાંધેલા છે, પણ ડકકો કે એવુ કાઇ નથી આ બંદર વીઝાગાપટમથી ૭૧ માઇલ દૂર છે અને ચોખાના પાક વખતે રંગુન ખાતે મજુરો બહુ પ્રમાણમા આ બંદરેથી ચડે છે

કટક—એ મોટુ પચાસ હજારની વસ્તીવાળુ શહેર-બંદર અને સ્ટેશન છે-મદ્રાસથી કલકત્તા જતા મહા નદીના કાઠે કલકત્તાથી ૨૫૩ માઇલ દૂર આવેલુ છે તેનુ બંદર સારૂ છે પરદેશ ખાતાના વેપારમા કોલબો અને મોરીશ્યસ ખાતે ચોખા અને તેલબીઆની ચડગત થયા કરે છે અને નિમક અને સુતર મોટા પ્રમાણમા આયાત કરે છે

કલકત્તા—હુગલી નદી ઉપર આવેલુ દસ લાખની વસ્તીવાળુ (હાવરા સાથે બારલાખ) રાજ્યધાનીનુ શહેર અને મોટુ બંદર છે આ બંદરે મોટો વેપાર શણ, ચા અને કોલસા એ ખાસ કરીને છે, કારણ કે બંગાળા કોલસાની ખાણોથી, તેમજ શણની પેદાશ અને બારદાન તથા ગુણીઓના કારખાનાઓથી ભરચક છે, વળી આસામના ચાના બગીચા નજીક હોવાથી તેની ચડગત અત્રેથી થાય છે આ ઉપરાત બીહાર અને સંયુકત પ્રાંતોમાથી અલસી સરસી અને ઘઉ જે બંગાલ નાગપુર અને ઇસ્ટર્ન બંગાલ રેલ્વે માર્ફતે અત્રે આવે છે તે સ્ટીમર માર્ફતે સુરોપાદિ દેશખાતે ચડગત થાય છે છેલ્લા દસ વરસમા વેપાર વધતો જાય છે સને ૧૯૧૮-૧૯ મા તેર કરોડ પવનની માલની આવજા થઈ હતી

કલકત્તાનો વેપાર મુબઇની સરખામણી કરી શકે મુખ્ય નીકાશમા શણ, ચા, કોલસા, બારદાન કતાન, ગુણી, ચોખા, તેલબીઆ અને અનાજ તથા કઠોળ, ચામડા અને સુરોખાર, રૂ, કાચુ લોઢુ અને મેગેનીઝ ધાતુ છે, અને આયાતમા નિમક, પોલાદ, ખાડ, ઇમારતી લાકડુ, કાપડ, ગોળ, સીમેંટ, તેજાનો, ચોખા અને તેલબીઆ છે

કલકત્તાની કીડરપોર ગોદી જોવાલાયક છે તેની આસપાસ મોટા વેર હાઉસો છે, કેટલાકમા જહાજથી આવેલી ખાડ ઉતરે છે, અને કેટલાકમા ચડાવવા માટેની ચા ભરેલા હોય છે આ બધા વેર હાઉસો પોર્ટ કમીશનરના તાબામા છે, તે વેપારીઓ પાસેથી ભાડુ લે છે મુબઇમા પણ તેમજ છે ઘાસલેટને વાસ્તે બજબજનો ઘણો અલાયદો રાખેલ છે, જ્યા પરભારી નળીવાટે ટાકીઓ ભરાય છે નાગરડમા કે પેટીએના ગોદાઉનમા તે ખડકવામા આવે છે

૧૧૫૦૨



**ચીતાગોંગ**—પૂર્વ બંગાળામા નદી કીનારે આવેલુ મોટુ બંદર છે, જ્યાથી ચા, શણ અને ચોખાની નીકાશ મોટે ભાગે થાય છે તેમજ સરકારી જંગલખાતાનુ ખાસ મોટુ થાણુ છે અને દેશના અંદરના ભાગમાથી રેલ્વે મારફતે માલ આવી અત્રે મોટા બાધેલા ગોદાઉનમા ઉતારવામા આવે છે કતાનની ગાસડીઓ નારાયણગંજથી બંધાઇને આવે છે, અને ચા આસામ બંગાલ રેલ્વે મારફત આવે છે અને આયાતમા નિમક, રેલ્વે સામાન, ગાલ્વેનાઇઝડ પતરા અને ચા મશીનરી સામાન મુખ્ય છે આ બંદરે માલની આવકજાવક એટલી મોટી છે કે વરસ દહાડે છસો વહાણોની આવજા થાય છે અને પોર્ટ ટ્રસ્ટને કતાનની ૪૦૦ રતલની ગાસડીએ બે આનાને હિસાબે હજારો રૂપીઆની આવક થાય છે ચીતાગોગ અને અકયાબ વચ્ચે વહાણુ મારફત વહેવાર ચાલે છે

**અકયાબ**—આરાકાનમા આવ્યુ આશરે ત્રીસ હજારની વસ્તીનુ બંદર છે બંદર ઉંડાઇમા હોવાથી સ્ટીમરો ઠેઠ ઉભી રહે છે અને માલ ખાલી કરે છે તથા લઇ શકે છે ત્યા રેલ્વે નથી પણ સ્ટીમર મારફત ટપાલ લાવ લઇજા કરાય છે નીકાશમા તે દેશની ઉત્પત્તિ ખાસ ડાગર ચોખાની છે અને કોલસા, દોરડા અને વાસણકુસણ વિશેષ પ્રમાણમા આયાત કરે છે

**રંગુન**—ત્રણ લાખને આશરે વસ્તીવાળુ શહેર ખાસ ચોખાનો વેપાર ધીકતો કરે છે, અને દુનીઆના દરેક ભાગમા ચોખા મોકલાવે છે વેપારીઓમા ચીના ત્યા બહુ જોવામા આવે છે ત્યાની આયાતમા કાપડ, સુતર, ધાતુ, ખોરા કીબર, રેશમ, ખાડ, નિમક અને લોખંડી સામાન મુખ્ય છે, અને ચોખા, કઠોળ, મીણ, ચામડા, રૂ, લાકડ અને ઇમારતી, લાકડુ, રબર, ધાતુ, તેલના કુવા પુષ્કળ હોવાથી ખનીજ તેલ, તમાકુ અને ચોખાના છાલા પરદેશ ખાતે રકમબંધ ચડે છે

**મુલમૈન**—તેનાસરીમ પ્રાતમા આવેલુ બંદર છે ત્યા લકડાની મીલો ઘણી છે ત્યા ચોખા અને ઇમારતી લાકડાની પેદાશ વિશેષ હોવાથી તેની નીકાશ દેશાવરો ખાતે થયા કરે છે, તે ઉપરાત ચોખાના છાલા, ચામડા અને સીગાર પણ બહાર જાય છે અને આયાતમા કોલસો અને દોરડા તથા વાસણકુસણ મુખ્ય છે

**ટેવાય**—આ સ્થળે કલઇની ખાણો હોવાથી તે ઉદ્યોગને માટે જાણીતુ અને બર્માંમા આવેલુ બંદર છે વસ્તી એક લાખ પત્રીસ હજારની છે બંદરોમા ટપાલ લાવ લઇજા માટે અઠવાડિક સ્ટીમર મેલ ચાલ્યા કરે છે આ બંદરનો મુખ્ય વેપાર સ્ટ્રેટસ સેટલમેંટ, સીઆમ અને પૂર્વના કનારાના સ્થળો સાથે છે આયાતમા ખોરાકી પોશાકો, વાસણ કુસણ, પતરા, ગાદી ગદેલા,

એ મુખ્ય છે અને નીકાશમા ચોખા ઉપરાત હાલમા કલઈના સ્થળો હાથ લાગવાથી તે ધાતુ, રબર અને શાર્ક માછલીની પાખો એ મુખ્ય છે

**મેરગુઇ**—આ સ્થળ બ્રહ્મ દેશમા રબરને માટે પ્રખ્યાત છે, તથા મોતી શોધવાનુ ખાસ સ્થળ તરીકે જાણીતુ છે વધારે વેપાર પીનાગ સાથે તથા સીયામ મલાયા અને તેનાસરીમ સાથે જોવામા આવે છે નીકાશમા રબર, કલઈ અને મોતી એ મુખ્ય ચીજ છે

આ પ્રમાણે બદરોમા થતી ઉપજ અગર તે બદરો મારફતે તેની આસ પાસના મુલકમાથી પેદા થતા કઇ કઇ જાતના માલની નીકાશ થાય છે તે ખાસ ઉપયોગી હોવાથી જણાવ્યુ; તેમા મુબઈ તેના મીલ ઉદ્યોગને માટે, કલકત્તા શણ અને કોલસાને માટે, કરાચી ઘઉ અને બીઆને માટે, રગુન ચોખા, ઇમારતી લાકડુ અને ખનીજ તેલને માટે અને મદ્રાસ સુતર વીગેરે ચીજોના વેપાર માટે પ્રખ્યાત છે તે દેખાઇ આવે છે આ ઉપરાત દેશના અદરના ભાગમા ખાસ વેપારી સ્થળો છે તેના નામ સાથે ઉપયોગી હકીકત જણાવવી આવશ્યક છે

**કાનપુર**—બે લાખની વસ્તીવાળુ શહેર છે મુબઇથી ૮૭૦ માઇલ અને કલકત્તાથી ૬૩૦ માઇલ દૂર આવેલુ રેલ્વે જંકશન છે ત્યા કાપડની, વુલનની, ચામડાની ચીજો બનાવવાના અને તબુ બનાવવાના કારખાનાઓ છે તે ઉપરાત લોખડના કારખાના અને કેમીકલ કારખાના હોવાથી ત્યાનો વેપાર ધીકતો છે

**દીલ્હી**—એ નવ રેલ્વેઓનુ જકશન ગણાય છે અને પજાબ, વાયવ્ય પ્રાતો અને ઉત્તરના મુલકોમા કાપડ, રેશમ અને ગરમ કાપડના માલ મોકલવાનુ મુખ્ય સ્થળ હોવાથી, કાતવાની અને વણવાની મીલો ઉભી થયેલ હોવાથી, આટાની અને બીસ્કીટની મીલ ચાલુ થવાથી ત્યા ઘણો સારો ઉઠાવ થઇ શકે છે, અને મુબઇ કલકત્તાથી માલ ત્યા ખાતે નીકાશ થાય છે ઉત્તર હિદુસ્તાનમા દીલ્હી અને કાનપુર એ બે મોટા માલ ખાનારા બજારો ગણાય છે વળી દીલ્હી રાજ્યધાનીનુ શહેર છે, અને હાથીદાત, જવેરાત, લાખનુ મીણા કારી કામ, સોના ચાદી અને ભરતકામમા ઉમદા કારીગીરીને માટે તથા વાસણ કુસણ માટે ઘણુજ નામીચુ શહેર છે

**અમદાવાદ**—મીલોનુ સ્થળ તરીકે પકાએલ છે એકલા અમદાવાદમા ૬૪ મીલો છે હીદનુ તે લેકેશાયર ગણાય છે વસ્તી સવા બે લાખની ગણાય છે આ ઉપરાત

**અમૃતસર**—શેત્રજી અને શાલ માટે, **આગ્રા** ભરતકામ અને ગાલીચા માટે, **બેંગલોર** જુદી જુદી જાતના કારીગીરી માટે, અને **બનારસ**—કાશી-રેશમી કામ માટે પ્રખ્યાત છે વળી **લાહોર, લકનૌ** અને **નાગપુર** તો

તે તે પ્રાતના વેપારના મોટા દરવાજા ગણાય છે, કે જ્યાથી દરેક માલ પ્રાતના દરેક ભાગમા જાય છે આ ઉપરાત **ઢાકા** મલમલ માટે, **મદુરા** સાડી અને સેલા માટે, **ગ્વાલીઅર** પથ્થર કામ માટે, **મીરજાપુર** વાસણકુસણની આબેહુબ કારીગીરીને માટે અને **શ્રીનગર** રેશમી ભરતકામને માટે પકાએલ છે આ સો કરતા **સોલાપુર અને ઉમરાવતી** કાપડ કામને માટે અને **જયપુર** પીતલના ઘાટ અને હાથીદાતના રમકડા માટે પ્રખ્યાત હોવાથી વ્યાપારી શહેરોની ગણત્રીમા આવી જાય છે



મુખ્ય મુખ્ય બદરો અને **શહેરોની** જેટલી હકીકત જણાવી તે કરતા વિશેષ ઉપયોગી હકીકત, દરેક કાચો માલ કયે કયે સ્થળે ઉત્પન્ન થાય છે, તેની ખપતી અને નીકાશ કયે કયે સ્થળોએ કેટલા પ્રમાણમા થાય છે, દરેક ચીજમા જાત, ભાત, ( Varieties ) તોલ, અને વલનર વટાવના ધારાઓ શુ શુ છે, તેમજ બનાવટોના કારખાનાઓ કયે કયે સ્થળે છે, અને તે તે માલના મુખ્ય મુખ્ય વેપારીઓ મુબઇના બજારમા કોણ કોણ છે તે દરેક હકીકત **ચીજવાર** અલગ અલગ રીતે આપવામા આવે છે

## ૪-કાપુસ-રૂ ( Cotton )

રૂ કાપુસનુ મૂળ ઉત્પત્તિ સ્થાન હિદુસ્થાન છે, અને અહીથી ચીન, ઇરાન, અરબસ્તાન વિગેરે સ્થળોએ ફેલાવો થયો છે. ઠેઠ યુરોપમા હીદુસ્થાનથી કાપુસ અસલવારે પણ જતુ, અને હાલ પણ જાય છે

હાજર માલ — રૂ ગરમ દેશોમા સારો પાકે છે હીદુસ્થાનમા દરેક ભાગમા કાપુસનુ વાવેતર પુષ્કળ થાય છે, અને જ્યા ૪૦ ઇચને આશરે વરસાદ પડે છે, ત્યાનો કાપુસ સારો થાય, પરતુ મુખ્ય આધાર જમીન ઉપર રહે છે કપાસમાથી કપાશીઆ લોઢાવી રૂ છુટુ પાડવામા આવે છે, જેને યુરોપીઅન વેપારી તેની વર્ગવાર જાત નીચે લખ્યા પ્રમાણે કરે છે, જે ઉપર મુબઇમા રૂના વેપારમા જે જાતનો વ્યવહાર ચાલે છે, તે કયા કયા પ્રાતની પેદાશ છે તેની ઉપયોગી હકીકત નીચે મુજબ છે —

૧ **રૂ ભરૂચ** ભરૂચ, સુરત તથા વડોદરા જીલ્લામા પાકતા રૂને ભરૂચ રૂ કહેવામા આવે છે, તેનો તાર સારો નીકળે છે

૨ ,, **ધોલેરા** અમદાવાદ જીલ્લામા ધોલેરા બદર છે, જે ખભાતના અખાત નજદીક છે ત્યાનુ તથા વડોદરા સસ્થાનમા કેટલાક ભાગમા

| | | | |
|---|---|---|---|
| | | | પાકતુ, તથા કાઠીઆવાડમા પણ જે સારી જમીનમા ઉત્પન્ન થયેલ હોય તેને ધોલેરાનુ રૂ કહેવામા આવે છે |
| ૩ | રૂ | **ધારવાડ** | ધારવાડ, વીજાપુર અને દક્ષીણ મહારાષ્ટ્રમા નીપજતા રૂને ધારવાડનુ રૂ કહેવામા આવે છે |
| ૪ | ,, | **ઉમરા** | આકોલા, ઉમરાવતી, જલગાવ, ધૂળીઆ, અક્કલકોટ, વીગેરે સ્થળે નીપજતા રૂને ઉમરાનુ રૂ કહેવામા આવે છે |
| ૫ | ,, | **વેસ્ટર્ન** | મદ્રાસ જીલ્લો, નીઝામ સ્ટેટસ, કડપા, બલ્લારી, ગતુર, કર્નુલ વીગેરે સ્થળોએ નીપજતા રૂને વેસ્ટર્ન રૂ કહેવામા આવે છે |
| ૬ | ,, | **બગાલ** | પજાબ, યુનાઇટેડ પ્રોવીન્સીસ, અયોધ્યા, બગાળા, મધ્ય હીદુસ્થાન અને રજપુતાનામા નીપજતા રૂને બગાળ રૂ કહેવામા આવે છે |
| ૭ | , | **કુમઠા** | એ ધારવાડ જીલ્લામા નીપજતા રૂની એક જાત છે, જે વીલાયતી રૂને મલતુ આવે છે તેને કહે છે |
| ૮ | ,, | **મઠીઓ** | ગુજરાત, કાઠીઆવાડ, ભાવનગર, મહુવા અને ખાનદેશ જીલ્લામા થતા રૂને મઠીઓ કહેવામા આવે છે |

ભરૂચ કરતાયે નવસારી પ્રાતનુ જીનીગ રૂ સો ટકા ફેર ઉચુ હોય છે આ સિવાય કચ્છ દેશનો રૂ જે કાલા જીનનો રૂ કહેવામા આવે છે, તે સહુથી ઉચો આવે છે, તે ઉપરાત કોકાનાડા, હીગણઘાટી, સીંધી, આસામી તીનેવેલ્લી, (ખામગામ, ધામણગામ, નાગપુરના રૂને સી પી નં ૧, સી પી ન ૨ કહે છે તે) અને બીરારનો રૂ, તથા કાઠીઆવાડના વઢવાણ તેમજ વીરમગામ વિગેરે દેશો ઉપરથી તે તે દેશના રૂના નામ (જાત) બજારમા વેચતી લેતી વખતે બોલાય છે આ સિવાય જે જે જાતો મુબઈમા દેશાવરથી આયાત થાય છે તે કોલાબામા ઉતરે છે અને ત્યાજ વેચાણ થાય છે હાલમા કોલાબાનુ રૂનુ મથક ફેરવી "સીવરી" ખાતે લઇ જવામા આવ્યુ છે જે "કોટન ગ્રીન" નામનુ રૂનુ મોટુ મથક કહેવાય છે કે જ્યા રૂના મોટા ગોદાઉન વિગેરે બધાવી ના ૧૩ મી માર્ચ ૧૯૨૩ થી મુબઈના ગવનર સર લોઈડ જ્યોર્જે ખુલ્લુ મુકેલ છે અને અકરો બરથી ત્યા ખાતેજ રૂનો વ્યવહાર અને વ્યાપાર ચાલશે

આખી દુનીઆમા સૌથી શ્રષ્ઠ રૂનુ બદર (વીલાયતમા લેકેશાયર સિવાય) મુબઈ બદર કહેવાય છે જ્યા દર વરસે ૪૦ લાખ હન્ડરવેટ રૂની નીકાશ થાય છે, અને ૨૦ લાખ હન્ડરવેટ તો મુબઇ વિગેરેમા કાપડ સુતર બનાવવામાજ

ખપી જાય છે, ફકત ગુજરાત કાઠીઆવાડમાથીજ રૂ લગભગ ત્રણ કરોડ રૂપી-આનુ આવે છે

દરેક જાતના રૂમા ઉચુ હલકુ કયુ તે નીચે આપેલા તેના ભાવ ઉપરથી સમજણ પડશે તેના ભાવ માલના કોલેટીના પ્રમાણમા રહે છે, એટલે બંગાલ, ઉમરા, ભરૂચ સીંધ વિગેરે રૂની જાતોમા ગુડ, ફુલીગુડ, ફાઇન, અને સુપર ફાઇનના ભાવ જુદા જુદા હોય છે, અર્થાત્ તે દરેક જાતના રૂમા ભાવ ફેર હોય છે ઉચી જાત સુપર ફાઇન, તેનાથી ૧૦ ટકા હલકુ ફાઈન, તેનાથી ૧૦ ટકા હલકુ ફુલીગુડ અને ફુલીગુડથી ૧૦ ટકા હલકુ તે ગુડ આમ બધી જે ઉચી નીચી જાત ગણાય છે, તે તેના તાર ઉપર આધાર રાખે છે તાર લાબો અને ઝીણો નીકળે તે ઉત્તમ સુપર ફાઇન ગણાય ઉપરની બધી રૂની જાતો જે જણાવી છે તેના આ ચાર કલાસ પાડી શકાય દરેક જાતના રૂની ફાઇન કોલેટી મુજબ ભાવની ગણત્રી કરીએ તો નીચે મુજબ ટકાનો ઓછો વધુ ફેર રહી શકે જો ધારવાડના રૂના ખાડીના રૂા ૫૫૫ હોય તો (૨) ભરૂચ ૫૫૦ (૩) વરધા હીંગણઘાટ ૫૧૫ (૪) નાગપુર ૫૦૦ (૫) ચોતમાલ ૪૭૫ (૬) ધામણગામ-પુલગામ ૪૭૦ (૭) ખામગામ અકોલા ૪૬૦ (૮) ખાનદેશ ૪૬૦ (૯) મદ્રાસ ૪૫૫ (આ ભાવો સને ૧૯૨૩ ના જુલાઇ માસના ત્રીજા અઠવાડીઆ દરમ્યાનના છે)

ટુકમા ઉચી જાત ભરૂચની ગણાય છે, તેને મલતુ ગુજરાત, કુમઠો, વઢવાણ વીગેરે તેથી ઉતરતુ બગાળ, તેથી ઉતરતુ કોચીન જીન, ઓીરાર, ખામગામ વિગેરે એક એકર જમીનમા સરાસરી એક ખાડી કપાસ ઊગે તે ઘણો સફેત, રેશમ જેવો અને લાબા તારવાળો હોવાથી સારામા સારો ગણાય છે એમ અનુભવીઓનુ કહેવુ છે

આ સિવાય પરદેશી રૂ કે જેનો વેપાર મુબાઇ ખાતે થાય છે, તેમા "અમેરીકન" અને "ઇજીપ્શીઅન" માલ ઊચા ગણાય છે તેના સોદા ઓફીસ-વાલા અને મીલવાલા કરે છે અમેરીકન રૂ સોથી સારો ગણાય છે ઇજી-પ્તનો લાબા તારનો આવે છે, તેમાથી ઝીણુ સુતર નીકળે છે, તે ઝીણા માલમા વપરાય છે આ સિવાય "કેમ્બોડીઆ," 'સ્પેન્સ કોટન," 'કરવોનીકા" વિગેરે પરદેશી રૂની ઘણી જાતો આવે છે અમેરીકાથી રૂના ભાવ આવે છે, તે સેન્ટ અને દોકડાના આવે છે, એક દોકડાના ૧૦૦ ફોકડા જેટલા ફોકડા ઓછા વધુ હોય તેને લે કે અમુક 'ફીચર" મદી તેજી એમ બોલે છે હાલમા આફ્રીકા તરફથી યુગાન્ડાનુ રૂ અહીના બજારમા આવતુ થયુ છે, અને આસ્ટ્રેલીઆમા રૂની ખેતી શરૂ થઇ છે

સને ૧૯૨૧ મા આખી દુનીઆમા રૂનો પાક (પાચસો રતલની ગાસડીને

હિસાબે ) ૧,૫૫,૯૩,૦૦૦ ગાસડીનો ગણવામા આવ્યો હતો જેમા પ્રથમ નબરે યુનાઈટેડ સ્ટેટસનો પાક ૮૩,૪૦,૦૦૦ ગાસડીનો, ત્યારપછી ચીનનો ૧૬,૫૦,૦૦૦ ગાસડીનો અને ઇજીપ્તનો પાક ૬,૮૪,૦૦૦ ગાસડીનો હતો, બાકીનો હિદુસ્થાન તથા બીજા દેશોનો હતો

રૂની બજારના ભાવનો આધાર જાપાન, યુરોપ, અમેરીકા અને સ્થાનિક મીલોની લેવાલી ઉપર રહે છે, આ ઉપરાત ( corner ) ખેલાથી ભાવ વધે તે જુદુ દાખલા તરીકે " ધી ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોશીએશને " સને ૧૯૨૨ ના સપ્ટેબરમા ઉમરાનો ભાવ ૪૮૦ નો તા ૯-૯-૨૨ ના રોજે બાધી આપ્યો, જે વખતે ભરૂચ એપ્રીલ મે વાયદો ૪૯૧, ઉમરા જાનેવારી ૪૩૯, હાજર ભરૂચ ૫૨૫, ઉમરા હાજર ૪૬૫, અને બગાલ ૩૬૫, હતા આમા જે ૪૮૦ નો ભાવ કપાયો તે ખેલાને લીધેજ હતો, કેમકે ભરૂચ કરતા ઉમરો ૫૦ ટકા ઓછો ગણાય

રૂ નો ભાવ ખાડી ઉપર થાય છે ખાડી મુબઇના મણ ૨૮ ની ગણાય છે હાજર માલમા આડત-દલાલી વલતર વીગેરેના ધારા ધોરણ નીચે મુજબ છે

૧ હકશી, આડત, કમીશન દર સેકડે ટકો ૦|| (હાજરમા) અને ટકો ૦|| વાયદામા છે

૨ દલાલી સેંકડે ટકો ૦|| અરધો છે

૩ મુકાદમી, વીમો, ગોદામ ભાડુ-સીઝન મુજબ એસોશીએશન તરફથી નક્કી થાય તે ચોમાસાના ભાવ જુદા હોય છે, અને સુકી મોસમના ભાવ જુદા હેય છે ચોમાસામા ગોદાઉન ભાડુ લાગે

૪ નમુનો ગાસડીએ આઠ આના

૫ ધરમાઉ લાગો મીલને વેચે તો ખાડીએ સવાઆનો મીલવાળા કાપી લેછે

૬ આ સિવાય ઓફીસવાલા રૂના સેંપલ તરીકે ૧૦ ગાસડીએ એક રતલ લેખે રૂ લઇ જાય, અગર તેટલા પૈસા કાપી લે

૭ ગાસડીના બે પાટા તુટેલા હોય તો પ્રેસીગ ચાર્જ આશરે રૂા ૩) ત્રણ લાગુ પડે

૮ રૂનો હિસાબ સાફી છે માલના નાણા કાટા ઉપર પણ લે, અગર સધર આશામી લાગે તો વલને દહાડે લે

ઉપરની બધી હકીકત **હાજર માલ** સબધી થઈ **હવે વાયદામા** રૂની કઇ કઇ જાત ચાલે છે, ધારા ધોરણ શુ છે, તથા પતાવટ કેમ કરાય છે તે સબધમા ઉપયોગી હકીકત નીચે આપી છે તે પહેલા " **ધી ઈસ્ટ ઇડીયા કોટન એસોશીએશન** " લીમીટેડની હકીકત જણાવવી જરૂરી છે

મુબઇમા રૂના સબધમા કાયદા કાનુનને અનુસરી દરેક ધારાધોરણને અમલમા મુકનારી સસ્થા કે જેનુ અગાઉનુ નામ "ધી બોમ્બે કોટન કોન્ - કટસ બોર્ડ" હતુ તેણે સરકારને આગ્રહ કરવાથી સરકારે કાયદો બાધી રૂના વેપારને નિયમીત ધોરણ ઉપર મેલવા માટે આ સસ્થાને બહાલી આપી છે, અને તેનુ નવુ નામ "ધી ઇસ્ટ ઇંડીઆ કોટન એસોશીએશન લીમીટેડ ' રાખવામા આવ્યુ છે

સદરહુ એસોશીએશનને, રૂના સોદા નિયમસર કરવાની, તેના ઉપર આંકોશ રાખવા માટે પેટા કાનુનો ઘડવાની, કલીઅરીગ હાઉસ નીયમસર ચલાવવાની, તથા તેને નિભાવવા માટે જુદા જુદા મેબરોને દાખલ કરવાની, અને બીજાઓને દૂર રાખવાની, સસ્પેડ કરવાની, રૂના કબાલાના વગ તથા સખ્યા કે જેના સબધમા પતાવટ કરવાની, યા વલણુ પગાર કરી દેવાની, સોદાની પતાવટના દિવસો મુકરર કરવાની, સોદા ફેરવવા વિગેરેની, કબાલાની સરતો અને ફારમો મુકરર કરવાની, કમીશન એજટ અને તેના ઘરાક, દલાલ અને તેના ઘરાક, જથાવાળા યા મુકાદમ અને તેના ઘરાક, તથા મડળીના મેબર અને બીન મેબર વચ્ચેના સાટા રેગ્યુલેટ કરવા, બજાવવા તથા રદ કરવાની, પક્ષકારોની જવાબદારી મુકરર કરવાની, લવાદીની, લવાદાના ચુકાદા સામે અપીલ કરવાની, ફી, દડ, વિગેરે ઉઘરાવવાની અને દલાલોને લાઇસસ આપવાની સત્તા વિગેરે આપવામા આવી છે

મજકુર એસોશીએશનમા રૂના વેપારીઓ, દલાલો, આયાત કરનારાઓ, નીકાશ કરનારાઓ, જથાવાળાઓ વિગેરે જોડાએલા છે, તેના પચ પાડયા છે જેવા કે (૧) આયાત કરનારાઓની પચ, (૨) મીલ માલેકોની પચ, (૩) નીકાશ કરનારાઓની પચ, (૪) વેપારીઓ અને કમીશન એજટોની પચ, (૫) જથાવાલાઓની પચ અને (૬) દલાલોની પચ આ છ પચનુ કામ આ સસ્થા કરે છે આ છ પચ રૂના દરેક પ્રકારના વેપારી પ્રતિનીધિઓ ધરાવે છે તેમાથી ડીરેકટરોની ચુટણી થાય છે એટલે મજકુર પચો પોતપોતાનામાથી દરેક ૧૫ પ્રતિનીધિઓ અને બબે ડીરેકટર નીમે એટલે કુલ ૯૦ પ્રતિનીધિઓ અને ૧૨ ડીરેકટરો થયા તેઓ બીજા ચારને નેવુમાથી પસદ કરે છે આ પ્રમાણે ૧૬ ડીરેકટરોનુ બોર્ડ નીમાય છે, જેઓ પ્રેસીડટ અને વાઇસ પ્રેસીડટની નીમણુક કરે છે, અને તેઓ આ સસ્થા ચલાવે છે તેને **રૂમ** કહેવામા આવે છે

મારવાડી બજાર અને કોલાબાના જથા ઉપર દરરોજ જે કામકાજ થાય, તે મુજબ રૂના છેલ્લા ભાવ રૂમના બોર્ડ ઉપર હમેશા મુકવામા આવે છે

આ રૂમ થવાથી હવે કાર્ડ વિનાના, નાના સુના વેપારી કે દલાલ સોદા

કરી શકે નહી જે મેમ્બર રજીસ્ટર થયેલા હોય તેજ સોદાનુ કામકાજ કરી શકે, જે કોઇ રૂપીઆ વીશ હજાર ભરે તેજ મેમ્બર થઈ શકે, અને તેનાજ નામથી સોદા કરી શકાય છે શરૂઆતમા પાચ હજાર અને દશ હજારના એમ બે કલાસ પાડેલા, પરંતુ તારીખ ૧૫ મી જુલાઇ ૧૯૨૨ થી રૂપીઆ વીસ હજારની કીમત નક્કી થઇ છે આ મન્થા ઉપર સરકાર કાયદા પૂર્વક બધારણ રાખવાનો આગ્રહ કરી શકે છે

વાયદાનુ બજાર

રૂનો વાયદાનો વેપાર મારવાડી બજારમા અને કોલાબા ઉપર થાય છે વાયદામા કયા કયા માલમા કઇ કઇ જાતના સોદા થાય છે, તથા મારવાડી બજારમા જે " ધી કૉટન બ્રોકર્સ એસોશીએશન " કહેવાય છે તેની સક્ષેપ હકીકત અત્રે જણાવવી જરૂરની થઇ પડશે

(સોદામા માલની જાત અને તેની હકીકત

મારવાડી બજારમા કાચી ખાડીના સોદા જે દર રોજ થાય છે, તેની વાત કરતા નથી કેમકે તેનુ વલણ અને પતાવટ દર શનીવારે સટ્ટા રૂપે થઇ જાય છે પરતુ એપ્રીલ-મે અને જાનેવારી વિગેરેના વાયદાઓ જે જે રૂની જાતના થાય છે, જેના ડીલીવરી ઓર્ડરો અને રેલ્વે રસીદો અપાય છે લેવાય છે, તેનીજ હકીકત જણાવેલ છે હાજર માલ જે કોલાબામા ડીલીવરી અપાય છે લેવાય છે તેના નામ આગળ આપ્યા છે વાયદામા તો **ભરૂચ, બંગાલ,** અને **ઉમરાના** ભાવ બોલાય છે, તેમા જે જેના સોદા થાય છે તે માલ તોળાય છે, તેની ( કોલીટી ) જાત ભરૂચ બગાલમા **ફુલીગુડ** અને ઉમરામા **ફાઇનની** છે

ભરૂચના વાયદા એપ્રીલ-મે અને જુલાઇ-ઓગસ્ટના નીકળે છે, અને ઉમરા અને બગાલના વાયદા માસ વાર અમુક મુદતના નીકળે છે.

હાલમા ભરૂચ રૂનો જે સોદો થાય છે તેમા સને ૧૯૨૧ સુધી ભરૂચ એટલે એકજ ભરૂચ જીલ્લાના રૂની બોલીથી સોદા થતા, તેમા ખેલો ( Corner ) થવાનો સભવ રહેતો હોવાથી હાલમા ' ધી ઇસ્ટ ઇડીયા કોટન એસોશીએશન લીમીટેડ ' બીજી અઢાર જાતની રૂની જાતો જેવી—કે વીરમગામ, વઢવાણ, કચ્છ, ગુજરાત કાઠીયાવાડ વીગેરે સ્થળોનુ કે જે ભરૂચના રૂને મલતુ આવે, એટલે તાર લાબો અને ઝીણો નીકળે તે બધાને ભરૂચનુ નામ રાખી સોદો કરવાની છુટ રાખી છે, પરતુ તે ભરૂચમા મઠીયાની જાત બાદ રાખી છે.

તેજી મન્દી વીગેરેની પતાવટ

૨ ભરૂચનો વાયદો એપ્રીલ-મેનો ચાલે છે, તેની તેજી મદી માર્ચની તા૦ ૩૦ મીએ અને વાયદો મેની તા૦ ૨૫ મીએ ખડાય છે ૩ ઉમરા તથા બગાલનો વાયદો ડીસેબર-જાનેવારીનો ચાલતો હોય તો, તેની તેજી મદી નવેંબરની તારીખ ૩૦ મીએ, અને વાયદો જાનેવારીની તા૦ ૨૫ મીએ પતે એટલે જે માસનો વાયદો ચાલતો હોય, તેના આગલા માસની ૩૦ મીએ તેજી મદી અને વાયદો ચાલતા માસની તા૦ ૨૫ મીએ પતી જાય, એવી રીતે ઉમરો જુલાઇ ઓગસ્ટનો વાયદો તા૦ ૨૫ મી સપ્ટેબરે ખલાસ થાય છે

"ઇસ્ટ ઇંડીઆ કોટન એસોશીએશનના' ધારા અલગ છે, જેનુ કામકાજ ફકત કોલાબા ખાતેજ છે, અને મારવાડી બજારમા તો દલાલો આમન સામન "ધી કોટન બ્રોકર્સ એસોશીએશન"ના ધારા મુજબ વર્તે છે તેમા વાધા પડે, લવાદ નીમાય, અમ્પાયર નીમાય, હવાલા પડાય તથા હોલમા દાખલ થવા મેબર થવુ પડે તે મડલીની સભાસદોની કમીટીજ મુકરર કરતી રહે છે, તથા ચાલુ ધારા તરીકે સામાન્ય રીત રીવાજ નીચે મુજબ છે (૧) મુબઇમા જેની પેઢી કે ઓફીસ હોય તેજ આ મડલીનો સભાસદ થઇ શકે (૨) આગલે દિવસે થયેલા સોદાનુ કામકાજ બીજે દિવસ સવારના ૯ થી ૧૧॥ સુધીમા આમન સામન રજુ કરી સહી લેવી દેવી (૩) દલાલી ટકો ૦॥ અરધો વેચનાર આપે (૪) હોલના પાટીઆ ઉપર દરરોજના ભાવ વધીને, ઘટીને, ઉઘડીને અને બધ બજારે રહેલા હોય તે મુકાવા જોઇએ (૫) મારવાડીબજાર ૧૨ થી ૫ સુધી ખુલ્લો રહે ત્યારે સોદાનું કામકાજ થાય પણ જે દિવસે કોલાબા બંધ હોય ત્યારે ૧૨ થી ૩ સુધી બજાર ઉઘાડો રહે આ સિવાય નીચે જણાવેલા તહેવારોએ તો બજાર સદતર બધ રહે છે

રવિવારો, મકર સક્રાત, મહાશીવરાત્રી, હોળી, રામનવમી, ગુડફ્રાઇડે, નાળીએલી પુનેમ, જન્માષ્ટમી, મોહરમ, દસરા, નાતાલ, ભાદરવા સુદી ૫, અને અનત ચતુર્દશી

આ સિવાય કોઇ કારણસર બજાર બધ રખાવાય ત્યારે સોદા ન કરવા. સદરહુ બજારનુ વલણુ સહી સલામત પતી શકે એટલા સારૂ "ધી કલીઅરીગ હાઉસ" (પતવણી કરી આપનાર સસ્થા) જેમ શેરબજારમા છે, તેમ અત્રે પણુ રાખવામા આવ્યુ છે, વેપારીઓ હવાલા પાડી પોતે લેણુદેણુ કરવાને બદલે બધુ કામ આ સસ્થાને સોપી દે છે, અને એકજ સ્થળે બધાનો લેવડદેવડનો હિસાબ ચોખ્ખો થઇ જાય છે તથા જોખમ ઓછું રાખવુ પડે છે. આ કલીઅરીગ હાઉસની પતવણી મહિનામા બે વખત થાય છે

વળી જે જે માલનો વાયદો પુરો થતો હોય ત્યારે તેની ડોલેવરી સબંધમા

"હેજ કોન્ટ્રેકટ"થી વેચાણ થાય છે તેનો અર્થ એવો છે કે અમુક જાતના રૂના વર્ગમા બે પાચ જાત ગણાય છે અને તેની આપ લે એક બીજાને બદલે કર વાની છુટ રહે છે જેમકે ઉમરામા સી પી ન ૧, સી પી ન ૨ અને બીરારનુ રૂ ગણત્રીમા ચાલી શકે છે

અહીનુ રૂનુ બજાર મોટે ભાગે ન્યુયૉર્ક અને લીવરપુલના બજાર ઉપર ચાલે છે તાત્મા ન્યુયૉર્કના અને લીવરપુલના **ફીગર** આવે તે ઉપર આધાર રાખીને મારવાડી બજારમા અને કોલાબામા ભાવ ખુલે છે, કારણકે તે ભાવો, રૂનો ખપ કેટલો છે, ઉપજ અને આવક કેવીક છે, તથા દુનીઆની પાગણી અને કારખાનાઓની લેવાલી કેવી છે, તે ઉપર આધાર રાખતી જણાયછે

## ૫ સુતર—(Yarn)

મુબઇમા સુતર બજાર પાયધુની ત્રાબાકાટા ઉપર આવેલુ છે, ત્યા સુતરના વેપારીઓની લગભગ ૮૦ થી ૧૦૦ દુકાનો છે તે બજારનુ નામ સુતર અને ત્રાબા પીતળનુ બજાર કહેવાય છે કેમકે ત્રાબા અને પીતળના પતરા, લઠ્ઠા, કલઇ, જસત વીગેરેનો મોટો વેપાર પણ તેજ સ્થળે છે આખા હીદમા સુતર બજાર મોટુ તે મુબઇનુજ છે અહીથી સુતર ચાન, રગુન, ઇરાન, તુર્કસ્તાન વગેરે સ્થળોએ ચડે છે

સુતર ન ૧-૨-૩-૪ થી કરી ન ૧૬૦ સુધીનુ ગામઠી, જાપાની કે વીલાયતી આવે છે સો વરસ અગાઉ ઢાકા બંગાળામા ન ૨૦૦ સુધીનુ સુતર આગળાના નખથીજ કાઢતા, જેની એક સાડી દસ વારની હોય તે છતા એક વાસની ભુગળીમા સમાઇ જતી

ન ૨ નુ સુતર દાખલા તરીકે સોલાપુર, કસ્તુરચદ, સેચરી વિગેરે મીલો કાઢે છે ન ૩ નુ સુતર દેવીડ, કોહીનુર વિગેરેમા થાય છે, જે જાડુ હોવાથી દોરી તથા શેતરજી વિગેરેમા ઉપયોગમા આવે છે હાલમા રેટીઆથી સુતર જે હાથે કતાય છે, તે ન ૬ થી ૧૨ સુધીનુ સાધારણ રીતે નીકળે છે ગામઠી સુતર ન ૨ થી ૮૦ સુધીનુ મોલોમાથી નીકળે છે જેમ સુતર બારીક તેમ નબર ઉચો ગણાય છે વીલાયતી સુતર નબર ૧૦૦-૧૨૦ અને ૧૫૦ સુધીનુ આવે છે, જેના સચા પણ હીદુસ્તાનમા મલતા નથી મુબઇ ભરૂચ અને અમદાવાદમા ન ૮૦ સુધીનુ સુતર કાઢવાના સચા છે સો અને તેથી ઉચા નબરો કાઢતી હીદમા બે ત્રણ મીલોજ છે

સુતરનો ભાવ રતલ ઉપર થાય છે ગામઠી સુતરની ગાસડી ૩૦૦ અને

૪૦૦ રતલની આવે છે (દાખલા તરીકે ન ૨૦ાા નુ કાળો દોરો ૩૦૦ રતલી ગાસડી આવે છે, બાકી ઘણીખરી ૪૦૦ રતલની આવે છે) વીલાયતીમા ૨૦૦ ૩૦૦–૪૦૦ રતલની આવે છે, એટલે જેમ નબર ઉચો તેમ રતલ ઓછા, જેમકે ન ૬૦ કે ૮૦ નુ હોય તો ૨૦૦ રતલની ગાસડી આવે, ન ૪૦ નુ સુતર હોય તો ૩૦૦ અગર ૪૦૦ રતલની ગાસડી આવે છે

સુતરમા **સીગલ** અને **ડબલ** એ મુખ્ય ચાલુ બર ગણાય છે તેમજ ટેબલ એટલે ત્રણ તારનુ સુતર પણ આવે છે, જેવુ કે ૬–૩, ૮–૩, ૧૦–૩, ૨૦–૩ વિગેરે ડબલ એટલે બેવડો દોરો વણેલો સામાન્ય રીતે વેપાર ગીગવનોજ મોટા પાયા ઉપર થાય છે, તેમા મીલના નામ ઉપર સુતરના ભાવ બોલાય છે દેશાવર વાળા મીલનું નામ ન જાણતા હોય તો સુતરના પડીકા ઉપરની ટીકેટ મુજબ માગણી કરે છે જેમકે ફોટો, ગાડી, બે છોકરા વિગેરે ગામઠી સુતરના ભાવ જે બજારમા બોલાય છે, તે મીલના અગર ટીકેટના નામથી બોલાય છે તેમજ સોદા હાજર તેમજ વાયદાથી પણ થાય છે, જે માલ **ચાલુ બજાર બર તથા ચીન બર ગણાય છે તેના** ભાવ વીગેરેમા કેટલો ફરક ચાલુ રહે છે, તે નીચેની વીગતેથી જણાશે

(તા ૨૦–૭–૨૩ મુજબના ભાવ છે–)

| | | | |
|---|---|---|---|
| ન | ૬ાા | લાઇટ હાઉસ | ૦ાા~ાા |
| ,, | ૬ાા | શાપુરજી | ૦ાા= |
| ,, | ૧૦ાા | ડેવીડ | ૦ાા≡ાા |
| ,, | ૧૦ાા | શાપુરજી | ૦ાા≡ |
| ,, | ૧૦ાા | ત્રીકમદાસ | ૦ાા≡ાા |
| ,, | ૧૨ાા | કરીમભાઇ | ૦ાા૦)= |
| ,, | ૧૨ાા | એલ્ફીસ્ટન | ૦ાા૦ા |
| ,, | ૧૪ાા | કીલાચદ | ૦ાા~ા |
| ,, | ૮ાા | સાત તારા જેકબ | ૦ાા≡ |
| ,, | ૧૦ાા | ,, ,, | ૦ાા |
| ,, | ૧૨ાા | ,, ,, | ૦ાા૦ા |

સુતરમા જાત ઘણી હોવાથી, તેમજ એકજ નબરમા ઘણી ભાતો હોવાથી ઉપરના જે નામો આપ્યા છે તે ચાલુ બરમાથી થોડાક નમુના દાખલ જણાવેલ છે

નંબર ૧૦–૧૨ અને ૨૦ ચીનબરનુ સુતર ગણાય છે, પણ હાલમા ન ૧૦ અને ૧૨જ ચીનબર ગણાય છે અગાઉ ન ૬ાા–૧૬ અને ૨૦ નુ સુતર પણ ચીન જતુ હતુ, પણ ત્યા મીલો થવાથી હવે તે માલ નથી જતો

આ સિવાય જાપાની સુતર જે ચાલુ માલ તરીકે બજારમા ખપે છે, તેમા નબર ૨૦, ૩૦, અને ૪૦ નીગલ મુખ્ય છે, જેના અનુક્રમે ભાવ ૧)=ાા, ૧ાા, અને ૧ાા=ા લેખાય

ઉપર મુજબ ભાવનુ ધોરણ રહે છે વધઘટ વખતે બધા ભાવમા ઓછા વધુનુ પ્રમાણ રહે ઉપરની હકીકત તો સહેજ દીશા જાણવા માટે આપી છે, પણ ગામઠી સુતરમા નબર ૧૨ા–૧૪ાા–૧૬ાા–૧૨–૧૩–૧૬–૧૭–૨૦–૨૨–૨૪–૨૬ ૩૦–૩૨–૩૪ ૪૦ અને ૪૪ સુધીનુ આવે છે ન ૪૦–૪૪ વીલાયતી પણ બજારમા આવે છે

## જુદી જુદી જાતના સુતરના નામ અને ટીકીટ

સુતરમા ગામઠી, જાપાનીશ, વીલાયતી મર્સરાઇઝડ વીગેરે જુદી જુદી જાતો આવે છે તેના વેપારીઓ પણ જુદા જુદા છે (તેના નામ પાછળ આપ્યા છે) તેના વટાવ–વલતરના ધારા પણ જુદા જુદા છે ગામઠી સુતરની તથા વીલાયતી સુતરની કેટલીક જાતો મીલોના નામથી અને ટીકેટના નામથી પણ વેચાય છે જે નીચે મુજબ જાણવા માટે (જે ચાલુબરાી છે તે) આપી છે

ન ૬ાા ગામઠી સફેત

કરીમભાઈ મીલ, ચાઇના મીલ, મુનમીલ, ખટાઉમીલ, દેવીડમીલ, (ફુવારો અને લાઇટ હાઉસ છાપનુ) આરાગ્મીલ, પ્રેસીડન્સી મીલ, સનમીલ (આના છાપ) ઇંડોચાઈના મીલ, સોગબ મીલ, ત્રીકમદાસ મીલ, ડેન મીલ (બે છોકરા છાપ અને ફાનસ છાપ) ગોલ્ડ મહોર મીલ, ફીનીક્ષ મીલ, સીમ્પ્લેક્ષ મીલ, સેંચરી મીલ, જીવરાજ મીલ, સાસુન ટેક્ષટાઇલ મીલ, વિગેરે આ મુજબ મીલોના નામ છે પણ દેશાવરવાલા ટીકેટથી માગણી કરે છે, જેમકે ગાડી છાપ, ગાય છાપ, તબુરા છાપ, પજા છાપ, શીકારી ઘોડો, ચીના છાપ, હરણ છાપ, ગ્લોબ છાપ, ઘડીઆલ છાપ, ફોટો છાપ, ફોનોગ્રાફ છાપ, સાહેબ છાપ, હનુમાન છાપ વીગેરે

ન ૮ાા ગામઠી સફેત નીચે મુજબ મીલનુ નીકળે છે

કરીમભાઇ, ડેન–ચાઇના–ખટાઉ–આશર વીરજી, સન મીલ, ગ્રોવઝ, માણેકજી, દેવીડ ફલાવર, વિગેરે, તમજ છાપમા પાલખી છાપ, સુરજ છાપ, સાત તારા છાપ, ફ્રોગ છાપ, ટોપલી છાપ વીગેરે

આ મુજબ ન ૧૦ાા–૧૨ાા–૨૦–૨૦ાા તથા ૨૨–૨૪ થી ૨૬ નુ ઉપર મુજબ મીલોનુ તથા બીજી ઘણી જાત અને છાપનુ આવે છે તે ગામઠી સફેત સુતર (સીંગલ) કહેવાય છે

## ચીનબર અને બજાર બર

ઉપરના સુતરમા ચીનબર અને બજાર બર એમ બે નામથી લેવાણ વેચાણ ના સોદા થાય છે ચીનબર એટલે મુબઇ તળપદમા કે બહાર રેલને રસ્તે દેશાવરમા ન જતા પરભારૂ, ચીન વીગેરે સ્થળે સ્ટીમર મારફતે ચડત થાય તે જેમકે ઇડો ચાઇના ન ૧૦ાા રગુન જાય છે ન ૧૦ાા શાપુરજી ચીન જાય છે બીજા કેટલાક બસરા વીગેર સ્થળે જાય છે

કેટલોક માલ ચીનબર અને બજાર બર એમ બને ગણાય છે, જેવા કે ઈડો ચઇના ન ૧૦ાા, શાપુરજી ન ૧૦ાા, સ્વદેશ ન ૧૦, આસર ન ૧૦ વીગેરે, એટલે આ સુતરની ચડત પણ થાય છે, અને દેશાવર અને સ્થાનિક માટે પણ બજારમા ખપે છે તેના લેવાણ વેચાણના ખાસ નામ પાડી સોદા થાય છે

ચીનબરમા અને બજાર બરમા **તફાવત** એમ છે કે–બજાર બર તે બજાર ધારે લીએ તો ડીલેવરી બજારમા આપવી પડે, અને વટાવ ધારામુજબ બે આની આપવી પડે, અને નાણા–હિસાબ-ત્રણ દિવસે મલે, પણ ચીનબર તરીકે સોદો હોય તો હિસાબમા વટાવ નહી એટલે રૂપી અને મીલમાથી ડીલેવરી અપાવે એટલે ગાડી ભાડુ મજુરી નો બચાવ અને હિસાબ તેજ દિવસે

### ચીનબરની ખાસ પેઢીઓ.

મુબઇમા ચીન ખાતે જે જે મોટી અને મશહુર પેઢીઓ સુતર ચડાવે છે, તેમાના કેટલાકના નામ

| | |
|---|---|
| મેસર્સ દેવીડ સાસુનની કુ | મેસર્સ ડબલ્યુ એચ બ્રેડી કુા |
| ઇ ડી સાસુનની કુા | , મીટસુઇ બુશાન કઇશા |
| ,, સાસુન જે દેવીડ | , ખરશેદજી બમનજીની કુા |
| ,, કરીમભાઈ ઇબ્રાહીમની કુા | ,, માધવદાસ અમરશી |
| ,, તાતાસન્સ કુા | ,, જાપાન કોટન ટ્રેડીગ કુા |
| ,, ગોસો કાબુશીકી કેશા લીમીટેડ | |

આતો થોડાક નામ આપ્યા છે બાકી બીજી કેટલીક પેઢીઓ સુતરની આયાત અને નીકાશ બને કરે છે

## ચીનમનુ સુતરબજાર હીદમાં કેમ પડી ભાંગ્યુ ? સુતરની ખપ-પેદાશના પ્રાંતવાર આંકડા

અગાઉ સુતર મોટે ભાગે હીદમાથી ચીનમા જતુ, ત્યારે વેપાર ધીકતો હતો હાલમા ચીનમા પણ સુતરની મીલો મોટા ભાગે થઇ છે

તે ઉપરાંત હીંદનો કેટલાક સુતરનો વેપાર જાપાને ખેચી લીધો છે જાપાને અત્રેથી રૂ ખરીદી લઇ તેનુ સુતર બનાવી તે ચીનમા વેચવા માડયાથી હીંદના સુતરના વેપારને ચીનના બજારમાથી અર્ધાથી વધારે ઓછો કરી નાખ્યો કારણ કે જાપાન એ ચીન દેશ નજીક હોવાથી મજુરી નોર વીગેરેમા ફેર પડે તેથી ભાવ પણ ઓછા સંભવે દશ વરસ પહેલા હીંદ જેટલુ સુતર ચીનમા વેચતુ, તેનો અર્ધો ભાગ હવે જતુ નથી

આ બાબતમા તપાસ કરતા ટોકયોના એક જર્નલમા એક બાબત જણાવી છે, તે ઉપરથી ખાત્રી થાય છે કે ચીનમા જે મોટા પ્રમાણમા સુતર જતુ તે નીચેના કારણથી અટકયુ જણાય છે.—

"થોડા છેલ્લા વરસો થયા ચીનમા સુતરની મીલોની મોટી ખીલવણી થઇ વધારો થયો છે, અને જાપાન કરતા પણ તે આગળ વધ્યુ છે સને ૧૯૧૩ મા ફક્ત દસ લાખ સ્પીન્ડલો ચીનમા હતી, જે હાલ (તા ૧-૪-૨૩ દરમ્યાન) ત્રેવીસ લાખ ચાલીસ હજાર સ્પીન્ડલો થઇ છે, અને દસ લાખ વધુ સ્પીન્ડલો ચાલુ સાલમા ૧૯૨૩ મા ઉભી થવાની તૈયારી છે

વળી તે ઉપરાત લગભગ ૬૦ ટકા જેટલી આયાત જાપાન ખાતેથી કરે છે જાપાનમા ૪૩ લાખ સ્પીન્ડલો કામ કરે છે, અને મહીને દહાડે બે લાખ ગાસડી સુતર ઉત્પન્ન કરે છે આમાથી ૫૦ હજાર ગાસડીઓ કાપડ બનાવનારી મીલો વાપરે છે અને ૫૦ હજાર ગામડીઓનો નીકાશ કરવામા આવે છે, પણ બાકીની એક લાખ ગાસડી સુતરનો ઉઠાવ કરવો તે જાપાનને માટે મુશ્કેલ કામ છે, અને હવે તેથી ઉત્પન્ન ઘટાડવાની વાતો થાય છે તેઓ હીંદી રૂ અને અમેરીકન રૂ વાપરે છે હીંદમા રૂના હાલના ભાવો ઉચા હોવાથી તેઓને મુશ્કેલી નડે છે

પરતુ સને ૧૯૨૩ ની શરૂઆતથી ચીનમા જકાતના નવા દરો અમલમા આવવાથી ચીન ખાતે જે સુતર જાપાનથી કે બીજા દેશોથી આયાત થાય, તેના ઉપર ખરાબ અસર થઇ શકે છે અને ખુદ ચીનમાજ રૂની ઉત્પત્તિ મોટી છે, પણ તે રૂ હલકુ ગણાય છે છેલ્લા વરસોમા કાપડ સુતરની આયાત નીકાશના આકડા ઉપરથી જણાશે કે ચીને પોતાની ખીલવણી કેટલી વધારી દીધી છે સને ૧૯૧૩મા ચાર લાખ રતલ સુતર પેદા કર્યું હતુ, અને નવ લાખ રતલ આયાત કર્યું હતુ, તે વધતા ઘટતા સને ૧૯૨૨ મા દસ લાખ રતલ સુતર પેદા કર્યું, અને ચાર લાખની આયાત કરી હતા, તેજ દેખાડી આપે છે કે ચીન હવે પોતાનોજ માલ ખાતુ થયુ છે, જેથી બહારના દેશાવર ખાતે તેની માગ ઓછી રહેવા સભવે છે

(ખ૫) અગ્રેની મીલોનુ સુતર, મીલો કાપડમા વાપરે છે, થોડુક દરીઆ પાર મોકલે છે બાકીનુ હાથ વણાટમા કતાય છે સને ૧૯૨૧-૨૨ મા ૬૬ કરોડ રતલ સુતર પેદા કર્યુ, તેમા ૮ા કરોડ રતલની નીકાશ કરી, ૨૫ કરોડ રતલ હાથવણાટમા ગયુ, અને ૩૪ કરોડ રતલ મીલોએ વણ્યુ આપણા દેશમા હાથ વણાટનો ઉદ્યોગ જાગતો હોવાથી એટલુ સુતર ખપ્યુ

સુતરની પ્રાતવાર પેદાશ સને ૧૯૨૧-૨૨ મા હીદમા કેટલી થઈ તેના આકડા નીચે મુજબ છે —

| પ્રાંત | એપ્રીલ આસમા | | |
|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | |
| મુબઈ | ૩૮૭ | ૩૯૧ | (લાખરતલ) |
| મદ્રાસ | ૩૭ | ૪૧ | ,, |
| બગાલ | ૨૬ | ૨૨ | ,, |
| સયુક્તપ્રાત | ૨૯ | ૩૨ | ,, |
| અજમેર મેવાડ | ૧ | ૧ | ,, |
| પજાબ | ૨ | ૩ | ,, |
| દીલ્હી | ૨ | ૨ | , |
| મધ્યપ્રાત અને બીરાર | ૨૭ | ૨૭ | ,, |
| દેશીરાજ્યો | ૩૦ | ૩૧ | ,, |
| | ૫૪૫ | ૫૫૪ | લાખરતલ |

સુતરના ભાવ લડાઈ પહેલા કેટલા હતા અને આજે કેટલા છે, તે જણાવવુ જરૂરતુ છે સુતર ન ૧૦ાા નો ભાવ સને ૧૯૧૪ મા રતલનો પાચ આના એક પાઈ રૂા ૦-૫-૧ હતો, સને ૧૯૧૮ મા રૂા ૧-૪-૦ સવા રૂપીઓ હતો સને ૧૯૨૧-૨૨ મા રૂા ૦-૧૨-૩ સવાબાર આનાની રાશ હતી જે ઘટતુ ઘટતુ સને ૧૯૨૩મા અગીઆર આનાની આસપાસ છે (જુલાઈ ૧૯૨૩)

સુતરના સગેગ ભાવ

સુતરના ઉદ્યોગમા કેવા ફેરફાર કરવા જોઈએ, અને તેનુ ક્ષેત્ર કેટલુ વિશાલ છે, તેના સબધમા તા ૨૦-૯-૨૨ ના કાગળમા સર ચારલેટ મેકારા જણાવે છે કે હીદ, ચીન અને જાપાનની એકદર વસ્તી ૮૦ કરોડ માણસની છે, જ્યારે તેઓના "સ્પીન્ડલો" (તાત) ની સખ્યા ફક્ત ૧ કરોડ ૨૦ લાખ નીજ છે આટલી સ્પીન્ડલોતો ઇગ્લડ અને આયર્લાડની જરૂર પુરી પાડે, અને મજકુર સ્પીડલો જાડુ સુતર કાતતી હોવાથી લેકેશાયરને પણ બીક જેવુ નથી

## સુતર મ્યુલ, ડબલ, વૉટર અને રીગ સંબંધી હકીકત.

સુતરમા મ્યુલ અને વૉટર એમ બે જાત આવે છે મ્યુલ એટલે વાણાનુ સુતર, જે સીગલ અને નરમ હોવુ જોઇએ અને વૉટર એટલે તાણાનુ સુતર તે મજબુત હોવું જોઇએ વૉટર કે રીગ તે વલદાર અગર ડબલ હોવાથી તાણામા વપરાય છે

ઉપરની જે હકીકત સુતરની આવી તે સીગલ સુતર સબધીની થઇ પણ જે સુતર બેવડુ કરેલ હોય તે ડબલ સુતરની વણત્રામા ખાસ જરૂર પડે છે સીગલ સુતરના કરતા તેનો ભાવ એક આના જેટલો વધારે હોય છે નીચે મુજબ મીલો ડબલ સુતર નબરવાર કાઢે છે

ન ૬ ડબલ મજગામ, એપોલો ત્રીકમદાસ વીગેરે

ન ૧૦ ,, શાપુરજી, એપોલો, ત્રીકમદાસ સીમ્પ્લેક્ષ, કરીમભાઇની મીલો વીગેરે

ન ૨૦ ,, ડેવીડ, જ્યુબીલી વીગેરે

ન ૪૦ ,, ભરૂચ, સોલાપુર વીગેરે

ન ૨૮-૪૦-૫૦-૬૦ ગામઠી મીલો તથા અમદાવાદની મીલો કાઢે છે, તેમજ વીલાયતી પણ આવે છે

અગાઉ શરૂઆતમા હીદમા મ્યુલ સુતરજ નીકળતુ, પણ નવા સાચા દાખલ થવાથી હવે રીગ (વલદાર) સુતર નીકળવુ ચાલુ થયુ છે, અને મ્યુલ તેના પ્રમાણમા ઓછુ થયુ છે બનેના ભાવમા સહેજ આના જેટલો ફેર રહેવો યોગ્ય છે આ ફેર ૧૯૧૪ ની લડાઇ પહેલા હતો, પણ લડાઇ દરમ્યાન ૨-૧૦ અને ૨-૨૦ (એટલે ડબલ દશ અને ડબલ વીસ)ના ભાવ શીગલ દશ અને સીગલ વીસના કરતા બેથી અઢી આના જેટલા વધારે હત

નબર મુજબ નફાની માર્જીન

લડાઈ પહેલાના વખતમા મીલોવાળા નબર ૬ અને ૮ વેચના, તે પા આના ફેરે વેચતા, અને ન ૮॥ અને ૧૦॥ વચ્ચે ફક્ત અરધા આનાનો ફેર હતો, ન ૧૦॥ અને ૧૨॥ વચ્ચે ફક્ત પા આનાનોજ ફરક આવતો, પણ લડાઈ દરમ્યાનથી આજ છ વર્ષ થયા ઉપલો માલ એક આના ફેરે વેચાવા લાગ્યો, જે ગાળો ઘણો કહેવાય આગલ જતા તે ગાળો નીકળી જવો જોઇએ લડાઈ પહેલા મીલોનો નફો એટલે એક આનાથી સવા આનાનો રહેતો, પણ લડાઈથી અત્યાર સુધીમા એવરેજ ત્રણથી ચાર આના સુધીનો નફો રતલ દીઠ થતો આવે છે, જે હળવે હળવે ઘટવાની શરૂઆત થઇ છે તે કયા અટકશે તે જોવાનુ છે

## કયા કયા રૂમાંથો કઈ કઇ જાતનુ સુતર નીકળે છે તેની માહીતિ.

બગાલે અને ઉમરાના મીકશનમાથી સુતર ન ૧૦ અને ૧૨ નીકળે છે. અને તેના વેસ્ટમા થોડુ હલકુ રૂ (મઠીઆ જેવુ) મેલવીને ન ૬ ૪ અને ૨ કાઢે છે ભરૂચ રૂમાથી નબર ૨૦–૨૨ અને ૨૪ નીકળે છે સુરત નવસારી કૉટનમાથી નબર ૩૦નુ સુતર નીકળે છે, સીધ અમેરીકન રૂમાથી નબર ૪૦ અને ૬૦નુ નીકળે છે, વિગેરે હકીકત ટુકામા જણાવી છે

## મીલોની સખ્યા

સુતરમા કાપડ કાઢનારી મીલો અને Spinning and weaving mills કહેવાય છે એકલુ સુતર કાઢનારી મીલ Spinning કહેવાય છે ઘણી ખરી મીલો કાપડ અને સુતર બને કાઢે છે એકલુ સુતર કાઢવાની મીલોની સખ્યા જુજ છે એકલા મુબઈમા સુતર અને કાપડની મલી આશરે ૯૦ મીલો છે, અને તે સિવાય મુબઇ ઇલાકામા એટલે અમદાવાદ, ખાનદેશ જીલ્લો, ખેડા, સોલાપુર, રાજકોટ, ભાવનગર, વીરમગામ, ભરૂચ, સુરત વીગેરે સ્થળોએ મલી આશરે ૧૦૦ મીલો છે, અને હીદુસ્થાનના બીજા પ્રાતો જેવા કે મદ્રાસ, ત્રાવણુ-કોર, પોંદેચેરી, આગ્રા, આન્ધ, પજાબ, બગાળ, અને બીરાર આદિમા થઇ સુતર અને કાપડની ૧૦૦ મીલો છે

## સુતરની ગાંસડીમા નબર વાર બાધો, આટી અને દોરા કેવી રીતે આવે છે તે

સુતર નબર ૨ અને ૪ની અદર ૧૦ રતલના એક બડલમા ૨૦ આટી આવે છે ગાસડીમા ૪૦ બડલ (૪૦૦ રતલ) આવે ન ૬ાા ના એક પડીકામા ૧૩ આટી, ન ૮ાા મા ૧૭, નં ૧૦ાા મા ૨૧ ન ૧૨ાા મા ૨૫, ન ૧૧ાા મા ૨૩, ન ૧૪ાા મા ૨૯, ન ૨૦ મા ૨૦, ન. ૨૨ મા ૨૨, ન ૨૪ મા ૨૪ આટી, ન ૩૦ મા ૩૦ આટી, ન ૪૦ મા ૪૦ આટી, અને ૬૦મા ૩૦ આટી એક બડલમા આવે દરેક બડલ ૧૦ રતલનુ હોય, અને ગાસડીમા ૪૦ બડલ (એટલે ૪૦૦ રતલ) હોય છે આખા હીદની બધી મીલોમા આજ મુજબ બાધા અને બડલ આવે છે નબર ૪૦ અને ૬૦ મા ડમલ આટી બાધેલ હોવાથી ઉચા નબરમા કોઇ કોઇ માલમા પાચ રતલનુ બડલ આવે છે.

આટીની હકીકત — ૧ આટી ( ea ) મા ૧૦ ભાગ, ૧ ભાગની અંદર ૭ નખ, ૧ નખની અદર ૮૦ દોરા હોય છે એક આટીની અદર ૧૨૦ વાર લાબો તાર આવે ( દોરા ૮૦ જ હોય ) આ પ્રમાણે બધા સુતરમા આવે

દરેક આટીને દોરો બાધેલો આવે છે જેને ( Tie ) કહે છે, જે ઘણે ભાગે કલાવર ટાઇ ( લાલ અને સફેત મીક્ષ કરેલ ) બાધેલો હોય

આટીનો દોરો

છે પણ કેટલાક દેશાવરમા જુના રીવાજ મુજબ લાલ ટાઇ, પીળો ટાઇ, કાળો ટાઈ, ચાલુબર ગણાતા હોવાથી તે બાધવામા આવે છે આવો ગાડરીઓ પ્રવાહ હવે નીકળી જવા આવ્યો છે, કારણુ કે હવે દોરો ન જોતા માલ જોઇ કીમત કરી ખરીદી કરાય છે નબર ૨૨, ૨૪, ૨૭ મા ગુલાબી દોરો આવે છે વીલાયતી સુતરમા ફ્લવર ટાઈ અને બાધો ૩૦૦ રતલનો ( ડબલ ને સીગલમા ), અને જાપાનીઝ સુતરમા સફેત ટાઇ અને બાધો ૪૦૦ રતલનો ( ' ' ) આવે છે

## કેટલા નંબરનું સુતર છે તેનો આંક કાઢવાની રીતઃ—

સુતરની આક કાઢવાની ગણત્રી એવી છે કે ૮૪૦ વારની લબાઈ એ તેનું મુકરર કરવામા આવેલુ માપ છે આ માપ એક રતલમા કેટલા ગણુ સમાય તેટલો તે સુતરના નબરનો આક ગણાય જેમકે —

૧૨ા આકવાળા નમુનાની તાણીના તાર ગણતા તેની સખ્યા ૮૩૪ થઇ તેની લંબાઇ ૬ા વાર હતી એટલે સુતરની કુલ લબાઇ લગભગ ૫૨૧૨ વાર થઇ, ૮૪૦ વારની તે લગભગ સવાછ ગણી લબાઇ થઇ હવે તે તાણીનુ વજન એક રતલ હોત તો તે ૬ા આકનુ સુતર ગણાત, પણ વજન અરધા રતલનુ હતુ, એટલે તેનો આક ૧૨ા નો થયો

## કયા કયા નબરનું સુતર હીદના કયા કયા ભાગમા મુખ્યત્વે કરીને ખપે છે

કાનપુર, હાથરસ, દીલ્હી તરફ સુતર ન ૧૨ા–૧૦ા–૧૪ા સીગલ અને (ડબલતીશ–ડબલદસ) ૨–૨૦, ૨–૧૦ ખપે છે

કાઠીઆવાડ અને અમદાવાદ જીલ્લામા ન ૬ા–૮ા અને ૧૦ા ની ખપતિ છે વીજયનગર, ભરતપુર, કોકનાડા અને મદ્રાસ જીલ્લામા ન ૧૧ા–૧૪ા–૨૦–૩૨ અને ૪૦ મોટા પ્રમાણમા ખપે છે

મુબઇઇલાકાના સુતરનો મોટો ભાગ, મોટા પ્રમાણમા મદ્રાસઈલાકોજ ખાય છે કારણકે ત્યા હાથવણાટના કારખાના અને શાળો મોટા પ્રમાણમા આવેલી છે

અમદાવાદની મીલોનુ સુતર મુરાદાબાદ અને કાનપુર ખાય છે કલકત્તામા ન ૨૨–૨૪–૩૦–૩૨–૪૦ વીગેરે ઊચા નબરનુ ખપે છે ઢાના બાજારોલમા ન ૨૦ા નો મોટો ઉઠાવ છે

## સુતર મેઢીઉ, વીલાયતી જાપાનીશ અને મર્સરાઇઝડ.

ઇજીપ્શીઅન કોટનનુ જે સુતર બનાવવામા આવે છે, તેનુ નામ **મેઢીઉ** કહેવાય છે મેઢીઉ એટલે કોરૂ સુતર તનો રગ પીળાશ પડતો અને સફેત એટલે બ્રાઉન જેવો હોય છે તે સુતર ન ૪૦-૫૦-૬૦-૭૦-૮૦-૧૦૦ અને ૧૨૦ નંબર સુધીનુ આવે છે મેઢીઉ મર્સરાઇઝડ વીગેરે ઝીણા સુતરનો ઉપયોગ મદ્રાસઇલાકામા મોટે ભાગે થાય છે, કારણકે ત્યા શાળો પુષ્કળ છે

**વીલાયતી સુતર**—નબર ૩૦ થી શરૂ કરી ન ૧૦૦ સુધીનુ આવે છે અગાઉ ૨૦ થી ઉચા નબરો આવતા હતા પણ અહીની મીલો ૨૦ થી ૨૮ સુધી નબરનુ સુતર કાઢતી હોવાથી હરીફાઈને લીધે પોસાતુ નથી તેથી ૩૦ થી ઉપરનુ આવે છે નબર ૩૦ મા ૩૦ આટી અને ન ૪૦ મા આટી એમ આવે છે મજકુર સુતર પડીકા તથા દાગીના બધ વેચાય છે રગીન સુતર વીલાયતી ન ૪૦ નુ આવે છે, તે અહી પણ બને છે પણ ભાવમા ફરક રહે છે અહીના સુતરનો રૂા ૨॥ ભાવ હોય તો વીલાયતીના રૂા ૩-૩॥ હોય, તેનુ કારણ ત્યાના મશીનો ઊચા અને કામ સફાઈબધ હોવાથી રગીનમા કઈ કઈ છાપ ચાલુ છે તેની હકીકત—

ન ૨૦ કનુબીમા નીલીરાણી, બલુન, હાથી, મોટર વીગેરે છાપ આવે છે, જે અત્રેનો ડાઇગ મીલનો દેશી રગેલ માલ છે

ન ૩૦ મા હરણ, ઘોડો, બલુન વીગેરે ઉપલીજ મીલનો રગેલ માલ વેચાય છે

ન ૪૦ હાથી, સસલો, રાજા, ઘોડો તથા ન ૪૦ મા લીલું પીરૂ આવે છે, તેમા વાઘ, હાથી, દેવી છાપ, હનુમાન છાપ, વીગેરે વીલાયતી સુતરની જાતો છે. હિંદમા સુતર રગવાના કારખાના ફકત જુજ છે, તેમા ૪ કારખાના મુંબઇમા, (બોમ્બે ડાઇગ, ઇંડીઅન બ્લીચીગ, ઇ ડી સાસુન ડાઇગ અને આમદ મોતીવાલા) અને ૨ પેટલાદમા છે

**જાપાનીશ સુતર**-સીગલમા નં ૨૦-૩૦-૩૨-અને ૪૦ આવે છે, અને ડબલમા ૨-૪૦ અને ૨-૪૨ આવે છે તેના વેપારીઓ તથા વટાવ વલતર જુદા છે, જે નીચે આપ્યા છે

**મર્સરાઇઝડ સુતર**-એટલે જે સુતરને ગ્લેઝડ અર્થાત્ પાલીશ કરેલુ હોય તે તેમા બે જાત આવે છે બ્લીચ (ધોયેલુ સફેત) અને ગ્રે (કોરૂ) જાણે રેશમી સુતર હોય નહી એમ ભુલાવામા પડી જવાય તેવુ ઈમીટેશન કરેલુ આ સુતર રેશમ જેવુજ આવે છે મર્સરાઇઝડ સુતર ડબલજ આવે જે વાણામાજ ઉપયોગ આવે છે ૪૦ નબરના ઉપરનુ સુતર મર્સરાઇઝડ થઇ શકે છે. શરૂ-

આગમા આ સુતર મન્ચેસ્ટરનાજ કારખાના બનાવતા, પણ હવે જાપાન પણ બનાવી મોટા પ્રમાણમા નીકાશ કરે છે

મરસરાઈઝડમા તાણી અને વાણો એવી બે જાતજ તૈયાર આવે છે

**તાણી**-૫૮ તાર લાંબી અને ૧૬૦૦ તારની આવે, તેનુ વજન રા થી ૫૮ ગાા રતલ થાય તેનો ભાવ નગ ઉપર થાય છે, એક પેટીની અંદર ૧૦૦ તાણી આવે, તાણી ધોયેલ અને કેરી ન ૮૦ અને ૧૦૦ એવી બે જાતની આવે છે વીલાયતવાળા તાણીને દરેક કલરમા ડાઈંગ કરેલી આપી શકે છે જાપાન તેને ડાઈંગ કરી શકતુ નથી

**વાણો**-વાણાની અંદર ડબલ ૪૨ એટલે ૨ ૪૨, ૨-૬૪,૨-૮૮, ૨-૧૦૦ અને ૨-૧૦૪ નબરો આવે છે એક પેટીની અંદર ૬૦ બંડલ એટલે (પાચ રતલનુ બંડલ લેખે) ૩૦૦ રતલ આવે છે વીલાયતી વાણો રગીન આવી શકે છે

મર્સરાઈઝડ સુતર ઘણે ભાગે મદ્રાસ ઇલાકો, સુરત, અમદાવાદ, બનારસ અને પંજાબની અંદર મોટા પ્રમાણમા ખપે છે

## સુતરમાં વલતર-વટાવ

સુતરનો ભાવ રતલ ઉપર થાય છે ગામઠી સુતરની ગાસડી ૪૦૦ રતલની આવે છે, તેનો વટાવ સેંકડે બેઆની-દલાલી ટકો ાા હીસાબ ત્રણ દિવસે લેવાનો રીવાજ છે, વીલાયતી સુતર રગીન સીગલનો વટાવ ટકો ૧ા= છે, અને મુદત દીન છની છે, પણ રોકડામા બોલીથી ત્રીજે દિવસે હિસાબ લેવાય છે રગીન,વીલાયતી ડબલનો વટાવ બેઆની છે જાપાનીશ નં ૪૦ મા ૧ા= અને ન ૨૦-૩૦-૩૨ મા બે આની છે બધામા દલાલી ટકા પા તે ખરો, જે વેચનાર ધણી પાસેથી લેવાય છે આ ઉપરાંત ગામઠી કે વીલાયતી સફેત સુતરની ગાસડી ઉપર એક આનો, રગીન વીલાયતી કે ગામઠી સુતરની ગાસડી ઉપર દોઢ આનો, અને મર્સરાઈઝડ રગીન કે સફેત સુતરની પેટી ઉપર બેઆના **લાગો** લેવાનો બજાર ધારો છે સુતરનો વેપાર ચીનની હુંડી ઉપર મોટો આધાર રાખે છે ચીનની અંદર સુતરના બે મોટા બંદર ગણાય છે, શાંઘાઈ અને હોંગકોંગ બનેના ચલણ જુદા જુદા છે શાંગાઈમા ટેલ ચાલે છે, અને હોંગકોંગમા ડાલર ચાલે છે

મુંબઈમા 'The Bombay Yarn Copper And Brass Native Merchants' Association" એટલે સુતર અને ત્રાંબા પીત્તળના દેશી વેપારીઓની મંડળી" આજ આઠ વરસ થયા હસ્તી ધરાવે છે, તેમા દરેક સુતરના વેપારી અને ત્રાંબા પીત્તળના પતરા વેચનારાઓ સભાસદો તરીકે દાખલ થઇ શકે છે તેના ધારાઓમા નીચે મુજબ મુખ્ય છે

લાગો—ગામઠી તથા વીલાયતી સફેત સુતરની ગાસડી દીઠ એક આનો તથા પાટાવાળા બાચકા ઉપર નંગે એક આનો ધરમાઉ લાગો લેવો અને રંગીન (વીલાયતી તથા ગામઠી) સુતરની ગાસડી તથા પાટાવાળા બાચકા ઉપર નંગ દીઠ દોઢ આનો, તથા મર્સરાઇઝડ, રંગીન અગર સફેત સુતરની પેટી તથા કોકડી આવે તે, તથા મર્સગેઇઝડની ગાસડી તથા કોરમજની દરેક પેટી તથા ગાસડી ઉપર બે આના મુજબ લેવો આ મુજબ લાગાના પૈસા મંડળીના સભાસદ શીવાયના કોઇ વેપારી પાસેથી માલ ખરીદવામા આવે તો તેને આપવા નહી તથા ઉપર મુજબ લાગો જે ખરીદનાર વેપારી ન આપે તેને બજારધારે માલ આપવો નહી

માલના નાણાની આપ લે સંબંધમા—

૧ જે દિવસે માલ ઉપડે, અગર બજારખરના ડીલીવરી આરડરો અપાય તે દિવસથી ત્રીજે દિવસે નાણા સાંજના સાત (મુ. ટા.) સુધીમા આપવા લેવા આ મુજબ ન આપવામા આવે તો વળતે દિવસે સેંકડે ૦॥ ટકા લેખે વ્યાજ સહિત નાણા આપવા લેવા, જે કોઇ વ્યાજ વગર નાણા આપે તો નાણા લઇને એસોશીએશનના સેક્રેટરીને જાણ કરવી

૨ ચીનબરના સુતરના **ડીલીવરી આરડરો** દરેક અંગ્રેજી માસની છેલ્લી તારીખે મોડામા મોડા મુબઇ ટાઇમ પાચ વાગતા સુધીમા આપવા લેવા, અને નાણા તેજ દિવસના સાત (મુ. ટા.) સુધીમા આપવા લેવા આ મુજબ નાણા આપવામા ઢીલ થાય તો વળતે દિવસે બાર વાગતા સુધીમા સેંકડે ૦॥ ટકા વ્યાજ સહિત આપવા લેવા પણ જો ડીલીવરી આરડર પાચ વાગ્યા બાદ અપાયા હોય તો બીજે દિવસે બાર વાગતા સુધીમા વગર વ્યાજે આપવા લેવા

૩ ચીનબરના સુતરની ડીલીવરી નોટ (ચીઠ્ઠીઓ) ના ડીફરન્સના નાણા સાંજના સાત (મુ. ટા.) સુધીમા ઉપરના ઠરાવ મુજબ લેવા

મજકુર એસોશીએશન તરફથી સુતર અને ત્રાબા પીતલનુ બજાર બંધ રાખવા માટે નીચે મુજબ તહેવારો પાળવામા આવે છે —

| | |
|---|---|
| કારતક શુદી ૧૧ | દેવ દીવાળી |
| ,, શુદી ૧૫ | ચોમાસુ પુરૂ થવાનો દિવસ |
| માહા વદી ૧૪ | મહા શીવરાત્રિ |
| ચૈત્ર શુદી ૯ | રામનવમી |
| વૈશાખ શુદી ૧૪ | સિંહ ચતુર્દશી |

| | |
|---|---|
| આશાડ શુદી ૧૧ | દેવશયની એકાદશી |
| ,, શુદી ૧૪ | બેસતુ ચોમાસુ |
| શ્રાવણ વદી ૮ | જન્માષ્ટમી |
| ,, વદી ૧૧ | પજુસણનો પ્રારંભ |
| ભાદરવા શુદી ૪ | પજુસણની સમાપ્તિ |
| ,, ,, ૧૨ | વામન દ્વાદશી |

આ સિવાય કોઈ આચાર્યના લીલાવિગ્રહ (દેહાવસાન) કે બીજા કોઈ કારણવશાત બજાર બંધ રાખવામા આવે છે

બજાર બંધ હોય ત્યારે રેલ્વે કે ગોદીમાથી માલ લાવવાના આવે તો રૂા ૨ાા એસોશીએશનના સેક્રેટરીને મોકલી પરવાનગી લેવાય છે, જેમાથી રૂા ૧ા શ્રીનાથજીની ભેટમા, અને રૂા ૧ા શ્રી ગોરક્ષા ફંડમા જાય છે

ઉપરોકત મંડળીના સુતરના (ગામઠી, જાપાનીસ, વીલાયતી, અને મર્સરાઈઝડના) વેપારીઓના નામ

## મુખ્ય ગામઠી સુતરના વેપારી, મીલોના કમીશન એજંટસ, અગર મીલમાલેક

શેઠ મગનલાલ પરભુદાસ
,, કીલાચંદ દેવચંદની કું
,, ધી કરીમભાઈ ઇબ્રાહીમ સન્સ લીમીટેડ
,, ખટાઉ મકનજી સ્પીનીંગ એન્ડ વીવીંગ કું
,, વીઠલદાસ ભવાનીદાસ
,, ચતરભુજ ભવાનીદાસ
,, નારણદાસ ટોપણદાસ

શેઠ ન્યાલચંદ લલ્લુચંદ
,, (વીલાયતીના પણ વેપારી)
,, ડુંગરશી ગાગજી
,, પ્રહલાદભાઈ દોલતરામ
,, દલસુખભાઈ મગનલાલ
,, ઇશ્વરદાસ વેણીલાલ
,, પોપટલાલ મુલચંદ
,, હીરાચંદ મુલચંદ
,, મફતલાલ ગગલદાસ

**એકથી વધારે જાતના સુતરના વેપાર કરનારાઓના નામ —**

શેઠ અમરતલાલ જેચંદ (ગામઠી)
,, અમીચંદ મોતીચંદ (જાપાની, મર્સરાઈઝડ અને ગામઠી)
,, આદમજી હાજી કરીમ ( ,, ,, )
,, ધી એડવાન્સ્ડ ટ્રેડીંગ કું (વીલાયતી)

શેઠ અબારામ મોતીચંદ (ગામઠી)
,, આમદ મુસા મોતીવાલા (ગામઠી)
,, અબુલ અજીજ હાજી તૈયબ (,,)
,, કાન્તીલાલ મણીલાલ (ગામઠી)
,, કસ્તુરચંદ નાનચંદ (,,)
,, કેશવલાલ મલુકચંદ (ગામઠી અને વીલાયતી)
,, ગીરધરદાસ જેસીંગભાઈ (ગામઠી, વીલાયતી, જાપાની અને મર્સરાઈઝડ)
,, ગીરધરદાસ ગોરધન (,, ,, ,, ,,)
,, ગોરધનદાસ દામોદરદાસ (ગામઠી)
,, ગોરધનદાસ નાથાલાલ (વીલાયતી, જાપાનીશ, મર્સરાઈઝડ)
,, ગોતમચંદ ઉમેદચંદ (બધી જાતના ખરીદી કરનાર)
,, ઘેલાભાઈ ખુશાલદાસ (ગામઠી, અને જાપાનીસ)
, ચીમનલાલ પુનેમચંદ (ગામઠી)
,, ચીમનલાલ શીવલાલ (વીલાયતી)
,, ચીમનલાલ ડાહ્યાભાઈની કુ (ગામઠી)
,, ચુનીલાલ છગનલાલ સુતરવાલા (જાપાનીશ અને મર્સરાઈઝડ)
,, ચુનીલાલ લલ્લુભાઈ (ગામઠી)
,, ચંદુલાલ શીવલાલ (ગામઠી)
, છગનલાલ વીરચંદ (વીલાયતી)
,, છોટાલાલ લલ્લુભાઈ (વીલાયતી, જાપાની અને મર્સરાઈઝડ)
,, જમનાદાસ બલદેવદાસની કુ (ગામઠી, વીલાયતી, જાપાની)
,, દ્વારકાદાસ પુરૂષોત્તમ (ગામઠી, વીલાયતી, અને જાપાની,)
,, ત્રીકમલાલ મુલચંદ (ગામઠી,)
,, ત્રીકમલાલ હરીલાલ (,,)
,, દોલતરામ વેણીચંદ (ગામઠી, અને વીલાયતી,)
, નગીનદાસ બાલુભાઈ (ગામઠી, વીલાયતી અને જાપાની)
,, નાથાલાલ નગીનદાસ (ગામઠી)
,, પોપટલાલ વીરચંદ (,,)
,, પોપટલાલ મોહનલાલ (ગામઠી, અને વીલાયતી)
,, બાપુલાલ ઈશ્વરદાસ (ગામઠી)
,, ભાઈચંદ રૂપચંદ (વીલાયતી)
,, ભગવાનદાસ ગંગારામ (ગામઠી, અને વીલાયતી)
,, ભોગીલાલ જીવાચંદ (વીલાયતી)

,, મગનલાલ છગનલાલ (બધી જાતનુ ખરીદી કરનાર)
,, મણીલાલ વાડીલાલ (ગામઠી વીલાયતી અને જાપાની)
,, માધવલાલ પીતાંબરદાસ ( ,, )
,, માણેકલાલ ખીજલાલ ( ,, ,, ,,)
,, રમણલાલ છબીલદાસ (ગામઠી)
,, લલ્લુભાઇ કેવલદાસ (ગામઠી, વીલાયતી, અને જાપાની)
,, વીઠલદાસ જાદવજી (વીલાયતી અને જાપાની)
,, વાડીલાલ બલદેવદાસ (ગામઠી)
,, વાડીલાલ લહેરચંદ ( ,, )
,, સામલદાસ મોહનલાલ ( ,, )
,, હરજીવન હીરાલાલ ( ,, )
,, હીરાચંદ મુલચંદ (ગામઠી, વીલાયતી, જાપાની)
,, હરીચંદ કુ ( ,, ,, ,, )
,, હસન હાજીદાદા ( ,, ,, ,, )
,, હરીદાસ પદમશી (ગામઠી, વીલાયતી, જાપાની)
,, હરગોવીંદદાસ ગીરધરલાલની કુ (વીલાયતી)
,, હીમતલાલ હરગોવીંદ (ગામઠી)

આ બધા વેપારીઓના ઠેકાણા પાયધુની, ત્રાંબાકાંટો છે

## હોલ સેલ–( જથ્થાબંધ ) ત્રાંબા અને પીતલના વેપારીઓના નામ

શેઠ વીઠલદાસ લખમીચંદ
,, કેવળદાસ લલ્લુભાઇ
,, અમૃતલાલ છોટાલાલ
,, ચુનીલાલ છગનલાલ
,, સુરચંદ દેવલદાસ

શેઠ કે૦ એમ૦ કોપર મરચન્ટસ કું૦
,, ધી મેટલ મર્ચન્ટસ કું૦
,, ગોપાલદાસ માણેકલાલ
,, ઇશ્વરદાસ વેણીલાલ

બધા વેપારીઓનુ ઠેકાણુ—**પાયધુની**, ત્રાંબા કાંટો છે

## ૬-કાપડ ( Piece goods )

મુંબઇમા કાપડ લેવા વેચવાના મુખ્ય મથકો તરીકે—મુલજી જેઠા મારકીટ, લખમીદાસ ખીમજી મારકીટ, મંગલદાસ મારકીટ, મોરારજી ગોકલદાસ મારકીટ, અને મેમણ મહોલ્લાની કટપીસ મારકીટ છે તે ઉપરાત (કલબંધ ફાગીના ખરીદવા માટે) મીલની ઓફીસો અને વીલાયતવાલાની ઓફીસો છે વળી ગરમ અને ફેન્સી કાપડ ચકલામા મોટા જથ્થામા મલે છે, પરંતુ પરચુરણ કાપડ લેવુ હોય તો તેના વેપારીઓ મુખ્યત્વે ભુલેશ્વર ( બૈરાઓના ખરતું ખાસ કાપડનુ મથક ગણાય છે ), ભીંડી બજાર, નલ બજારનુ નાકુ, ગીરગામ, ઉપરાત સ્ટોર્સ મુખ્ય ભાગે કામ કરે છે આ બધા લત્તા ગામની પરચુરણ ઘરાકીને સાચવે છે હાલના છેલ્લા દાયકામા સ્ટોર્સનો રાફડો એટલો બધો ફાટયો છે કે બધા તે સ્થળે પરચુરણ લેવુ પસંદ કરે છે સ્ટોર્સની અંદર દરેક ચીજ રાખી શકાય તે સ્થળનો અર્થજ કસ્તુરીથી કાપડ અને કરીઆણુ વેચવાનુ મથક એ થાય છે એટલે જો કે તે ખાસ કાપડનુ મથક ગણાય નહી, પણ કાપડ વિના સ્ટોર્સ હોઇ શકે એવુ મુંબઇમા દેખાતુ નથી કાપડમા અનેક જાતો અને તરેહવાર ભાતો હોવાથી દરેક લાઇનના જેવાકે—વીલાયતી, ગામઠી, ગરમ, જાપાનીસ, ફેન્સી ધોએલા, અને કોરા વીગેરેના વેપારીઓ જથ્થાબંધના (મુળજી જેઠા મારકીટમા) જુદા જુદા છે મુંબઇની કાપડના **દેશી વેપારીઓની મંડળી** જે મુખ્ય અંગ ગણાય છે, તેમા ઉપર બતાવેલ જુદી જુદી લાઇનના વેપારીઓની બનેલી મંડળીઓ પેટા ભાગ તરીકે આવેલી છે તેના ધારા ધોરણ પણ જુદાજ હોય છે, પરંતુ સ્વદેશ હિતનુ કે સરકાર સબંધી કે કાપડને લગતી બાબત નીકળે ત્યારે તેઓ બધા એકત્ર થઇને કામ કરે છે

ઉપર મુજબ જુદા જુદા કાપડમા એટલી બધી જાતો આવેલી છે કે તેનાં નામજ ફક્ત આપવા તેજ મુસ્કેલ છે છતા જે ચાલુખરનુ કાપડ-ગામઠી-વીલાયતી કે જાપાનીઝ કે જેની ખરીદી અત્રેના બજારમા મુખ્ય ભાગે થયા કરે છે, અગર જેના સોદા ફ્યુચર્સી બોલાય છે, તેમાના કેટલાક નામ ઉદાહરણ તરીકે આપ્યા છે ભાવો (તા. ૧૬-૭-૨૩ મુજબ જણાવ્યા છે)

**તાકાના ભાવ.**

| | | |
|---|---|---|
| કોરૂ શરટીંગ ફારી નં-૨૦૦૦ | રૂા ૧૨ાા | જાપાનીઝ હાથી છાપ કોરૂં |
| કોરી જગન્નાથી નં-૧૮ | ,, ૯ાાા= | ડ્રીલ રૂા૦ ૧૯= |
| ,, ડ્રીલ નં-૪૨૫ મશીહ છાપ | ,, ૧૪ાા= | લોંગ ક્લોથ ધોયેલ નં. ૧૫૦૦ |
| ,, પેપર ડ્રીલ | ,, ૨૪) | રૂા ૨૫ાા |
| ,, સફેત મલમલ નં-૧૨૬૦ | ,, ૭ાાા | લોંગક્લોથી સી ૪૦૦૦૦ |
| ,, ,, નં-૧૪૨ | ,, | રૂા૦ ૨૮ાા |

તેના પના મુજબ ભાવ જુદા જુદા છે.

કોરી સફેત મલમલ ન—૬૦૦૦ રૂ ૯॥ા ચાકલી જીન છીં રતલના ૦॥=
,, ,, નં–૮૮ ,, ૭॥
, નૈનસુખ ૮૮–૮૮૮ રૂ પા
,, ,, ૧૮૫૦,, ૩॥

જાપાનીસ માલમા લોગકલાથ કોરો આવે છે, તેમા નં ૬૬૬, ૨ ન ૮૨૪૨, ૮૧૮૧, ૧૨ સીપાઇ, ૩૮૩૮, ૧૦૦૦૧, ૯૯૧૫, ૭૨૦૦ વીગેરે જુદી જુદી જાત આવે છે તેમજ જીન કોરી બતકછાપ, હસછાપ, ,, અને હાથી છાપ આવે છે

દેશી મીલના માલમા—લાનકલાથ ઇચ ૩૪—૪૦ મા રેચલ મીલનો, સ્ટાડર્ડ મીલનો, સેચરી મીલનો, હીદુસ્તાન મીલનો, કાજલ, ટેસ્ટાઈલ વીગેરે મીલનો આવે છે, તે પુરા વજનનો માલ સારા સુતરનો આવે છે તેના ભાવ રતલ ઉપર ગણાય છે એટલે એક તાકો જેટલા રતલ થાય તેનો ભાવ હાલ રૂ૦ ૧ ની આસપાસ રતલના ગણાય

આ ઉપરાત લોગકલોથ હલકો માલ ઉપલીજ મીલનો જુદી જુદી કવોલીટીનો પણ આવે છે જેમકે ટેસ્ટાઇલ મીલનો હાથી છાપ, સ્પ્રીંગ મીલનો વેપારી છાપ, સેચરી મીલનો બ્યુગલ છાપ, જેનીથ મીલનો પડઘમ છાપ, એવી જુદી જુદી છાપનો હોય છે જેના ભાવ ઉપરના કરતા બેથી ત્રણ આના રતલે ઓછા લખાય.

આ ઉપરાત દેશી મીલોમા બનેલો જુદી જુદી જાતનો ઘણો માલ નીકળે છે. જેવો કે ધોતીઆ, કોરી જીન, ચેક કોરા અને ધોયેલા, ગજીન, સફેત અને સલીવાળા આવે છે ચેકનો ભાવ તાકાનો થાય છે તાકો ૨૪ વારના આવે ઓછો વધુ હોય તો હિસાબે સમજાય ચેકની જાતોમા સ્ટાડર્ડ, ફીનીક્ષ, સ્વાન, ફીન્લે, ટેસ્ટાઇલ, પર્લ, કસ્તુરચદ, બોબે યુનાઇટેડ, સ્પ્રીગ વીગેરેના માલ બજારબરના ચાલુ માલ ગણાય, તેના ભાવ પણ રૂ ૪॥ થી કરી રૂ. ૧૨॥ અને ૧૪॥ ના પણ હોય છે

કાપડમા અનેક જાત અને ભાત હોવાથી તેનુ સ્પષ્ટિકરણ કાંઇ ટુકામા થઇ શકે નહી પણ આટલી હકીકત ભોમીઆ તરીકે ઉપયોગી થાય તેથી જણાવી છે

દેશી માલમા હમણા ને હરાણુ કેટલોક વખત થયા ધોતીઆ તથા સાડીઓ અને ખાદી કાઢવાનુ ઘણી મીલોએ શરૂ કર્યું છે, જે ખુશી થવા જેવુ છે અને તેથી પરદેશી માલ કરતા તેનો ફેલાવો બહોળા પ્રમાણમા થાય છે પણ નફાની

માર્જીન જો ટુકી કરવામા આવે તો આ ઉત્પન્ન થનો દેશી માલ મોટા પ્રમાણમા વપરાય અને મીલો સદાને માટે નફા કરતી રહે

ગામઠી કાપડમા એક મોટી હરકત વેપારીઓને અને મીલવાળાને એ છે કે–વીલાયતમા જેમ "મર્ચન્ડાઇઝ માર્કસ એકટ" છે તેમ અત્રે નહી હોવાથી અમુક મીલ કોઈ પણ નબર રજીસ્ટર કરાવી શકતી નથી, અને તેથી કરીને એક નંબર જો બજારમા ચાલુ થાય છે તો તેજ નબર બીજી મીલવાળાઓ પણ પોતાના કાપડ ઉપર મારી શકે છે આ ઘણા શોચનીય બાબત હોવાથી તેમા સુધારો થવો ઘટે છે

દરેક જાતના ગરમ કાપડ ઉપર તેમજ નીચે જણાવેલી સુતરાઉ કાપડની જાતના તાકા ઉપર કેટલા વારનો તે તાકો કે રેજો છે તેની છાપ મારેલી હોવી જોઇએ એવો સરકારી ધારો છે તે કાપડની જાત —

કીનખાબ, કેબ્રીક, કેનવાસ, ચેક, ક્રોમ્પ, ચદ્દર, કાશ્મીર, સર્જ, ક્રેપ, (ધોતીઆ ઉપર વાર અને જોટો કે સીગલ,) કોટનું કાપડ, ચોપડીઓ બાધવાનુ કાપડ, દોરીઆ, ડ્રીલ, ફલાલીન, ગાઝ, જીન, લપેટ, લૉન, લાગકલોથ, માદરપાટ, મજલીન, નેનસુખ, નેટનુ (મછરદાનીનુ) કાપડ, દરેક જાતની છીટ, સાડી જોટો કે સીગલ, પીછોડી અને દુપેટા, ખમીશ પેરણનુ કાપડ, તસર અને તવીલ, ટીકલોથ, (ત બુનુ કાપડ), છત્રીનુ કાપડ, મખમલ, વેનીશ્યન, જાફર, સીલેસ્યાઆ વિગેરે

આ દરેક કાપડ ઉપર જો વાર–કે નગ વીગેરે ન છાપેલ હોય તો જગાત-ખાતુ કસ્ટમમા પાસ કરતુ નથી અને તે મુજબ છાપ મારેલી જોઇનેજ પસાર થવા દે છે

કાપડમા દરેક જુદી જુદી જાતોમા વલતર વટાવ બારદાન કાપી આપવાના ધારા શુ શુ છે તેની હકીકત —

૧ કાપડ સુતરાઉ **ગામઠી** મુબઇની મીલનુ રનલ ઉપર વેચાય છે, તેમા વટાવ સેકડ ૦)= બે આના અને બોલીથી ૦ા= મલે છે પણ ચાદર જોટાનો વટાવ દર સેકડે ટકા ૩ અને રોકડેથી ૩)= કપાય છે મુદત દીન પાચની છે દલાલી ટકો ૦ા કાપવાનો ધારો છે જુદા જુદા માલમા વટાવ જુદા જુદા છે તેની વીગત —

   ક ધોતી જોટા ખરીદે તો વટાવ દર સેકડે ટકો ૦ા અને રોકડેથી ૦ા= કપાય છે ખુલા થાન ખરીદે તો પણ વટાવ ઉપર મુજબ મળે છે

   ખ નાગપુરી ધોતીઆ જોટા, ગામઠી માલનો વટાવ દર સેકડે ૧ાા ટકો છે.

   ગ. અમદાવાદી ધોતીઆ જોટા, તથા સાડી વીગેરેનો વટાવ દર સેકડે ત્રણ ટકા કપાય છે, બારદાન મલતુ નથી. મુદત દીન ૮ થી ૧૦ ની છે.

ઘ સોલાપુરી શાડી તથા ચોલીના ખડ વીગેરેનો વટાવ દર સેકડે ટકો ૦ા કપાય છે મુદત દીન ૧૫ ની છે

ડ છાયલ માલવી તથા જેપુરીમા નામનો ટકો ૦ા અરધો વટાવ મલે છે પણ ફેન્સી છાયલમા વટાવ ટકો ૧ થી ૧ા મલે છે તથા કાપડ જરીકામમા વટાવ મલતો નથી

૨ કાપડ વીલાયતી સુતરાઉ **ધોયેલું**—પેટી અથવા ગાસડી અકબંધ ખરીદે તો માલ ઉપાડયા પછી છ દિવસે વલતર ટકા ૩ાા કાપી આપી હિસાબ આપે છે બારદાન ધારા મુજબ જુદુ મળે છે છુટક માલ ખરીદે તો માલ લીધા પછી ૨૦ મે દિવસે મજકુર વલતરના ટકા ૩ાા કાપી આપી વેચેલા માલના નાણા લે બારદાન છુટક માલના હિસાબે થાય ઉપર મુજબ ટાઇમસર નાણા નહીં આપનાર પાસેથી દર સેકડે ટકો ૦ાા પોણા લેખે વ્યાજ ચઢે

**બારદાન** દાગીનાને હિસાબે ખુલ્લો માલ વેચવામા આવ્યો હોય તો દર દાગીને રૂપીઆ એકના હિસાબે બારદાન કાપવુ ખુલ્લો માલ જેવો કે નેનસુખ, મલમલ, જગન્નાથી, અને લોન કલોથમા બારદાન દર તાકા એકે આનો ૦ાપા અને અડધીઆનુ બારદાન ૦)૧ાા અરધો પૈસો લેખે કાપી આપવુ પરંતુ લાનકલોથ વાર ૪૦–૪૨ ઉપર આનો અરધો બારદાનનો કાપી આપવો

**કડદો** મલમલ, નેનસુખ અને જગન્નાથીના તાકાની કીંમત રૂ ૪ા અને તે ઉપરમા ટુપાર્ટ તથા નમુનાના તાકા હોય તો તેનો કડદો દર તાકે રૂા, ૦ા પા રૂપીઓ લેવો દેવો રૂા ૪ા ની અંદરની કીમતના માલ ઉપર દર તાકે બે આના કડદો લેવો દેવો તેમજ લોન કલોથના તાકાવાર ૪૦–૪૨ ના ટુપાર્ટ માટે દર તાકા દીઠ રૂપીઓ પા અને અડધીયા વાર ૨૦ ના તાકા દીઠ બે આના ટુપાર્ટનો કડદો લેવો દેવો

ઉપરની દરેક જાતના માલમા પેટીની અંદર દશ તાકા ઉપરાંત જો તાકા વધારે કડદાના નીકળે તો દોઢે કડદે વધારાના કડદાના તાકા ખરીદનારે રાખવા, એટલે બે આનાને બદલે ત્રણ આના લેખે, અને ચાર આનાને બદલે છ આના લેખે કડદો લેવો દેવો

૩. કાપડ વીલાયતી સુતરાઉ કોરૂં-પેટી અગર ગાસડી અકબધ ખરીદે તો રૂપીઆ પાચ દિવસમા વટાવ ટકા ૩ અને રોકડેથી ૩)= કાપી લઈ ભરવા છુટક તાકાનો વટાવ પણ તે મુજબ છે. બારદાન તથા કડદો ધોયેલ મુજબ ધારાસર છે.

૪ કાપડ, (અંગ્રેજી) ગરમ, સુતરાઉ, ફેન્સી, મખમલ, પ્લશ, રેશમી, સાટીન જરી, કીનખાબ, શાલ તથા શણુ વીગેરેમા એટલે બનાત કાશ્મીરી, વુલન, ફલાલીન, આલપાકો, સર્જ, પરમાટો વીગેરેમા વટાવ આદિ નીચે મુજબ અપાય છે'—

ક. અકબધ માલની વલતરના ટકા ૩ાા તથા છુટક માલમા ટકા ૪ા કાપી આપવામા આવે છે પરચુરણ છુટો માલ જો પેટીમા ભરી આપ્યો હોય તો તેનો વટાવ ટકા ૪ા કાપી આપવાનો ધારો છે

ખ માલ લખાવ્યા પછી છ દહાડાની અદર ઉપાડવાનો ધારો છે. હિસાબના નાણા અકબધ દાગીનાના, ઉપડેલી મીતીથી દશમે દહાડે પાકે, અને છુટક માલ વેચ્યો હોય તો પાકા પદર દહાડે તેના નાણા વસુલ કરી શકે તેમા ફેરફાર પડે તો વ્યાજ ટકા પોણા લેખે પડે

ગ ઉપર મુજબ જણાવેલા માલો ઉપર બારદાન કાપી આપવાનો ધારો નથી

ઘ દલાલી રીવાજ મુજબ ટકો ૦ા કાપવાનો ધારો છે

૫ કાપડ સણુનું કુતાન બારીક તથા મોટુ જેવા કે મુગટા વીગેરેમા વટાવ સેકડે ટકા ૩ાા છે

૬. ખાદી હાથની વણેલીનો ભાવ સાફી છે મીલની ખાદીમા વેપારીઓ ગાસડી ઉપર છ આની વટાવ આપે છે દલાલી જુદી

૭ કાપડ વિલાયતી રંગીન છીટ ફેન્સી, કસુબા, રૂમાલ, સાડીઓ તથા છાપેલા માલમા નીચે મુજબ વટાવ-વલતરના ધારા છે —

૧-વટાવ અકબધ માલ ,ગાસડી અથવા પેટી, અગર છુટો માલ પા અરધી કે પોણી પેટી મુજબ પેટી કે ગાસડીના ભાવે વેચાય તો તેના નાણા માલ ઉપાડયા પછી દીન પાકા ૧૦ દશમે, અને છુટક માલનો હિસામ ૧૬ મે દિવસે વટાવ ટકા ૩ાા કાપીને અપાય છે, પણ વલતે દિવસે જો હિસાબ

આપવામા આવે તો ૦। પા ટકો વધારે એટલે ટકા ૪ લેખે કાપી આપે છે માલ લખાવ્યા પછી અકબધ હોય તો દીન આઠ સુધીમા અને છુટક મ લ દિવસ દશ સુધીમા લેનારે ઉપાડવો જોઇએ નહીતર વટાવમા વાંધો પડે

**૨–બારદાન** બારદાન સબંધમા એમ છે કે બારદાન પા પેટી, અરધી પેટી કે પોણી પેટીનુ એવી સરતે અપાય છે કે પેટીના ખોખાની કીમત રૂા ૧। ની એવરેજ અને ગાસડીનુ રૂ ૦ાા પોણાની એવરેજ પ્રમાણે કાપી આપે

છુટક માલનુ બારદાન તાકા ઉપર નીચે મુજબ અપાય છે

| | |
|---|---|
| મજલીન તથા છીટના વાર ૧૦ થી ૧૨ નો આનો પા લેખે | ૦)૦। |
| રગીન દોરીઆ વાર ૧૦ થી ૧૨ નો આનો અરધા લેખે | ૦)૦ાા |
| કસુબી, ગુલાબી, ઘાઘરાપાટ, કોર વગરની છીટ બોરડ જે ૪૦વારના તાકાના ભાવે વેચાય છે, તેનુ બારદાન એક આના લેખે | ૦)– |
| છીટ વીગેરે વાર ૨૦ થી ૨૮ સુધી અરધો આનો | ૦)૦ાા |
| ,, ,, ૨૮ થી ૪૦ ,, પોણો ,, | ૦)૦ાાા |
| ,, ,, ૪૦ થી ઉપર ૪૮ સુધી એક ,, | ૦)– |
| ,, ,, ૪૮ થી વધારે વાર હોય તેનો સવાઆનો | ૦)–। |
| જે છીટ તાકાને હિસાબે ૨૮ વાર આવે તેનુ અરધા આના લેખે બારદાન કપાય | ૦)૦ાા |
| રૂમાલનુ સીગલ બારદાન પા આનો કપાય | ૦)૦। |

સાડી ચાકલેટનુ બારદાન વાર ૪ થી ૭ નો દોકડો ૦ાાા પોણો
,, ૮ થી ૯ નો ,, ૧ એક
,, ૧૦ થી ૧૨ નો પૈસો એક

સાડી ગુલાબીનુ બારદાન વાર ૪ થી ૫ નો પા આનો –)૦ અને છુટા વાર ૧। વારથી ૨ વારની નગે ૧ એક પાઇ, ૨ા થી ૩ વારની પૈસાની ૨ અને ૧૨ા થી ૨૦ ની નગ દશની નગે પાઇ લેખે એમ બધા રીવાજ જુદા જુદા છે

**શાહી** અકબધ માલમા દર પેટી અગર ગાસડી દીઠ જો આકડામા લખ્યુ હોય તો રૂપીઆ ૧ થી ૧૦ સુધી શાહી આપી શકાય, અને છુટક માલમા પા પેટીનો રૂા, ૧, અરધીના રૂ. ૨,

પોણીના રૂા ૩, અને આખી પેટીના વધુમા વધુ રૂા ૪ કાઢી આપી ગણાય છુટક માલના વેચણ ઉપર કાઢીનો ધારો નથી

૮ કાપડ **રેશમી** સાડી વીગેરે ચીનાઇ જાપાનીસ બજારમા (માંડવી અંદર ઉપર છે ત્યા) વેચાય છે, જેમા **જાપાનીશ અને શાંઘાઇ રેશમી** કાપડમા હીસાબ એસોશીએશનવાલા બજારના વેપારીઓ ૨૫ દિવસે લે છે અને આપે છે જયારે બહારના ઘરાકો માટે ૧૫ દિવસે હિસાબ લેવાનો રીવાજ છે વટાવ ટકા ૩ા લેખે કાપવાનો ધારો છે અને ચીનાઇ રેશમી કાપડમા વટાવ ટકા ૨ાા કાપવાનો ધારો છે.

ઉપર મુજબ ધારા એસોશીઅશનોના છે, તેમજ દરેક માલ અકબંધ કે છુટક ખરીદાય તેના પૈસા કેટલા દિવસે લેવાય છે, તથા વટાવ જુદા જુદા માલમા શુ પ્રમાણમા ગણવામા આવેછે, તેનો ઉપરની હકીકતનો સઘળો સારાંશ નીચે મુજબ છે, જે ઘણા વેપારીઓને ઉપયોગી થવા સંભવ છે બારદાન કડદાની વિગત ઉપર આપેલી છે તે મુજબ સમજવી તથા દલાલી ટકો ૦। પા અને કોઇકમા ટકો ૦ાા અરધો માલ મુજબ રીવાજસર જાણવી

| માલની જાત. | વટાવ સેકડે | પચુરણ માલનો હિસાબનો ધારો | અકબંધ દાગીનાનો હિસાબનો ધારો |
|---|---|---|---|
| દેશી ધોતીયા ધોયેલા | ૧ાા | ૧૫ દિવસ | ૭ દિવસ |
| ,, , કોરા | ૦ાཆ | ૧૫ ,, | ૩ ,, |
| વીલાયતી ધોતીયા ધોયેલા | ૩ાા | ૨ ,, | ૬ ,, |
| ,, , કોરા | ૪ાા | ૬ ,, | ૩ ,, |
| ધોયલુ કાપડ, નૈનસુખ, મલમલ, હરખ વિગેરે | ૩ાા | ૨૦ ,, | ૬ ,, |
| શર્ટીંગ દેશી જેવા કે ચેક, સુરી વિગેરે | ૧ | ૧૫ ,, | ૫ ,, |
| શર્ટીંગ વીલાયતી ,, ચેક વિગેરેમા | ૪ાથી૪ાા | ૧૬ ,, | ૫ થી, ૭ દિવસ |
| ગરમ અંગ્રેજી માલ | ૪ાા | ૧૬ ,, | ૫ દિવસ |
| ગંજીફ્રાક, હોઝયરી વીલાયતી, જાપાની વીગેરે | ૪ાા | ૧૫ ,, થી વધુ | ૫ ,, |
| ચાઇના સીલ્ક અને રેશમી | ૩ાા | ૧૫ દિવસ | ૫ ,, |
| કસુંબા, ચુંદડી, લહેરીઆ (વીલાયતી) | ૩ાા–૪ા | ૧૫ દિવસ | ૧૦ ,, |

| | | | | |
|---|---|---|---|---|
| જાપાન જીન, માદરપાટ, સાટીન બે આની ૧૫ ,, | | | ૩ | , |
| ગામઠી સુતરાઉ કાપડનો જુદો જુદો વટાવ ઉપર આપેલ છે | ૧૦-૧૨ | દિવસ | ૫ | ,, |
| શાલ | ૪ાા | ૧૨ ,, | ૫ | ,, |
| જાપાની રેશમ | ૩ | ૧૦ ,, | ૫ | ,, |
| ચીનાઈ સાટીન | ૨ા-૨ાા | ૧૨ ,, | ૫ | ,, |
| કટ પીસ | ૦ાા થી ૧ | ૧૫ ,, | ૮ | ,, |
| મીલ કાપડ | ૧ાા | ૧૨ ,, | ૫ | ,, |

આ પ્રમાણે મારકીટના વેપારીઓ અને શરાફોની પેઢીઓ વચ્ચે માલના હિસાબની બાબતમા ધારા ધોરણ ચાલે છે. દલાલીની બાબતમા અકબધમા ટકો ૦ા આપે છે પણ છુટકમા ૦ાા અરધો ટકો દલાલી ગામઠીમા છે ઉપર મુજબ ધારા, ચાલુ રીવાજ મુજબ છે પણ તેમા ફેરફાર વખતના પ્રમાણમા તથા લેનાર વેચનારની ગરજના પ્રમાણમા—થઇ શકે છે જે ખાસ સમજી લેવા ખાતર જણાવ્યુ છે

નામદાર મુબઇ સરકાર તરફથી સને ૧૯૨૧-૨૨ ની સાલનો બહાર પડેલો જે રીપોર્ટ છે તે ઉપરથી જણાય છે કે કાઠીઆવાડ અને દેશી રાજયોના ભાગ બાદ કરતા મુબઇ ઇલાકામા કુલે ૧૦૫૩ કારખાના કામ કરેછે, અને તેનો મોટો ભાગ કાપડ બનાવવામા રોકાયેલો છે

ખાનદેશ, અમદાવાદ, સુરત, હૈદ્રાબાદ અને દક્ષિણ મહારાષ્ટ્રમા રૂમાથી કપાશીયા જુદા પાડનારા, સાફ કરનારા અને ગાસડી બાધનારા બધા મળી ૫૮૬ કારખાના છે, અને ૧૭૮ કાતવા વણવાની મીલો છે ૧૫ એકલી કાતનારી, અને ૬૫ વણનારી અને કાતનારી મીલો મુબઇ શહેરમા છે, અને તે ક્રમ મુજબ ૧૬ તથા ૫૧ અમદાવાદમા છે, કુલે ૭૬૭ કારખાનાઓ કાપડ વણાટના ઉદ્યોગમા રોકાયેલા છે, જેમા ૬૯ યુરોપીઅન કુપનીના હાથમા છે આ કાપડની મીલોમા કુલે બે લાખ એશી હજાર માણસ ગમે લાગેલા છે યુરોપીઅન દેખરેખ નીચે ચાલતી કાપડની મીલોની સખ્યા ૮૪ની છે આ પ્રમાણે કાપડનો ઉદ્યોગ ખીલેલો મુબઈ ઇલાકામા માલુમ પડે છે

વળી જયારે ચીનનુ સુતર બજાર, હીન્દીઓના હાથમાથી ઘણુખરૂ જતુ રહ્યુ હોવાથી, મુબઈમા જે મીલો એકલુ સુતર કાતવાનુ કામ કરતી હતી, તેની સખ્યા ઘટી, અને કાતવાની તથા વણવાની ભેગી મીલોની સખ્યામા વધારો થયો હતો મુબઇ ઇલાકામા આરીતે કારખાના મીલોની સખ્યામા કાઇ પણ ફેરફાર થયો નથી, છતા પણ ત્રાકાની સખ્યામા ૬ ટકા જેટલો વધારો થયો છે, અને વણવાની શાળોમા ૨૦ ટકા જેટલો વધારો થયો છે

વળી મીલ બનાવટની માલની જાતમા સુધારો થયો છે, અને કાતવાની મીલોમા પણ ધીમે ધીમે ઊચા આકનુ સુતર કાઢવામા આવે છે

કાપડ સુતરના ભાવનો આધાર આખા દેશની સ્થિતિ ઉપર મુબઈમા રહે છે હીદુસ્થાનમા કલકત્તા, કરાચી, રંગુન, મદ્રાસ અને મુબઈ એ પાચ મોટાં બદરો છે અને ઉત્તર હીદમા કાનપુર, દીલ્હી અને અમૃતસર એ કાપડનાં મોટાં બજારો છે. એ સર્વ સ્થળોની અસર અરસ્પરસ થાય છે

સને ૧૯૨૨ના એપ્રીલથી સને ૧૯૨૩ના માર્ચ સુધી બારમાસ દરમ્યાન ૪૦ કરોડ અને ૬ લાખ રતલ જેટલુ કાપડ હીદમા બનાવવામા આવ્યુ હતુ, જેની કીમત રૂપીઆ ૫૯ કરોડ અને ૩૬ લાખની ગણાઈ હતી અને એક્ષાઈઝ જગાત બે કરોડ અને બે લાખની ઉપજી હતી આ ઉપરાત પરદેશથી ૬૦ કરોડ અને ૮૭ લાખનુ કાપડ આયાત કરવામા આવ્યુ હતુ

## રેશમ ( Silk )

જાત

રેશમનુ ઉત્પત્તિ સ્થાન ચીન દેશ છે રેશમ એ રેશમનો કીડો જેનુ નામ કોશેટો કહેવાય છે, તે કીડામાથી ઉત્પન્ન થાય છે આપણા દેશમા બગાળા રેશમનુ ઉત્પત્તિ સ્થાન ગણાય છે, પણ યુનાઈટેડ પ્રોવીન્સીઝ, પજાબ, કાશ્મીર, અને બેગલોર તરફ પણ કાચુ રેશમ ઉત્પન્ન થાય છે કારણ કે રેશમના કીડા ઉછેરવામા તે દેશોની હવા અનુકૂળ છે મહીસુર, બગાળ અને કાશ્મીર એ ત્રણે રેશમના મથકો માટે પ્રખ્યાત છે

કાચુ રેશમ એટલે છાલ સડાવીને જે-છુટુ બોરામા આવે છે તે અને પાકુ રેશમ એટલે તેની આંટી થઈ પેટીઓમા ભરાઈને આવે છે ને કાચુ રેશમ, ઉપર જણાવેલા આપણા દેશોમાથી જુજ ભાગે મુબઈમા આવે છે, કારણ-કે તેનો ભાવ અહી કરતા સ્થાનિક વધારે આવે છે પાકુ રેશમ ચીનના શાધાઈ અને કતાન બદરેથી આવે છે

શાધાઈથી જે રેશમ આવે છે, તેમા બે જાતો આવે છે-સફેત અને પીળુ.

તોલનુ પ્રમાણ

તે મુબઈમા ૭૨ા તોલાના પાકા શેરના હિસાબે વેચાય છે મુબઈના એક મણનુ પાકુ ૧૫ શેર, અને એક રતલનુ પાકુ અરધો શેર અને એક તોલો એ હિસાબે શેરનો ભાવ ગણાય છે તેમા જુદા જુદા નબર અને છાપ એમ એકસે જાત આવે છે, તેના ભાવ પાકા શેરના રૂા ૧૩ થી ૪૦ સુધીના હોય છે એટલે હલકી

કોલેટીનો ભાવ રૂા ૧૩ હોય અને ઉચીનો રૂા ૪૦ હેય, પણ અહી ૧૯ થી ૨૫ ના ભાવથી ખપતી વિશેષ કારણ કે હિદ બહુ ભારે ઉચો માલ ખપતુ નથી જે તાણી અને વાણા નીકળે છે તે રેશમના વેસ્ટમાથી ( કચરામાથી ) નીકળે છે

માલની ખપતી — મજકુર રેશમ ખાનારા દેશ મદ્રાસ ઈલાકો, સુરત, અમદાવાદ, પાટણ, દીલ્હી, કલકત્તા, પજાબ અને કાઠીઆવાડમા જામનગર અને પોરબદર છે તથા મીલોમા માલ ખપે છે

રેશમના કારખાના ક્યા ક્યા છે — આપણા દેશમા રેશમના કારખાના ઘણા છે, બંગાળામા તો કલકત્તા, મુર્શીદાબાદ, મીદનાપુર, બરદ્વાન, બહેરામપુર, રાજશાહી, ફરીદપુર, બારીસાલ વીગેરે સ્થળોએ છે, યુ પી મા બનારસ અને પરતાપગઢમા છે, દક્ષીણમા માઈસોર, બેગલોર, પોડીચેરી, મદુરા, તાજોર વીગેરે સ્થળોએ છે, અને મુબઈ ઈલાકામા દશ મીલો રેશમની છે, જેમા મુબઈ તળપદના પાચ, બે અમદાવાદમા, એક પુનામા, એક સુરતમા અને એક પાલણપુરમા છે

આ ઉપરાત હાથવણાટના રેશમના કારખાના છે જેમા અમદાવાદની અતલસ, જામનગરી અબર, સાફા, અને રેશમી પાઘડી, બનારસના મુગટા, પોરબદરી રેશમી સાડી અને પાઘડી, અને પુનાની પીતાબરીઓ પાટણના પટોળા અને સુરતની ગજી પ્રખ્યાત છે

હાલના અને આગલના ભાવમા તફાવત — રેશમનો ભાવ હાલમા જેનો રૂા ૪૦ ગણાય છે તેનો ભાવ લડાઈ અગાઉ રૂા ૨૦ નો હતો, રૂા ૧૩ ના ભાવના રૂપીઆ ૮-૯ હતા હાલમા ભાવ વધારે હોવાનુ કારણ ખપત વધી, પેદાશ ઘટી અને લડાઈના વખતમા પુષ્કળ માલ લડાઈના ઉપયોગમાજ લેવાયો તે ભાવ ઉચા જ ગયેલા તે ધીમે ધીમે ઘટે

વટાવ-દલાલી — રેશમમા વટાવ સેકડે ટકો ૧॥, દલાલી ટકો ૦| અને નાણા માલ ઉપડ્યા પછી તેજ સાજરે કે તુરતજ લેવાનો રીવાજ છે

રેશમના વેપારી — મુબઈમા કાચા રેશમના વેપારી જુજ છે શેઠ નગીનચદ પુલચદ ચીનાઈ અને શેઠ જવેરચદ ગુમાનચદ એ મુખ્ય છે મેસર્સ સર કરીમભાઈ ઈબ્રાહીમ કું અને ગેબા દ કરજીઆ કું એ કાચુ રેશમ જથાબધ વેચનારી પેઢીઓ છે

રેશમની ઉત્પત્તિ કરનાર પરદેશોમા મુખ્ય ફ્રાસ, ઈટાલી, સ્પેન, અસ્ટ્રીયા ટીબેટ, ચીન, જાપાન અને સીયામ છે હિદ પણ ગણત્રીમા આવી જાય છે મોટામા

મોટો પાક સને ૧૯૧૯મા આખી દુનીઆમા રેશમનો હતો જે ૨૭૨૯૦ હજાર કીલોસ હતો એક કીલના ૮૪ તોલ ગણવા

હાલમા બનાવટી રેશમનો ઉપયોગ વધારે થય છે, તેનો ઉદ્યોગ તેથી વીકાસ પામતો જાય છે ઇટલીમા ચાર કપનીઓ હસ્તિમા છે (મે ૧૯૨૩), તે દરરોજ પચીસ હજાર રતલ બનાવટી રેશમ બનવે છે આ સિવાય રેમ અને નેવરલેડમા પણ કારખાના ઉભા થાય છે, આ કામ માટે સોડા, કારબોન બાઈસલ્ફાઇડ અને ગધકનો તેજાબ મુખ્ય જોઇએ છીએ



## ૮ ઊન (Wool)

ઊન એ મેઢાના રૂવાડા છે તે રૂવાડા ગરમ હોવાથી તેમાથી બનતી ચીજો ગરમ તરીકે શીયાળા અને ચોમાસામા ઉપયોગમા લેવાય છે

ઉનની પેદાશ અને ચડત

ઊન સફેત, પીળુ, ભુરૂ આવે છે, અને બકરાના કાળા વાળને ઊનની ગણત્રીમા ગણતા નથી કાઠીયાવાડ અને ગુજરાત ।ભરવાડ લોકો ફાગણ માસમા ઉનની કાતરણી કરે છે ઊનની પેદાશ કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, બીકાનેર, જયપુર, ખાનદેશ, યુ પી પ્રાતો, પુના, સતારા અને મદ્રાસ ઇલાકામા જે થાય છે, તેની ચડત મુબઇ માર્ફતે થાય છે, અને મુખ્યત્વે કરીને લીવરપુલ ચડે છે બગાળામા જે ઉન થાય છે, તેની ચડત કલકત્તાથી થાય છે અને પજાબ, લાહોર, અભોર અને મારવાડમા થતા ઊનની નિકાશ કરાચી ખાતેથી તાર્તર ફ્રીટડ કુ કરીને અમેરીકાની પેઢી છે, તે દરેક સ્થળનો મલતો માલ ચડાવે છે આ સિવાય પર્શીયન ગલ્ફ અને આફ્રીકાના બદરોનો માલ મુબ આવે છે, તે અત્રેની મીલો ખાય છે, અગર તો વીલાયત ચડત થાય છે ઉત્તર હિદુસ્થાનમા મોટા મથકો કવેટા, શીકારપુર, અમૃતસર અને મુલતાન છે, અને તે સ્થળોએ એકઠુ થયેલુ ઊન કરાચી માર્ફતે ચડે છે. મુબઇમા ઊન કદહારી, બીકાનેરી હલકા ભારેના (સફેત)ના ભાવ બોલાય છે

આખા હિદુસ્થાનમા ઊન આશરે બે કરોડ રતલ નીપજે છે ઊનની સાથે રૂ નુ મિશ્રણ કરી તેના કપડા બનાવે છે, એકલા ઊનનુ પણ કાપડ બને છે ઊન કાળા રગનુ તથા સફેત રગનુ મુખ્યત્વે કરીને હોય છે, અને ભુરા રગના મેઢા હોય તો તેવુ ઊન આવે છે સારી જાતનુ ઊન તેજ ગણાય છે કે જે તદન સાફ કીધેલુ હોય ચીકાશ નહી કાતો નહી, અને કાદવ નહી, આવા ઊનના ગાલીચા બને છે

ઊનનો ઉપયોગ અને ઉત્તમ જાત

ઊનમાથી બનતો માલ

તે શિવાય ઊનમાથી વાબળા, ધાબળી, શાલ, બનુસ, મોજા, ગલપટ્ટા, રૂમાલ આસનીયા, ગજીફરાક, ટુવાલ, ચડી, કારપેટો, રંગે વિગેરે બને છે સને ૧૯૨૧-૨૨ મા બાર લાખ રૂપીઆની કીમતના કારપેટો, અને રંગ બ્રીટીશ બનાવટના હિંદમા આયાત થયા હતા, અને બીજુ ઊનનુ કાપડ ૭૯ લાખનુ આવ્યુ હતુ હાલમા હીંદમા પણ કારખાના ઉઘડયા છે તે નીચે જણાવેલ છે

વીલાયતી શાલો ગરમ આવે છે, પણ કાશ્મીરની ભરતભરેલી શાલ તેનાથી ચડીયાતી હોય છે વીલાયતી માલ સોઘો અને દેખાવડો હોય છે, જ્યારે દેશી માલ ટકાઉ પણ ઓછો દેખાવડો હોવાથી લોકો વીલાયતી માલ ખરીદી થોડા પૈસે ભપકો મારી શકે છે ઉપર જે ચીજોના નામ આપ્યા છે, તેમાનો ઘણોખરો માલ હોઝયરી ( Hosiery ) અંગે કહેવાય છે તે, તથા તેવોજ માલ સુતરાઉ બરનો પણ ઇગ્લાંડ, જર્મની અને આસ્ટ્રીઆ, અમેરિકાથી આ દેશમા ભરપુર આવે છે લડાઇના વખતમા જર્મની અને આસ્ટ્રીઆની જગ્યા જાપાને લીધી હતી, હાલમા તો હીંદમા પણ કારખાના ખુલ્યા છે

આલપાકો

આલપાકો ગરમ કાપડમા ગણાય છે, પણ તે ઊન કહી શકાય નહી દક્ષીણ અમેરીકામા પેરૂ કરીને એક દેશ છે, ત્યા બકરા જેવા આલપાકા નામના પશુ થાય છે, તેના વાળનુ બનાવેલુ કપડુ આલપાકા નામથી ઓળખાય છે જેમ ઊનના કપડા ઉપર જાત જાતનો રંગ ચડે છે તેમ આલપાકો પણ દરેક જાતનો રંગીન બની શકે છે

વિશેષ હકીકત

ઊનનો વપરાશ હીંદમા અસલ વારેથી છે, તે "પારાયણ સગ્રહ" ગ્રથ જોવાથી જણાય છે, તેમા લખ્યુ છે કે—'શ્રાદ્ધ કરનારે ઊનના વસ્ત્ર પહેરીને પીડ આપવા. કેમકે એવી રીતે પીડ આપવાથી તે ગયાજી ખાતે શ્રાદ્ધ કરવા બરાબર થાય છે" તેમજ હારિત સ્મૃતિમા લખે છે કે—"અગ્નિ, ઊનનું કપડુ, બ્રાહ્મણ અને કુશનુ ઘાસ એ ચાર ચીજો મહા કૃપાળુ બ્રહ્માએ બનાવી છે આ ઉપરથી માલુમ પડે છે કે પ્રાચિન કાળમા ધાર્મિક દ્રષ્ટિથી ઊનને માનથી નીરખવામા આવતુ"

ટીબેટના જુદા જુદા ભાગમા અમુક જાતના ઘેટા બકરા થાય છે જેમા બીયાંગી નામના ઘેટાનુ ઊન ઘણુ સુવાળુ અને લાબા તારવાળુ હોય છે, પશ્મ ઘેટાનુ એના કરતા વધારે સુવાળુ અને બારીક હોય છે પશ્મના ઊનના બે વર્ગ હોય છે, એક કાળુ કે કાબરચિત્રુ, અને બીજુ સફેદ આ જાતના ઊનમાથી જે શાલ બને છે, તે કાશ્મીરી શાલ તરીકે પ્રખ્યાત છે તે ઊનની ખરીદી સોમલા પાસે

રામપુર અને કાશ્મીરમા થાય છે હાલ ટીબેટથી જે ઊન આવે છે, તે ખરીદ વાનુ મુખ્ય મથક **કાલીમ્પોગ** સ્ટેશન જે ટીસ્ટા રેલ્વે કે જે **દાર્જીલીગ હીમાલય રેલ્વેની** શાખા છે, ત્યા આવેલુ છે, તે રેલ્વે લીપુલાકી ખીણમા થઈને **કૈલાશ પર્વત અને માન સરોવર** પાસે પસાર થાય છે આ સિવાય સરહદ તરફના ભાગની ઊન આવે છે, તે "બેગોલ નોથ વેસ્ટર્ન રેલ્વે" ઉપરના **રક્ષાલ** સ્ટેશને આવે છે ઊન આસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાડમા પુષ્કળ થાય છે

જ્યા તોલથી ઊન વેચાય છે

મુબઇમા જે માલ વેચાય છે તે મુબઇના ૨૧ મણની ખાડીના હીસાબે, (૨૮ રતલનો મણ), કરાચીના ૮૦-૮૨ અને ૮૪ રતલના હિસાબે, કાઠીઆવાડમા ૪૦ રતલના મણને હિસાબે, અને મદ્રાસમા ૨૫ રતલના મણને હિસાબે વેચાય છે

વળતર વટાવ, દલાલી અને બારદાન

ઊનમા ઘણી જાત આવે છે, તે લેનાર વેચનારની ગરજ ઉપર વેચાતુ હોવાથી અને તેની એસોશીએશન જેવુ કાઇ બધારણ ન હોવાથી ઘર ઘરના ધરે વેચાય છે, સાટીએ પણ વેચાય અને ૪ ટકાના વટાવથી પણ વેચાય છે મજકુર ઊનની મીલોને માટે ખરીદી કરાય છે, તથા વેપારીઓ પોતાને હિસાબે ચડગત કરવા ખરીદે છે દલાલી વેચનાર કે લેનાર એમ બને પાસેથી ગરજ અને સમય મુજબ સેકડે ટકા ા લેખે અને બા દાન બોરાનુ જેટલુ ૭) રતલથી મણ સુધીનુ થાય તે કાપી લે છે

મુબઇમા ઊનના વેપારીઓ અને દલાલો

મુબઇમા કાચા ઊનના જુજ વેપારીઓ છે, અને મોટા જથા જે મુખ્ય ગણાય છે, તેના નામ (૧) શેઠ ભવાનજી હરભમ (૨) વીરચદ ઉમરશી (૩) મુલજી ઉમરશી અને નરશુમલ ગોકળદાસ છે દલાલો મોટા બે છે વલભદાસ દયાળજી અને જમનાદાસ મેઘજી છે આ સિવાય ઠા મથુરાદાસ ઠાકરશીની કુ પણ ઊન તથા હેમ્પના મોટા વેપારીઓ છે

ઊનના કારખાના

વીલાયતમા ઊનના મોટા કારખાના બ્રેડફર્ડ અને હડસફીલ્ડમા છે હીદમા કાનપુર વીગેરે સ્થળોએ નીચે મુજબ છે, જ્યા હોજયરી વીગેરે ઊનનો માલ બને છે

## મુબઇ ઈલાકામા ઊનના કારખાના નીચે મુજબ છે-

બોમ્બે વુલન મીલ્સ, ઇડીયન વુલન મીલ્સ, એગ્લો શીયામ કોરપોરેશન મીલ્સ, એલ્ફીસ્ટન વુલન મીલ્સ, વાડીયા વુલન મીલ્સ, ડક્ષ્મરી વુલન મીલ્સ, સ્ટાડર્ડ વુલન મીલ્સ, કરીમભાઇ વુલન એડ સીલ્ક મીલ્સ અને ધરમશી મોરાર વુલન મીલ્સ ( આ બધી મુબઇમા છે ) તથા કેવલદાસ ત્રીભોવનદાસ વુલન મીલ્સ અમદાવાદમા છે.

## બીજા પ્રાંતોમાં નીચે મુજબ છે

**કાનપુરમા**—કાનપુર વુલન મીલ્સ કુ૦, મુઈર મીલ્સ કુ૦, ધી એલ્જીન મીલ્સ કુ૦ અને સ્વદેશી સ્પીનીગ એન્ડ મીલ્સ કુ૦ઓ છે **આગ્રામાં** વુલન એન્ડ કોટન સ્પીનીગ એન્ડ વીવીગ મીલ્સ કુ૦ લીમીટેડ છે **ધારીવાલમા** ન્યુ ઇગરટન વુલન મીલ્સ કુ૦ છે **કલકત્તામા** અમૃતસર વુલન મીલ્સ, કલકત્તા નીટીગ એન્ડ વુલન મીલ્સ કુ૦, ક્રાઉન વુલન મીલ્સ અને હોલ્ડન વુલન મીલ્સ છે

**બેગલોરમાં**—બેગલોર વુલન કોટન એન્ડ સીલ્ક મીલ્સ કુ૦ અને **વેલોરમાં** મહમદ યાકુબ સાહેબની ઊનની મીલ્સ છે આ મુજબ હીદુસ્તાનમા ઊનના કારખાનાઓ છે

આ ઉપરાત ઢાકા સેત્રલ જેલ વુલન ફેકટરી ઢાકામા, અને જયપુર અબાલા, ટોક (રજપુતાના) અને જબલપુરની જેલમા પણ ઊનના તથા રૂના ધાબળા બને છે

હીદમા જાપાને તો ઘર ઘાલ્યુ છે જાપાનથી ઊનનો માલ પુષ્કળ આવે છે જાપાનમા "વુલન ઇન્ડસ્ટ્રી એસોશીએશનની માલેકીની ૧૨ કપનીઓ છે. જેઓ ઊનનુ કાપડ, ફલેનલ, બ્લાકીટો, સરજ, મુસેલાઇન, વીગેરે બનાવે છે આ સિવાય બીજી કપનીઓમા મુખ્ય "ટોકીયો મુસેલાઇન વીવીગ કુ૦ની પણ મીલો છે, જે પણ પુષ્કળ ઊનનુ કાપડ કાઢે છે, અને હીદમા મોકલી બીજા માલમા હરીફાઈ કરે છે

હીદુસ્થાનમાથી કેટલુ ઊન વીલાયત ખાતે દર વરસે ચડગત થાય છે, તે "લીવરપુલનુ' "ઇસ્ટ ઇન્ડીઅન વુલ ઓકશન્સનુ' છાપુ જે લીવરપુલની ઊનના દલાલોની એસોશીએશન તરફથી દર માસે બહાર પડે છે, તેમા આપેલા આકડાથી જણાય છે મજકુર ઊનની જાતોમા જોગીપા બીકાનેરી, રજપુતાનાનુ, પેશાવરી, કદહારી, હરનાઇ, બીજુ, જેસલમીરી, મારવાડી, મદ્રાસી અને બગાલનુ આ મુખ્ય છે તેમા સફેદ, પીળુ, ભુરૂ, જીન થયેલુ અને કાળુ એમ જુદી જુદી જાતના ભાવ જણાવેલા હોય છે અને બગાલના કાળા વાળના ભાવ જુદા જણાવવામા આવેલા હોય છે નીકાશ થયેલા ઊનના આકડા —

| | | | | | |
|---|---|---|---|---|---|
| સને ૧૯૧૫મા | ૧,૮૭,૨૬૩ | ગાસડી | ૧૯૨૦મા | ૧,૫૪,૫૯૧ | ગાસડી |
| ૧૯૧૬મા | ૨,૩૬,૦૪૯ | ,, | ૧૯૨૧મા | ૯૪,૩૫૪ | ,, |
| ૧૯૧૭મા | ૧,૨૨,૭૪૬ | | | | |
| ૧૯૧૮મા | ૧,૬૧,૪૪૭ | ,, | ૧૯૨૨મા | ૧,૭૨,૮૬૮ | ,, |
| ૧૯૧૯મા | ૨,૦૫,૫૧૭ | ,, | ૧૯૨૩ના જુન સુધી | ૧૬,૮૪૪ | ,, |

## ૯ કતાન અને બારદાન (Jute-Cloth)

કતાનનો મોટો વેપાર કલકત્તા ખાતે ચાલે છે. મુબઈના બારદાનનુ બજાર ખાડ બજારને નાકે આવેલી બારદાન ગલીમા છે

ઉત્પતિ અને કારખાના શણ ભીડી વિગેરે તતુના ઝાડ હીદુસ્થાનમા ઘણા જુના વખતથી ઉત્પન્ન થાય છે, તેમાથી જે કાપડ બને છે તેને કતાન કે બારદાન કહે છે અંગ્રેજીમા તતુને અને કાપડના જ્યુટ (Jute) કહે છે જ્યુટની વિશેષ ઉત્પત્તિ મુબઈ ઈલાકામા દેખાતી નથી, પણ બગાળામા તેને આબોહવા અનુકૂળ હોવાથી ત્યા મોટા પ્રમાણમા ઉત્પન્ન થાય છે, અને તેના કારખાના મોટે ભાગે ત્યાજ છે એકલા કલકત્તામાજ જ્યુટની આશરે ૭૦ મીલો છે, તે ઉપરાત જ્યુટ પ્રેસો બગાળા અને મદ્રાસ ઈલાકામા થઈ ૫૦ ને આશરે છે

વિલાયતમા જ્યુટના મોટા કારખાના ડડી, ગ્લાસગો, અને બેલફાસ્ટમા છે, તથા જર્મનીમા સેક્સનીની પ્રાતમા છે આ દેશનુ જ્યુટ તે સ્થળોએ તથા અમેરીકા અને આસ્ટ્રીઆમા જાય છે જેઓ યાત્રિક અને રસાયણીક ક્રિયાઓથી તેનુ સુદર કાપડ બનાવી આ દેશમા પાછુ મોકલે છે બગાળામા અગાઉ હાથથી ચલાવવાની શાળ વડે કોથળા બનાવવાનો ધધો ચાલતો, હાલમા તો તે કામ મીલો કરી રહી છે જ્યુટના કારખાના નીકળવાથી હાથવણાટનો ઉદ્યોગ નાશ પામ્યો છે, જો કે બગાળામા કેટલેક સ્થળે હજુ જોવામા આવે છે, પરતુ મીલો એક દિવસમા લગભગ ત્રણહજાર ટન જેટલુ કાપડ બહાર કાઢે ત્યા હાથવણાટ શુ હિસાબમા? સને ૧૯૦૪ મા ફક્ત ૪૬ મીલમા સોળલાખ માણસ કામ કરતા હતા, તે સ્થળે ૧૯૧૮ મા ૭૬ મીલમા સત્તાવીશલાખ માણસ કામ કરવા લાગ્યા, અને દર વરસે પચાસલાખ ગાસડી નીકળવા લાગી અને ગુણીઓ અને બારદાન મલી છલાખ એશીહજાર છપ્પન ટનની નીકાશ કરવામા આવી હતી જ્યારે બગાળામા કારખાનાની શરૂઆત નહોતી, ત્યારે હાથની શાળનો ઉદ્યોગ ચાલતો, અને ઘણોખરો માલ સ્કોટલાડમા જતો, પણ સને ૧૮૫૦ પછી કલકત્તામા કારખાના ઉભા થયા, અને ત્યારથીજ શણનો ઉપયોગ ઘણોખરો ત્યાજ કરાય છે શણના કારખાનાઓમા મુખ્ય નામ અલાયન્સ, આકલાડ, કલાઈવ, હાવરા, હુગલી, કમરહતી, કકનારા, નીલાયન્સ, ઍન્ગસ્ટકૅન, વીગેરે ઘણી મીલોના નામ છે.

જ્યુટના રેસા સરેરાશ એક એકરે ૫૬૨ રતલ ઉતરે છે, એવી ગણત્રી છે, તેમાથી કૅતાન, ગુણીઓ, કાગળો, સુતળી બનાવવામા

પેદાશ, જાત અને ઉપયોગ આવે છે તે ઉપરાત દોરડા, પડદા, ગાજમો, ચટાઈ, વિગેરે પણ બને છે સુફેદ, રગદાર, ચળકાટવાળુ, અને લબાઈમા જેમ વધારે હોય તે શણ ઉત્તમ ગણાય છે હાચી શણના વેપારનુ

સ્થળ **નારાયણગંજ** મુખ્ય ગણાય છે, જ્યા ખેડુત સાથે વેપારી અગાઉથી સોદા કરેલાની લેતી દેતી કરી, માલ કલકત્તા કે ચીતાગોગને રસ્તે દેશાવર ચડાવે છે, અગર મીલવાળાને વેચે છે કલકત્તાથી દર વરસે લગભગ આઠ લાખ **ટન** જેટલુ જ્યુટ નીકાશ થાય છે

જ્યુટની મુખ્ય પેદાશ બગાળામા ઢાકા, હુગલી, બરદ્વાન, જરગોન, વિગેરે પ્રાતમા થાય છે, તેનો પાક સને ૧૯૨૧-૨૨ મા બગાળા, બીહાર, ઓરીસા, નેપાલ અને આસામના જીલ્લામા કેટલો ઉતર્યો હતો, તેનો સરકારી રીપોર્ટ નીચે મુજબ છે —

બગાળા જીલ્લામા-ચીતાગોગ, જલપઇગુરી, રગપુર, પબની, કુચબીહાર, અને બીજા ૨૪ પરગણામા થઇ સને ૧૯૨૧ મા ૩૬,૦૫,૯૯૧ ગાસડીનો પાક હતો, અને ૧૯૨૨ મા ૩૫,૭૭,૯૮૪ નો હતો.

બીહાર ઓરીસામા-ઢાકા, ફરીદપુર, નદીઆ, જેસર, મીદનાપુર વિગેરેમા થઇ સને ૧૯૨૧ મા ૩,૦૪,૯૧૮ ગાસડીનો પાક હતો, અને ૧૯૨૨ મા ૩,૯૧,૦૪૪ ગાસડીનો પાક હતો

આસામમા- સને ૧૯૨૧ મા ૧,૫૪,૨૦૦ ગાસડીનો પાક હતો, અને ૧૯૨૨ મા ૨,૬૮,૦૦૦ નો હતો

નેપાલમા- સને ૧૯૨૧ મા ૭૯,૫૫૧ ગાસડીનો પાક હતો, અને ૧૯૨૨ મા ૭૭,૬૨૦ ગાસડીનો હતો

જીલ્લાવાર જ્યુટની પેદાશ ઉપરથી તેની જાતો જુદી જુદી ગણાય છે, જેમકે દેશી, બકરાવાદી, ભટીચાલ, ઢવરા, કરીમગજી, શેરાગજી, ઊત્તરીઆ વિગેરે

જ્યુટમાથી બનતા કતાન વિગેરેના ભાવ તેની પેદાશ ઉપર આધાર રાખે છે

ભાવની ગણત્રી અને વગાવ દલાલીના રીવાજ

સને ૧૯૧૮ મા પાણીની રેલ આવવાથી, પાકને નુકશાન થવાથી ભાવ વધી ગયા હતા કલકતામા કતાનનો ભાવ ૧૦૦ વારના અમુક રૂપીઆ લેખે બોલાય છે, અને મુંબઈમા એક વારની અમુક પાઇ એમ બોલાય છે કલકતામા સને ૧૮૫૧ મા એકસો વારના રૂા ૧૪ાા હતા, સને ૧૯૦૬ મા રૂા ૫૭ાા હતા, સને ૧૯૦૯ મા ૩૯ થી ૩૭ાા લગભગ થયા હતા, સને ૧૯૧૨ મા ૫૪ થયા હતા, સને ૧૯૧૩ મા ૭૧, ૧૯૧૪ ના એપ્રીલમા ૮૬ાા બોલાયા હતા, અને લડાઇ દરમ્યાન બારદાન ખાનારા જર્મની અને આસ્ટ્રીયામા નીકાશ કરવાની બધી થવાથી ભાવ એકદમ બેસી ગયા હતા, અને હાલમા સને ૧૯૨૩ ૧ આગસ્ટની અધવચમા રૂા ૧૨ાા નોજ ભાવ (એકસો વારનો) ચાલે છે કતાનની ગાસડી ૧૦૦૦ વારની અને ૨૦૦૦ વારની આવે છે, તે તેના માપના પ્રમાણમા

આવે છે ૪૦×૮ની બેહજાર વારની આવે છે, ત્યારે ૪૫×૧૧ અને ૫૦×૧૦ ની એકહજાર વારની આવે છે તેના ભાવો વચ્ચે કેટલો ફરક મુબઇના બજારમા રહે છે તે એક દિવસના ભાવ આપી જણાવાય છે (કલકત્તાના બજારની રીતના ભાવ ઉપર જણાવ્યા છે) તા ૨૦-૮-૨૩ મુજબ મુબઇના ભાવ —

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચાલુ બજારભર કતાન (Hasian) | ૪૦×૮ નો | વાર૧ | નો ભાવ | ૨૬ | પાઇ |
| | ૫૦×૧૦ ના | ,, | ,, | ૩૩॥ | ,, |
| | ૪૫×૧૧ ,, | ,, | ,, | ૩૮ | ,, |

મુબઈમા હાજર માલનો સોદો ગમે તેટલા પ્રમાણમા થઈ શકે છે પણ વાયદાનો સોદો ૨૫ ગાસડીથી ઓછો થતો નથી તેમા વટાવનો ધારો ટકો ૦। પા અને દલાલી ટકો ०॥ અરધો છે કતાનનો ઉપયોગ કાપડ, સુતરની ગાસડીઓ મીલમા અને સચામા બાધવામા, રેલ્વે અને સ્ટીમર ઉપર ચડતા દરેક માલ ઉપર શીવવામા અને બીજા ઘણા પરચુરણ ઉપયોગમા કરાય છે

કલકત્તામા બારદાન કાઢનારી મીલો છે, તેના ચાર (Group) ભાગ પાડયા છે A, B, C, અને D આ ગ્રુપ, માલની ઊચી કે હલકી કોલેટી કાઢે તે ઉપરથી નક્કી થયેલા છે તેમા A અને B ગ્રુપની મીલોના માલનો ભાવ C અને D ની મીલોના માલના ભાવ કરતા એક ટકો ઊંચો રહી શકે છે વાયદાના સોદામા ( Forward Delivery મા) બોલી જો કે ન થઇ હોય પણ A અને B ની મીલોનો માલ સમજી લેવાય છે આ ફરક ફક્ત કલકત્તામાજ ચાલુ છે મુબઈમા નહિ

ગુણીઓ જુદી જુદી મીલોની અને જુદા જુદા વજનની આવે છે, અને બાધામા પણ ફરક હોય છે, અને માલના પ્રમાણમા ભાવ પણ ફેર હોય છે. ગુણીનો ભાવ ૧૦૦ એકસો નગ ઉપર થાય છે સમજાવટ ખાતર દાખલો નીચે મુજબ આપી જણાવાય છે તા૦ ૨૦-૮-૨૩ ના ભાવ મુજબ

| મીલ | વજન રતલી | ભાવ રૂ૦ | બાંધો |
|---|---|---|---|
| હેસ્ટીગ્સ ( અસલ ) | ૨॥= | ૫૮ | ૨૫૦ નો |
| સામનગર | ,, | ૫૪ | ,, |
| અલાયન્સ | ૨॥ | ૫૨ | ,, |
| ,, | ૨। | ૪૮ | ,, |
| કેલવીન | ૨ | ૪૨ | ૩૦૦ |

આ મુજબ બધી મીલોનુ સમજી લેવુ સાદી ધ રીની ગુણો આવે છે તેનો બાધો ૪૦૦ નો આવે છે

જે જાતની ગુણી મોસનારી નડવામાં આવે છે તેના મુખ્ય જાતોના નામ, વજન અને •

| ગુણીની જાત | માપ (સાઈઝ) | વજન |
|---|---|---|
| ૧ ઘઉં ભરવાના ટાયર | ૬૧×૨૩ | રા રતલી |
| ૨ લાલ ધારી, કાળી ધારી અને પ્રોળી ધારીના કોથળા | ૪૪×૨૬ા | ગા, રાા, ગાઽ, આવે છે |
| ૩ અનાજ ભરવાના કોથળા (ગ્રેન સેકસ) | ૬૦×૩૦ | ૫ રતલી (આ સીગાપુરી બર છે) |
| ૪ ખાંડની કોથળી (જે ત્રણ મોકલાય છે તે) | ૪૮×૨૯ / ૪૮×૨૮ | ૨ા રતલી |
| ૫ ધાન, કમોદ વગેરે ભરવાના કોથળા જે K B કહેવાય છે | ૪૦×૨૮ | ૧ાાઽ ,, |
| ૬ આટાના કોથળા | ૫૬×૨૮ | ગાા , |
| ૭ નીમકના કોથળા | ૪૫×૨૬ | ૧ાાા , |
| ૮ પાકી સી (મુબઈબંધ) | ૪૦×૨૮ | ૨ા , |
| કાચી રી ,, | ૪૦×૨૮ | ૨ ,, |

મુબઈમા ગુણપટના વટાવ સેકડે ૧ા ના ટકો, અને દલાલી ટકો ૦ા પા આપવાનો વાગે છે હિસાબ બીજે દિવસે લેવાય છે

બાગ્દાન બાનાના મોટા દેશો ગ્રેટબ્રિટન, અમેરીકા, ફ્રાસ, ઇટાલી, સ્પેન ઉપરાત લડાઈ પહેલા જર્મની અને આસ્ટ્રીયા ઘણાજ મોટા પ્રમાણમા હતા, જે બને દેશ ખાતે લગભગ દશ લાખ ગાસડીનો ઉઠાવ દર વરસે થતો હતો અમેરીકા દર વરસે પાચ લાખ ગાસડીને આશરે ઉઠાવ કરી શકે છે અને સાથી મોટો ઉઠાવ ગ્રેટબ્રિટનનો છે, જે દર વરસે આશરે તેર લાખ ગાસડીનો ઉઠાવ કરે છે આ ઉપરાત બ્રાઝીલ અને જાપાન પણ જોઇતો ઉપાડ કરે છે

**સુતલી**–સુતલીના ભાવ જુદી જુદી મીલની તરહવાર (કોલેટી) જાત મુજબ કરાય છે જેમકે ઇન્ડીયા મિલની મણ ૧ ના રૂા ૮ (મુબઈના ભાવ છે,) અલાયન્સ મીલના રૂા ૭ાા, એમ નામ મુજબ ગણત્રી થાય છે વટાવ સુતલીમા ટકો ૧ા સવા અને દલાલી ટકો ૦ પા ના રીવાજ છે હિસાબ બીજે દિવસે લેવાય છે

[illegible] (ભમ) ગુણના વદીતા ચરાવટા છોડમાંથી બનતી એક જાત છે જેને હેમ્પ નામથી ઓળખવામા આવે છે, જેમાથી ' મનીલા ' રોપ્સ (દોરડા બને છે) આ [illegible] ત્યાગીરી જીલ્લા, મધ્ય પ્રાત અને બગાળાના કેટલાક ભાગમા થાય છે [illegible] યુરોપ ખાતે મોટી ચડગત કરાય છે તેની વિગત આગલ ઉપર આપારો

## ૧૦—ચોખા (Rice)

ચોખાનો વેપાર મુબઇમા ઘણોજ મોટો છે, રગુન અને બરમાના બદરોથી જે માલ સ્ટીમરોમા આવે છે, તેનો મોટો ઉઠાવ અહી ખાતે થઇ દરેક દેશાવરમા હીદુસ્થાન તેમજ હેઠ આફ્રીકા, યુરોપ વીગેરે સ્થળે જાય છે આ સિવાય થાણા જીલ્લામા ઉત્પન્ન થતા ગામઠી ચોખાની પણ આયાત નીકાશ મોટા પ્રમાણમા થાય છે ચોખાનુ મોટુ બજાર કર્ણાક બદર પાસે આવેલુ "ચોખા બજાર" છે, અને ગામઠી ચોખાનુ બજાર દાણા બદરના પાછલના ભાગમા આવેલુ નામે 'ભાત બજાર" કરીને છે ચોખાની ઘણી જાતો આવેછે તે નીચેની હકીકતથી સમજાશે

દર વરસે બરમા સહિત હીદુસ્થાનમા ચાર કરોડથી વધારે એકરમા ચોખાની વાવણી થાય છે જેમ કાઠીઆવાડ, ગુજરાત, પજાબ અને મધ્ય હીદમા ઘઉ, બાજરો એ મુખ્ય ખોરાક છે, તેમ કર્ણાટક વીગેરે દક્ષીણ હીદુસ્થાન તથા બગાળા પ્રાતના ચોખા એ મુખ્ય ખોરાક છે જયા વરસાદ વધારે ત્યા ચોખાની ઉત્પત્તિ સારી અને વધારે થાય છે, કારણકે ભીની જમીનમાજ ચોખા થાય છે ચોખા એટલે કમોદ-ડાગર-હીદુસ્થાનના દરેક ભાગમા થાય છે, પરતુ બરમા, મદ્રાસ ઇલાકો, બગાળા પ્રાત, ઓરીસા અને થાણા જીલ્લો એ ચોખાના પાક થવાના મુખ્ય દેશો છે જોકે ગુજરાત કાઠીઆવાડમા પણ કમોદનો પાક થાય છે, પણ થોડા પ્રમાણમા

હવે ચોખાની જાત કેટલી થાય છે તેનો તપાસ તથા વિચાર કરતા એમ કહેવાય છે કે જેમ મોતીની જાતો ઘણી છે અને પારખવી મુશ્કેલ પડે છે તેમ ચોખાની જાત ઘણીજ છે દશહજાર ચોખાની જાત હોય એમ કહેવાય છે કેમકે કાઠીઆવાડ અને સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ, પચમહાલમા થતા ચોખાની જાત જુદી જુદી, નાશીક, પુના, સતારા, તેમજ દક્ષીણમા કર્ણાટક જીલ્લો, બેલગામ, ધારવાડ, કોકનાડા, તીરુપુર વિગેરે દરેક સ્થળની જાત જુદી જુદી, કોકણ, કોલાબા અને થાણા જીલ્લામા થતી જાત જુદી જુદી, પનવેલીમાજ કેટલી બધી જાતના ચોખા ? કાનરા અને રત્નાગીરી જીલ્લામા વળી ઘણી જાતના ચોખા થાય છે આ ઉપરાત ઓરીસ, બગાળ અને બરમાની જાત તો જુદીજ રહી એકલા બંગાળામા પાચ હજાર જાતના ચોખા થાય છે, એમ કહેવાય છે રગુની ચોખાની ઘણી જાતો આવે છે તેમાથી થોડાક નામ અત્રે આપવામા આવે છે જેવા કે —

હુડા, હુડાનીગલ, ચીનીસાકર, જીરા, આખા મોરા, પેગુ, યુરોપ ન ૧-૨ પોટકલી, ખોડવાઇ, બસીન, રગુન હલવો, નાની મીલ, સ્પેશ્યલ, બુટકો, અકયા

બનું લારૂન, હાથ છડ, હાથ સુગધી, રંગુન મીલછડ, મીલ સુગધી, માડલો, સીગાપુરી, વેણા, કણી નબર ૧-૨-૩ વીગેરે આ તો રગુની ચોખાની મુખ્ય મુખ્ય જાતો કહી, તે ઉપરાત બગાળા તથા બીજા દેશાવરના જે ચોખા બજારમા આવે છે તેમાના-બાલમ, રાણીગજ, કાજલા, કરાચી પાક, કાનપુરી પાકા, પાકા હુડા, દાઉદખાની, માજા, દાઉદખાની કોરા, પાકાહુડા પીઠવાલા, કોકનાડો બીજવાડો અને તેમા પણ અવાતર જુદી જુદી જાતો આવે છે, આટલા નામ તો ફક્ત જાણવા માટે આપ્યા છે કે જેની બજારમા માગણી થયા કરે છે તેમા અત્રેના બજારના ચાલુ બરમા સ્પેસ્યલ (મોટી મીલ), નાની મીલ, યુરોપ કોલીટી, મીલ સુગધી, કણી ન ૧-૨-૩ મુખ્ય ગણાય છે

કમોદમાથી ચોખા કાઢવાની મોટી મોટી મીલો બગાલા, બરમા અને મદ્રાસ જીલ્લામા પુષ્કળ છે, તે ઉપરાત સયુક્ત પ્રાતો, પજાબ અને વાયવ્ય પ્રાતોમા પણ આવેલી છે ત્યા આગળ કમોદમાથી ઉપરના છાલા કાઢી નાખી, ચોખા છુટા પાડી, તેની જાતવાર એટલે કણી, અરધા ભાગેલા, આખા, એમ જુદી જુદી જાતવાર તારવી કાઢી પછી ગુણપાટના કોથળામા ભરે છે બરમામા મોટી મીલો રગુન, અકયાબ, મુલમેન, માડલે, બસીન વીગેરે બદરોએ આવેલી છે, જ્યાથી લાખો ટન ચોખા પરદેશ ખાતે તથા અહી મુબઇ માટે ચડે છે એક નાની મીલ હમેશની એક હજાર ગુણી ચોખા કાઢે છે, અને મોટી મીલ દશ હજાર ગુણી ચોખા કાઢે છે ફોતરા અથવા છાલાનો ઉપયોગ બાળવાના તેમજ ઢોરોને ખવડાવવાના કામમા આવે છે મુબઈમા તો ન્યાતો જમે ત્યારે ભીની જમીન સાફ કરવાના કામમા આવે છે રગુની ચોખાની મુખ્ય જાતો ઉપર જણાવી છે

મુબઇમા હાજર તથા વાયદામા મુબઈના છ મણની ગુણીના હિસાબે ભાવ થાય છે, એટલે ૧૬૮ રતલ કહો કે દોઢ હડરવેટ કહો તે ગુણીની ભરતી ગણાય રગુની ગમે તે જાતના ચોખા હોય તે, કણી, બગાળાના કાચા પાકા હુડાના કે બાલમ અગર દાઉદખાની હોય તે બધાનો ભાવ છ મણના હિસાબથીજ થાય છે ભરતી ઓછી કે વધુ હોય પણ હિસાબ તો એકજ રીતથી થાય ફક્ત ગામઠી ચોખા જે ભીમડી, કલ્યાણી કે પનવેલ અથવા ચીચણ વીગરે થાણા જીલ્લાના આવે છે, તે ફરાને હિસાબે લેવાય-દેવાય છે, એટલે ૧૬ પાલીનો ફરો અને આઠ ફરાની ખાડી, એ હિસાબે ગણત્રી થાય છે, અર્થાત્ તોલથી ૨૭ મણની ખાડી લેખાય છે ચોખાનો હિસાબ વલતે દિવસે લેવાનો રિવાજ છે અને વટાવ ટકા ૦।। અરધો કાપી આપે છે, પણ ગામઠીમા તો સાફી તરીકેજ વેચે છે દલાલી

તથા નમુનો દલાલને વેચનાર ધણી પાસેથી મલે છે તે સેકડે બે આના સુખડી કાપીને આપે છે તથા વાયદાના કામકાજમા દલાલી સેકડે ત્રણ આના લેખે છે.

મુબઇમા ચોખાનો જે વાયદાનો વેપાર થાય છે, તે મોટી મીલના એટલે સ્પેશ્યલનાજ એક વાયદામા ૨૫ ટન (૩૩૫ ગુણી) લેખે ત્રણ વાયદાના ૭૫ ટન (એટલે ૧૦૦૦ ગુણી) લેવા-દેવાની બોલીથી સોદા કરાય છે, તે વાયદા દેશી મહિનાની બોલીથી એટલે કારતકથી આશો માસના કગય છે જેમ કે ફાગણુ,-ચૈત્ર-વૈશાકના વાયદા, શ્રાવણ-ભાદરવો-આશોના વાયદા-વિગેરે વિગેરે ગુણીની ભરતી છ મણ-નીજ સમજી લેવી એટલે દોઢ હ દરવેટની

રગુનમા પણ હાજર તથા વાયદાનો મોટો વેપાર દેશાવરના તાર-ટપાલથી થાય છે મુબઇના વેપારીઓ તારથી ત્યાના બજારમા મોટો વેપાર ખેડે છે, અને શીપમેટો કરાવે છે ત્યા તોલનો હિસાબ ટોપલીનો (જેને કેટલાક ટોકરી પણ કહે છે) છે એટલે ૧૦૦ ટોપલીના ૭૫૦૦ રતલ થાય, તે ૧૬૮ રતલની ભરતી કરાવે એ હિસાબે ૨૮ રતલના મુબઇના મણ લેખે છમણની ગુણીનો ભાવ થાય છે એક ગુણીમા ૨। (સવાબે ટોપલી સમાય તે ઉપરાત નુર, વીમો, બદર ખરચો તથા બીજો પરચુરણ ખરચો આવે તે જુદો રગુનમા જે વાયદા થાય છે તે અગ્રેજી મહિના મુજબ એટલે જાનેવારીથી ડીસેબર મહિનાના ચાલે છે

હીદનો ચોખો ખાનાર દેશ સીલોન, સ્ટ્રેટ્સ સેટલમેટ, જાપાન, જાવા, દક્ષીણ અમેરીકા, વેસ્ટ ઇડીઝ, આફ્રીકના બદરો અને મોટે ભાગે યુરોપ છે લડાઈ પહેલા જર્મની ચોખાનુ મોટુ ઘરાક હતુ બગાળાના ચોખા કયુબા તરફ જાય છે, અને મદ્રાસનો પાક સીલોન અને મોરીસયસ તરફ ચડગત થાય છે હીદમાથી બહાર મોકલાતા ચોખાના દર બગાળી મણે ત્રણ આનાની જગાત લેવામા આવે છે, તેથી લગભગ આઠ લાખ પવનની આવક થાય છે

રગુનમા ડાગરની ૪૬ રતલની ટોપલીને હિસાબે ૧૦૦ ટોપલીનો ભાવ થાય છે, અકયાબમા ૨૩ રતલની ટોપલી ગણવામા આવે છે પરતુ બર્માની અદર ચોખા વેચાતાનુ માપ નીચે મુજબ રાખ્યુ છે

| | | |
|---|---|---|
| રગુન તળપદ માટે | ૭૫ | રતલની ૧૦૦ ટોપલીનો ભાવ |
| યુરોપને માટે | ૧૧૨ | રતલના હદરવેટનો ભાવ |
| જાવાને માટે | ૧૩૬ | રતલના પીકલનો ભાવ |
| મનીલાને માટે | ૧૩૩૧ | રતલના પીકલનો ભાવ |
| સ્ટ્રેટસને માટે | ૫૩૩૩½ | રતલના કુયાનો ભાવ |
| જાપાનને માટે | ૧૩૬ | રતલ પીકલનો અગર ૧૧૨ રતલના હદરવેટનો ભાવ |

હીંદુસ્થાન માટે ૧૬૮ રતલથી ૨૨૫ રતલ સુધીની ગુણીના વજન મુજબ ભાવ

રંગુનના બજારમાં જે માલની કોલેટી બેલાય છે તે સબંધમાં —

## ઊંચો સારો સફેતી માલ

નં ૧-૨-૩ યુરોપ કોલેટી, S Q એસ કયુ, યુરોપ, (જે માલ સ્ટ્રેટસ કોલેટીની લાયકાતવાળો હોય તે,) નાની મીલ, અને મોટી મીલ અગર સ્પેશ્યલ વીગેરે જાતોના નામ છે

## જે માલ કણી આવે છે, તેના નામ કેવી રીતે રાખેલ છે તેની હકીકત

૧ નં ૪-૫-૬ ની જાતના સફેત ભાગેલા ચોખાની કણીને **કાર્ગો બ્રોકન રાઇસ કહે છે.**

૨ નં ૧ અને ૨ યુરોપ ચોખાની જાતમાથી નીકળેલા ભાગેલા ચોખાને **એ વન, એ ટુ** અને **એ થ્રી** કણી કહે છે

૩ નં ૩ યુરોપ ચોખામાથી ભાગેલા અને એસ કયુ યુરોપ ચોખાની ભાગેલી કણીને **બી વન, બી ટુ** અને **બી થ્રી** કણી કહેવામા આવે છે

૪ નાની મીલ અને મોટી મીલના ચોખામાથી નીકળેલી કણીને **સી વન, સી ટુ**, અને **સી થ્રી** કહેવામા આવે છે

રંગુનના ચોખાના પાકની સીઝન ૧૫ જાનેવારીથી ૧૫ એપ્રીલની મુખ્ય ગણાય છે ચોખાની મીલ મોસમમા બાર કલાક કામ કર્યા કરે છે અને ૯૦૦ ટન ચોખા એક દિવસમા કાઢે છે મીલના બળતણમા ચોખાના ફોતરાનોજ ઉપયોગ કરે છે ચોખાની મુખ્ય નીકાશ બર્મા-રંગુન ખાતેથી થાય છે, અને બીજે નંબરે બંગાળા આવે છે, જે લગભગ બે લાખ ટન ચોખા દર વરસે બહાર મોકલાવી શકે છે જેની જાતોમા દાઉદખાની, બાલમ, ચીની સાકર, પટણા, કાજલા એ મુખ્ય પકાએલી જાણીતી જાતો છે કાજલા એ મીલોની બાર ગણાય છે બંગાળાની ભરતી ૧૬૪ રતલી અગર ૨૨૪ રતલીની આવે છે આ ઉપરાત મદ્રાસ જીલ્લામાથી કોકોનાડા નેગાપટમ અને તુતુકોરાનથી પણ ચોખા મોરીસ, અને સીલોન તરફ જાય છે તેની ભરતી ૧૬૪ રતલની ગણાય છે મુબઇથી જે ચોખાનુ માપ થાય છે તે ૧૬૮ રતલની ગુણીનુ માપ ગણાય છે અને કરાચીથી જે ચોખા ઇરાની અખાત, મસ્કત, રાતા સમુદ્ર, એડન અને સીલોન તરફ જાય છે તેનુ માપ ૬૫૬ રતલની ખાડીનો હિસાબ, અને ભરતી બે અગર અઢી મણની કરે છે

મુબઇની ચોખા બજારની એસોશીએશન કે જેનુ નામ **"ધી રાઇસ મર્ચન્ટસ એસોશીએશન" છે તેના** મુખ્ય મુખ્ય ધારા નીચે મુજબ છે—

૧ વાયદાના થએલા સોદાઓનો માલ જોખાય, તેના ૧૦૦ ટનની આશરે ગુણી ૧૩૪૦ (મુબઇના ૮૦૦૦ મણ) થવી જોઇએ એટલે ત્રણ ગુણીનો ધડો ૧૯॥ મણથી ઓછો ન હોવો જોઇએ

૨ ચોખાનો વાયદાનો સોદો સ્પેશ્યલ કોલેટી ચોખાનો થાય છે, તેને બદલે રજીસ્ટર માર્કાવાલી નાની મીલની કોલેટીનો માલ લેવો પડે (જે મારકા વારવાર એસો૦ તરફથી નક્કી કરાય છે)

૩ શીપમેટના સોદાના કબાલા જે મહીનાની શીપમેટનો માલ વેચ્યો હોય, તે માસની તારીખ ૧લી થી આખર સુધીમા ડીલીવરી આપવો સ્ટીમરને આસમાની સુલતાની થાય તો માલ કેન્સલ થાય

૪ શીપમેટનો માલ મેદાનમાથી અગર ગોદીમાથી જ્યાથી માલની ડીલેવરી આપે ત્યાથી માલ લેનાર ધણી માલ લેવા બધાયેલ છે, પણ વાયદાના સોદા થાય, તેનો માલ વેચનાર ધણી ગોદીમાથી ઉપડાવે ન (એટલે લેનાર ગોદીમાથી ડીલેવરી લે નહી)

૫ વેચનાર પાર્ટીએ લેનાર પાર્ટીને ઓરડર આપ્યા પછી માલ, ૨૪ ચોવીશ કલાકમા આપવો તથા માલનુ સ્થળ બતાવવુ તેમ કરતા નિષ્ફળ નિવડે તો લેનાર ધણી ૨૪ કલાકની લેખીત નોટીસથી માલ બજારમાથી લીએ. અને નુકશાન વસુલ કરે

૬ વેચનાર ધણી લેનાર આશામીને ઓર્ડર આપ્યા પછી લેનાર ધણી કબાલામા જણાવેલ ટાઇમની અદર મજકુર માલ ઉપાડી જવા બધાયેલ છે, તે પ્રમાણે રાદરહુ ટાઇમમા માલ લેવા નિષ્ફળ નીવડે તો ૨૪ કલાકની લેનાર આશામીને નોટીશ આપી તેના હિસાબે વેચી નાખે અને તફાવત તથા ખરચ થાય તે મજરે લે

૭ ૨૫ ટનથી ઓછો ઓરડર કાઢવો નહી વેચનારે લેનાર ધણીને ઓર્ડર પોતાનાજ ઘરનો (નામનો) આપવો ઓરડર પર મથાળા કરવા નહી'

૮ શીપમેટ અને વાયદાના માલ લેનાર ધણીને ડીલવરી ઓર્ડર મળ્યા પછી તેની મરજી માલની સરવાઇ કરાવવાની થાય તો તેણે તે બાબતની સામા પક્ષકારને કલાક ૪૮ ની અંદર લેખીત નોટીશ આપવી તે પ્રમાણે લેનાર ધણી સરવાઇ માગવામા તેવી ખબર આપવામા નિષ્ફળ નીવડે તો તેને ફરી સરવાઇ માગવાનો અધિકાર રહેશે નહી

૯ સરવાઇ ફી દરેક સર્વેયરની રૂ ૧૫) પદર ઠરાવી છે તેમાથી દરેક સર્વેયરે રૂા ૫) એસોશીએશનના લાગાના આપવા

૧૦ આવતી સ્ટીમર તથા શીપમેટના નામના માલના કબાલાના સોદાના સબંધમા સ્ટીમર મુબઇના બારામા આવી પહોચે તે પહેલા માલ વેચનાર ધણી કોઇપણ વખતે માલ લેનાર ધણીને પોતે વેચેલા માલના મારકા આપવા બધાયેલ છે, તથા સ્ટીમર આવ્યેથી માલ વેચનારે માલ લેનારને તુરત લેખીત ખબર આપી ડીલવરી ઓર્ડર મોકલી આપવા બધાયેલ છે કારણકે તેમ કરવથી લેનાર ધણી પોતે ખરીદેલો માલ ફીની અદર ઉપાડી શકે આમ કરવામા વેચનાર ધણી જો નિષ્ફળ નીવડે, તો લેનાર ધણી પોતે ખરીદેલ માલ લેવા બંધાયેલ નથી. અને જે નુકશાની લેનારને થશે તે વસુલ કરવા હક્કદાર થશે

૧૧ પણ વેચનારની કસુર ન હોય અને લેનારજ ફીના દીવસની અદર માલ ન ઉપાડે તો ફીના છેલ્લા દિવસની અગાઉ ૨૪ કલાકની નોટીશ આપવી અને માલ ફીની અદર ન ઉપાડે તો તે ધણીના હિસાબે અને જોખમે લીલાઉથી વેચી નાખે અને નુકશાની ખરચ સીખે વસુલ કરે

૧૨ કબાલાનો માલ સ્ટીમર આવી પહોચે અને ડકા ઉપર ઉતરે કે તુરતજ માલ વેચનાર ધણીએ માલ લેનાર ધણીને તે બાબતની લેખીત ડીલીવરી ઓર્ડરથી ચેતવણી આપવી, એટલે માલ લેનાર ધણીએ વગર વિલબે તે માલ ફીની અદર ઉપાડી લઇ જવો પણ તે માલ બાબત વાધો પડે તો સરવાઇ તથા વાધાને લગતા સઘળા સવાલોનો ફડચો એસોશીએશનના કાનુનને અનુસરીને કરાશે સ્ટીમરમાથી ઉતરેલા માલની ડીલીવરી આપી દેતા જે સ્લેક અથવા ફાટેલી ગુણી રહે તે માલ વેચનાર ધણીએ માલ ધણીને ઉપાડી આપવી અને જે કાઇ ડામેજ માલ રહે, અને તે જો માલ લેનાર ધણી ઉપાડવા ખુશી હોય તો માલ વેચનાર ધણી તેમ ઉપાડવા દેવા બધાયેલ છે. અને જો માલ લેનાર ધણી ને ડામેજ માલ ઉપાડવા ખુશી ન હોય તો તેટલા માલની માલ વેચનાર ધણીએ ઓછી ડીલીવરી આપી એમ ગણવુ

૧૩ સ્ટીમર તથા શીપમેટ અને વાયદના તથા તેયારીના સોદાઓનુ કામકાજ માત્ર એસોશીએશને મુકરર કરેલા દલાલો મારફતેજ થઇ શકશે

૧૪ મંડળીનુ વરસ કાર્તક માસથી શરૂ થાય છે ત્યાથીજ લવાજમ લેવાય છે દલાલની દાખલ ફી રૂા ૨૦) અને વાર્ષિક લવાજમ રૂા ૧૫) છે બજારના વેપારીઓની દાખલ ફી રૂા ૧૦૦) અને વાર્ષિક લવાજમ ૨૦) છે અને બજાર બહાર રજીસ્ટર વેપારીઓ જેઓ મોટે ભાગે વાયદાનુજ કામ કરનાર ગણાય તેની દાખલ ફી રૂ ૧૫ અને વાર્ષિક લવાજમ રૂા ૧૦) છે

૧૫ આ એસોશીએશન બરમા અને કલકતા વિગેરેથી ચોખા આયાત કરનાર દેશી વેપારીઓનુ બનેલુ છે તેમા મેબર તરીકે ચોખાના અને અનાજના દેશી વેપારીને મેબર કરી શકાશે

૧૬ મેબર સિવાયના બહારના કોઈ વેપારીના ચોખા કોઈપણ બરમા પોર્ટમાથી મુબઇ આવે તો તે ખરેખરો ઇમ્પોર્ટ કરનાર ધણી પોતાનો માલ મેબરોમાંના કોઇને ત્યા તેની કનસાઇનમા–આડતમા–કમીશને માલ વેચી શકે પણ ઇમ્પોર્ટ કરનાર અગર તેના ખાસ દલાલ માર્ફતે વેચાવે તો આપણા મેબરોમાથી કોઇએ તે માલ લેવો નહી

૧૭ રવીવાર તથા એસોશીએશને જાહેર કરેલા તહેવારો પાળવા મડળીના સભાસદોની ફરજ છે બધના દિવસે ધારા મુજબ ગોડાઉન છાપરૂ બધ રાખવુ પડશે

૧૮ બધના દિવસે બદરનુ કામકાજ, હાથકાટો બધ રાખવા ઉપરાત માપ તથા પાલા કરવાનુ કામ બધ રખાય છે, પણ અગત્યના કારણે ગોદીનુ માપ લેવુ હોય તો ફીના રૂા ૧૧ા ભરી એસોશીએશનની પરવાનગીથી થઇ શકે. વળી સ્ટીમર ઉપડતી હોય અને માલ ઉપાડવો હોય તો કાટો તો કરાય નહી પણ તોલી રાખેલ માલ એવરેજમા ઉપાડે તો રૂા ૬ા અગાઉથી એસોશીએશનમા ભરી જઇ પરવાનગી લાએ અને સો ઉપરના દરેક બસ્તે એક આના પ્રમાણે વધુ ફી ગણવી

૧૯ ગોડાઉન ભાડે આપવા લેવાની ઇસ્ટેટની દલાલી આમન સામન ટકા એક લેખે આપવી અને પા ટકો સુખડી તે દલાલીમાથી કાપી લેવી. આ કામ માટે જે ખાસ દલાલો એસોશીએશનમા હોય તેજ કરી શકે

૨૦ તોલાનો જોખ ૧૮ મણની ધરણ પછવાડે વજનમા સાત તોલા અથવા તેની અદર એસોશીએશનના વજન સાથે સરખાવતા ઓછા થાય તો ઘટ મજરે લેવી દેવી નહી પરતુ સાતથી વધુ ઘટ માલુમ પડે તો વેચનારે લેનારને ઘટ મજરે આપવી

૨૧ ચોખાની વાયદાની ડીલેવરીમા જે જાતના મારકા એસોશીએશન વારવાર મુકરર કરે છે, તેવા મારકાવાલા માલની લેતી દેતી થાય છે આ વિગેરે ચાલુ ધારા છે

ઉપરના ધારાઓમા ફેરફાર કે વધારો સુધારો એસોશીએશન કરી શકે છે.

## ૧૧ અનાજ ( grains and Corns )

દરેક જાતના અનાજનુ બજાર—જે દાણા બદર કહેવાય છે તે-કર્ણાક બદર અને મશીદ બદરના પાછલા ભાગમા આવેલુ છે ત્યા અનાજના મોટા છાપરા આવેલા છે, જે ગલીઓને નામે ઓળખાય છે આ સ્થળે અનાજનો ઘણો મોટો વેપાર તેમજ રાહ ઘાટનો બહોળો વ્યવહાર અને ઠઠ નજરે પડે છે

મુબઇમા દરેક જાતનુ અનાજ ભરીને આપવાનો રીવાજ છે એટલે ૧૬ પાલીનો ફરો અને ૮ ફરાની ખાડી એ હિસાબે ભરતરી થાય છે (આર શેરની પાલી અને બે ટીપરીનો ૧ શેર ગણાય છે) ભાવ ભરીને અને તોલીને એમ જુદા જુદા કહેવામા આવે છે. ભરવા ફર । તોલીને લેવામા ચારથી પાચ ટકા વધારે માગે છે ભરીને લેવુ હોય તો લાકડાના ફરા હોય છે તે કાપીને ભરતી કરે છે અને તોલીને આપવુ હોય તો નીચેના રીવાજે આપે છે—બધા મણ મુબઇના સમજવા

| | |
|---|---|
| ઘઉ પીળા, કાઠા ખડવો<br>,, પીસી વીગેરે | ૨૭ મણની ખાડી |
| ચણા | ૨૭ મણની ખાડી |
| મેથી | ૨૭ મણની ખાડી |
| રાઇ | ૨૨॥ મણની ખાડી |
| તલ | ૨૦ મણની ખાડી |
| વાલ, વટાણા, અડદ, ચોળા, મઠ<br>મગ, મસુર, લાગ અને તુવેર | ૨૮ મણની ખાડી |
| જુવાર, મકાઇ, જવ, | ૨૭ મણની ખાડી |
| એરડા અને સીગદાણા | ૨૦ મણની ખાડી |
| મહુડા | હદરવેટ ઉપર |
| અલસી, સરસી, ખસખસ | હદરવેટના હિસાબથી વેચાય છે |

અનાજની ભરતી કે તોલ થયા પછી હિસાબ બીજે દિવસે લેવાનો રીવાજ છે હિસાબમા વટાવનો રીવાજ ન હોવાથી સાફીજ ગણાય છે અનાજની વિગત દરેક માલની જુદી જુદી હોવાથી લબાણ આપવુ તે નિરર્થક પરતુ બજારમા મુખ્ય મુખ્ય દરેક જાતો નીચે મુજબ લેવાય દેવાય છે તે જાણવી જરૂરની હોવાથી લખેલ છે

ઘઉ, અલસી, સરસી, તલ, શીગદાણા અને એરડાની હકીકત "ઘઉ અને તેલ બીઆ"ની હકીકતમા આપી છે **બાજરી** જુદા જુદા દેશાવરથી આવે છે, તેમા કાલ્પી, કાનપુરી, કરાચી અને કાઠીયાવાડી મુખ્ય સારી જાતો

ગણાય છે, ગુજરાત અને જગબારી સાધારણ ગણાય છે **જુવારમાં** સોલાપુરી, ગાડરવાલા, અને રગુની સારો માલ આવે છે, કાઠીયાવાડી જુવાર પણ ઘણી ખરી સારી જાત આવે છે, અને ઇંદોરી જુવાર હલકી ગણાય છે

**ચણા**—જબુસરી, સેફરો અને પીળા દીલ્હી સારો ઊંચો માલ ગણાય છે, અને લાલ દીલ્હી, કાલ્પી, બાધો, વીગેરે ચાલુ માલની ગણત્રીમા લેખાય છે

**દાળ તુવેરની**—તેલવાળી અને વગર તેલવાળી એમ બે જાતો વેચાય છે તેલવાળી એટલે એરડીઉ લગાડેલ હોય તેને બોલે છે એકજ ઢગલામાથી ઊંચી, સાધારણ અને હલકી એટલે વીણેલી, વગર વીણેલી અને સામાન્ય વીણેલી એમ ઊંચી હલકી જાતો જુદી પાડી રાખે છે, અને તેના ભાવ જુદા જુદા રહે છે તેમા સુરતી તુવેર ઊંચો માલ ગણાય છે કોરી તુવેરની દાળની (વગર તેલની) જાતમા જબુસરી, કાગદી વિગેરે ઊંચો માલ ગણાય છે, અને ચડુસી, હલદો તથા કાનપુરી, હાથગમ એ સાધારણ માલ ગણાય છે તુવેરની પેદાશ ગુજરાતમા નડીયાદ, આણુદ, ખેડા, મહેમદાવાદ, મહુધા વિગેરે ઘણા સ્થળોએ તથા સુરત જીલ્લામા પુષ્કળ વાવેતર થતુ હોવાથી ત્યા થાય છે

**ચણાની દાળમાં**—ભટીંડા (પજાબ) ઊંચો માલ ગણાય છે કરાચી ભટીંડા, ચદ્ર છાપ એ બીજા નબરમા ખપે છે આ સિવાય કરાચીની મશીન પાલીશ ઈસાખાની અને પજાબી એ ચાલુ માલ લેખાય છે આ શિવાય ગુજરાત અને સુરત તરફની આવતી ચણાની દાળ સારા માલ તરીકે પ્રખ્યાત છે મુબઇમા રહેતા ઘર ધણીઓ આ માલ વાપરે છે, કરાચી અને ભટીંડા દેશાવર ખાય છે અને કંદોઇઓ, વીશીવાળાઓ અને લોજવાળા લાંગ દાળ વાપરે છે

**લાંગ દાળ**—એ ચણાની દાળ જેવીજ હોય છે ગુજરાત તરફથી આવતી દાલ જાડે દાણે આવે છે, અને કલકત્તા અને પટણા જીલ્લાની આવતી ઝીણે દાણે આવે છે આમા ઊંચો માલ તે ઝીણો દાણો ગણાય છે લાંગ દાળ એ ચણાની દાળને બદલે ભેળ સેળ ચાલે છે અને મીલોવાળા તેનોજ મોટે ભાગે લોટ કાઢવામા ઉપયોગ કરે છે આ દાળ મોટે ભાગે મોરીશ્યસ બહુ ચડે છે

**મગ**—કાળા, કાબરા અને લીલા આવે છે, તેમા દીલ્હીના મગ સારા વખાણવા લાયક પણ તેના કરતા જે મગ ચીનાઇ આવે છે તેનો દાણો તો ઘણો મોટો, દેખાવમા સારો પણ દીલ્હીના મગ જેટલો સ્વાદિષ્ટ નહી આ ઉપરાત કાનપુરી અને કલ્પીના મગ આવે છે જે સમાનજ ગણાય (કૈલેટીમા)

**વટાણા**—ગાડરવાલા, લીલા અને સફેત એમ અનુક્રમે ભારે હલકી જાત આવે છે, જેમા બેથી પાચ ટકાનો અને અછત હોય તો વધારે ભાવનો તફાવત રહે છે. બીજા અનાજમા વિશેષ જાણવા જેવુ નહી હોવાથી પિષ્ટ પેષણ કર્યું નથી.

**મેથી**–કાનપુરી કાઠીઆવાડી, નાશિક જીલ્લાની એમ જુદી જુદી જાતે આવે છે, કારણ કે મેથીનુ મુખ્ય વાવેતર ગુજરાત, કાઠીઆવાડ, નાશિક જીલ્લો તથા દક્ષિણના કેટલાક ભાગમા થાય છે મેથીનો ઉપયોગ ઢોરને ખવરાવવામા, વઘારમા, અથાણામા થાય છે, પણ ખોરાક તરીકે તેને જુજ ઉપયોગ થાય છે

**રાઇ**–મારવાડી, તથા ખાનદેશી આવે છે રાઇને બદલે રાઇડો વિશેષ વેચાય છે રાઇનુ વાવેતર હીંદુસ્થાનના ચગ છે એટલુજ નહી પણ અમેરીકા, એશીઆ અને યુરોપના ભાગમ પણ કરાય છે કેમકે દવાના ઉપયોગમા ઘણીજ વપરાય છે આપણા દેશમા તો મુખ્યત્વે કરી અથાણા અને રાઇતામાજ વપરાય છે

---

## ૧૨–ઘઉ તથા તેલબીઆ (Wheats and Seeds)

મુબઇમા ઘઉ તથા સીડસના જુદા જુદા એકથી વધારે વાયદના બજારો છે જેવા કે મારવાડી બજાર, જયા ઘઉ અને અલસીના (સપ્ટેબર અને મે) વાયદાની ડીલીવરી ઓર્ડરોના સોદા થાય છે બીજુ બજાર જે ' ગુજરાતી વેપારીઓની મડળી " કહેવાય છે, ત્યા ગુજરાતિ ધારે ફક્ત એરડાનાજ (આશો અને વેશાક માસના) વાયદાની ડીલેવરીના સોદા થાય છે, અને ત્રીજુ બજાર અનાજ તથા બીઆનુ મોટુ લેવડ દેવડનુ મથક જે માડવી ઉપર છે કે જેનુ નામ "ધી ગ્રેન મરચન્ટસ એસોશીએશન ' કહેવાય છે તે સ્થળે દરેક અનાજ ઘઉ, એરડા, અલસી, સરસી, શીંગદાણા, તલ, ખુરસાણી વીગેરેના **બજાર ધારે** તથા **ડીલીવરી ધારે** દરેક અંગ્રેજી મહિના મુજબ સોદા થાય છે આ ત્રણે બજારની હકીકત નીચે મુજબ આપી છે —

૧—મારવાડી બજાર કે જેને 'અલસીનુ પાટીઉ" કહે છે ત્યા ઘઉ અને અલસીના સોદાજ થાય છે તે બજાર " ધી મારવાડી ચૅમ્બર ઓફ કોમર્સ " ના ધારા મુજબ ચાલે છે, તથા તેની સાથે ' ધી ગ્રેન એન્ડ સીડસ બ્રોકર્સ એસો-શીએશન" (The grains and Seeds Brokers Association) જોડાયેલી છે આ બને ચીજના વાયદા સપ્ટેબર અને મે માસની ડીલીવરીનાજ નીકળે છે, તેમા તેજીમદી બાઇ તથા ખવાડી શકાય છે સપ્ટેબર વાયદાની તેજી મદી ૩૦ મી આગસ્ટે નડી પડે છે, અને વાયદો તા ૩૦ મી સપ્ટેબરે પને છે મેના વાયદાની તેજીમદી ૩૦ મી એપ્રીલે સડી પડે છે, અને વાયદો તા ૩૧મી મેનો પતે છે સોદા દરેક ચીજના ઓછામા ઓછા ૨૫ ટન સુધીનો થઇ શકે છે અને ભાવ હડરવેટ ઉપર થાય છે સદરહુ સોદાના કબાલા થાય છે, ડીલેવરી ઓર્ડરો પાકતી મુદતે નીકળે છે, અને મેબરો વચ્ચેજ સોદા થતા હોવાથી વાધો

વચકો પડે તો એસોશીએશનના ચુકાદા મુજબ પનાવેશ આમન નામન થઇ શકે છે જેને મેબર થવુ હોય તેને વાર્ષિક લવાજમના રૂા ૫૧) પ્રથમ વર્ગના અને રૂા ૩૧) બીજા વર્ગના ભરવા પડે અને પેઢીના નામથી મેબર થઇ શકે, અગર પોતીકા એકના નામથી પણ થઇ શકે

જે દીલ્હી સફેત (પીળી) ઘઉંનો વાયદાનો ગોટો થાય છે તેની કોલેટી ૭૦ અને ૩૦ ની કાનપુર કોલેટી કહેવાય છે, એટલે તે માલમા ૭૦ ટકા સફેત અને ૩૦ ટકા સુધી લાલ દાણે ઘઉ હોવા જોઇએ વધારે લાલ દાણો ન હોવો જોઇએ, તેમજ દીલ્હીની આસપાસના ગામ કર્નાલ, કટોલી, દેવબંદ, દીલ્હી, પાણીપત વિગેરે સ્થળોનો માલ હોવો જોઇએ વાયદા ઉપર ઘણા ખરા સોદા તો પતી જાય છે, પણ જેને માલ લેવો હોય તેને માલની રેલ ડીલીવરીની બીલ્ટી અગર ગોડાઉન ડીલેવરીથી માલ તોલીને મળી શકે છે, તેમા ઘટનો ધારો ૬ અને ૮ ટકાનો છે એટલે ડીલીવરી ઓરડર લીએ તો ૬ ટકા અને તોલ કરે તો ૮ ટકા મજરે આપવી લેવીના ધારો છે ઘટ કેવી રીતે કાપવામા આવે છે? તેની હકીકત નીચે આપી છે તેમજ માલ તોલાવનારને ગોડાઉન ભાડુ, સરવે ફી, ક્લીનીગ ચાર્જ, મુકાદમી, વીમો વિગેરે જે ભરવાનુ હોય તે એસોશીએશનના ધારા મુજબ આપવુ પડે છે, તેમાના કેટલાક તો "ગ્રેન મર્ચન્ટસ એસોશીએશન"ના ધારાને મળતાજ છે જે નીચે આપ્યા છે

અલસીના સબધમા "બ્રાઉન બોલ્ડ" વિગેરે માલની ડીલીવરીનો રીવાજ છે તેમા ૬૫ અને ૩૫, એટલે ૬૫ ટકા મોટે દાણે અને ૩૫ ટકા સુધી નાને દાણે માલ હોય તો પાસ થાય નહીતર એટલે જીણો દાણો ૩૫ ટકાથી વધારે હોય તો માલ રીજેક્ટ થાય અલસીની ઘટ ૪ થી ૬ ટકાની છે બાકીની બીજી હકીકત ઉપર પ્રમાણે ઘઉ મુજબ સમજી લેવી અલસી અને ઘઉમા દલાલી સેકડે ટકો ૦ા છે

૨–'ગુજરાતી વેપારીઓની મડળી' જે માડવી બદર ઉપર આવેલ છે તેના દલાલો અને મેબરો વચ્ચે ગુજરાતી ધારે, ગુજરાતી મહીના આશો અને વેશાક માસના વાયદના ફક્ત એરંડાનાજ સોદા થાય છે નજકુર વેપારીઓ સદરહુ મડલીના મેબરો હોવા જોઇએ તેનુ વાર્ષિક લવાજમ રૂા ૧૦૧) છે, અને દલાલોની કાર્ડ ફી વાર્ષિક રૂા ૫૧) છે વાયદા આશો શુદી ૧૫ અને વેશાક શુદી ૧૫ના આવે છે તેની તેજી મદી એક માસ અગાઉ એટલે આશોની ભાદરવા વદી ૧ એકમના રોજે અને વેશાક વાયદાની ચૈત્ર વદી ૧ એકમના રોજે સટ્ટી પડવાનો ધારો છે સોદા ઓછામા ઓછા ૧૦૦ એકસો ખાડીના થાય છે અને ભાવ ખાડી ઉપર બોલાય છે (ગ્રેન મર્ચન્ટસ એસો મા હેદરવેટ

ઉપર થાય છે) તેના કબાલા આમન સામન થાય છે, તેમજ બીઝનેસ સ્ટેડીંગ કલા-લોના નામથી પણ રહી શકે છે દલાલી ટકો ૦। છે અને ઘટનો ધારો ૫) ટકાનો છે

૩—ધી "ગ્રેન મર્ચન્ટસ એસોશીએશન" છે તેમા શીંગદાણા, એરંડા, ઘઉં, અલસી, ખુરસાણી, તલ વિગેરે બધા અનાજના બજાર ધારે તેમજ ડીલીવરી ધારે ટનના હિસાબે સોદા થાય છે સોદો ઓછામા ઓછો ૨૫ ટનનો (એટલે ૫૦૦ હંદરવેટ અર્થાત્ ૨૦ મણની ખાડીને હિસાબે ૧૦૦ ખાડીનો) હોવો જોઇએ તે દરેક અંગ્રેજી માસ મુજબ એટલે જાનેવારીથી ડીસેમ્બર સુધીના કોઈ માસ મુજબ સોદા થઇ શકે છે ઓફીસ ધારા મુજબ સેટલમેંટ બીજા મહિનાની આખરીએ થાય છે વાધા સાધા એસોશીએશન મારફતેજ ચુકવાય છે મજકુર સોદામા કોન્ત્રાકટ વેપારીઓને નામેજ થવા જોઇએ તે વેપારીઓ અને સોદા કરનાર દલાલ બને આ મંડળીના રજીસ્ટર મેમ્બર હોવા જોઇએ તે સંબંધી વિશેષ હકીકત નીચે મુજબ છે

**આ મંડળીના** દલાલો તથા સભાસદોના, તોલ માપના, ઘટ મજરે આપવાના, મુકાદમીના, તથા બજારધારા અને ડીલવરી ધારાના તથા બીજા ઉપયોગી મુખ્ય મુખ્ય **ધારા ધોરણ** નીચે મુજબ છે

૧ દલાલો સંબંધમા—

અ દરેક અનાજ, સીડઝ્હીટના દલાલનુ, તથા તેના ભાગીદારનુ વરસ એકનુ લવાજમ રૂા ૪૧) લઇ સર્ટીફીકેટો આપે છે

બ દરેક અનાજ, સીડઝ્હીટના દલાલના નોકર જે સોદા કરતા હોય તે દરેકનુ લવાજમ રૂા ૨૧) લઇ સર્ટીફીકેટ આપે છે

ક દરેક ગોડાઉન ભાડાના દલાલનુ વરસ એકનુ લવાજમ રૂા ૧૦૧) લે છે પરંતુ જે દલાલો માત્ર ઓપ્શનોનીજ દલાલી કરતા હોય અને બીજી દલાલી ન કરતા હોય તેઓને લવાજમ ભરી સટીફીકટ લેવાની જરૂર નથી મજકુર મંડલીનો દલાલ પોતાને માટે સોદો કરી શકે નહીં, પણ એસોશીએશનના મેમ્બરને નામથીજ કરી શકે સોદા એસોશીએશને છપાવેલી છાપવાલી બુક માજ થઇ શકે તેમા આગન સામન સહી લેવાય અને તે કબાલા પહોંચાડવાની જોખમદારી દલાલોને છે દરેક સીડસ, ગ્રેનમા તૈયાર તથા વાયદાના ડીલવરી ધારે તથા બજાર ધારે જે માલ વેચાય, તેની દલાલી દર સેકડે ૦।પા ટકા લેખે આપવી આ દલાલીની જે રકમ થાય, તેમાથી સુખડી દર રૂપીએ ચાર આના કાપી લઇ દલાલી ચુકવવી ગોડાઉન તથા વખાર ભાડાની દલાલી ભાડે લેનાર ટકા ૧ લેખે તથા ભાડે આપનાર ટકા ૧ લેખે આપે તેમાથી સુખડી દર રૂપીએ ચાર આના બાદ કરાશે

૨ એસોશીએશનના સભાસદનુ લવાજમ દર પેઢીએ અનાજ તથા સીડ વિગેરેના વેચાણ ઉપર દર ૧૦૦ એકસો ગુણીએ એક આનો ઠરાવેલ છે, અને સાધારણ વેપારીનુ લવાજમ રૂ ૧૭) છે

૩ પાજરાપોલના લાગા તથા ડીલીવરી ધર્માદા લાગા સબધમા—જેને ત્યાથી માલ ઉપડયો હોય તે ધણીએ, અગર રેલ્વે ડીલીવરી ઉપર નીચે મુજબ લાગો ભરવો તે લાગા ભર્યાની રસીદ દેખાડવાથી ખરીદનારે હિસાબ ચુકવવો કપાશીઆ ઉપર દર સોગુણે છ આના લેખે પાજરાપોલના ધરમાદામા અને એક આના પ્રમાણે એસોશીએશનના લાગાના ભરવા

સીડ વ્હીટ એટલે ઘઉ, બાજરો, જુવાર, ચણા, હરડા, શણ વિગેરે ઉપર દર સો ગુણીએ બાર આના લેખે પાજરાપોલનો અને એસો. નો ઉપર મુજબ લાગો ભરવો

૪ આ એસોશીએશને મુકરર કરેલા બજાર બધ રાખવાના રજાના દિવસો જે નીચે આપ્યા છે, તેમા સોદાનુ કામકાજ તો બધજ સમજવુ ,તેમજ કાટો પણ બધ રાખવો, પણ તે સિવાયના અડચણના દિવસે અણચિંતવ્યા કાટા બધ થાય અને સ્ટીમર ઉપડતી હોય અને માલ તોલી લેવાની જરૂર હોય તો એસો-શીએશનના સેક્રેટરીની પરવાનગીથી નીચે મુજબ ફી ભરી વેચનારના ગોડાઉનમાથી લેનારે, પોતાના ગોડાઉનમા માલ લઈ જઈ ત્યાં તોળવો પણ વેચનારના ગોડાઉનમા તોળવો નહિ

ફી નીચે મુજબ

| બધના અણચિંતવ્યા દિવસે તોલવો પડે તો | બધના મુકરર કરેલા દિવસે તોળવો પડે તો |
|---|---|
| પોતા ૧ થી ૧૦૦ સુધી રૂ ૫-૦-૦ | રૂ ૬-૪-૦ |
| પોતા ૧૦૦ થી વધારે દર એકસોએ અગર તેના કોઇ ભાગે રૂ ૫-૦-૦ | રૂ ૬-૪-૦ |

આવા તહેવાર કે બધ બજારના દિવસે "ડયુ ડેઇટ" હોય તો ગોડાઉન ડીલેવરીનો માલ પકકો કરી શકાય પણ કાટો માડી શકાય નહીં ફક્ત ચોખા કે કરીઆણુ તે ગોડાઉનમા હોય તોજ તોલી શકાય

૫ મુકરર કરેલા રજાના દિવસો—

| | |
|---|---|
| કારતક શુદી ૧૧ | નાળીએરી પુનેમ |
| ,, ,, ૧૫ | ગોકલ આઠેમ |
| અગ્રેજી બેસતુ વરસ | અઠાઇધર |
| મહા શિવરાત્રી | વાલકેશ્વરનો મેળો |

| | |
|---|---|
| રામ નવમી | પજુસણ |
| મહાવીર સ્વામીનો જન્મ દિવસ | તાબુત (બપોરે ત્રણ વાગ્યે) |
| ભીમ અગીઆરસ | કાળી ચૌદસ |
| આશાડ શુદી ૧૫ | દીવાળી |
| શ્રાવકોની ચોમાસાની શરૂઆત | શહેનશાહનો જન્મ દિવસ |
| | સોમવતી અમાસ |
| | સૂર્ય ગ્રહણ |

૬ તોલના સબધમા જોખ સાખવો હોય તો એસોશીએશનમા આવીને સાખી જાય જોખો પાચ તોલા સુધી ઓછા થાય, તો કાઇ પણ મુજરે મલતુ નથી, પાચ તોલા ઉપર ઓછુ થાય તો પંદર તોલા સુધી પા રતલ અને ૨૫ તોલા સુધી અરધો રતલ મજરે આપવામા આવે વેચનાર વેપારી જેટલી વજન ઘટ મજરે આપતો હોય, તેથી વધારે વજન ઘટ જોખ સખાવ્યા પછી વેચનાર વેપારીએ આપવી ઠરે તો જોખ લાવવા લઇ જવાનો ખરચ વેચનાર આપે અને વેચનારના કહેવા મુજબ અગર તેથી ઓછી વજન ઘટ જણાય તો બધો ખરચ લેનારે ભોગવવો અને બંધના દિવસે લેનારના ગોદાઉનમા માલ તોલતી વખતે લેનારના જોખ વધારે માલુમ પડે તો તે વેચનારને મજરે આપવુ

૭ એસોશીએશનમા બીન સભાસદો જોખ સખાવવા લઇ જાય તો લાગો દર સો ગુણીએ એક આનો તથા એસોશીએશનના ફંડમા રૂા ૧। લઇ જોખ સાખી આપે સરવાઇ માટેની ચીજો દરેક સરવે બદલ રૂા ૧) એક લઇ એસોશીએશનના રૂમમાજ વાપરવા દેવામા આવે

૮ મુકાદમી, ગોદામભાડું, વીમો, ગાડી ભાડુ વિગેરેના ધોરણ બજારમા ફેરફાર થતા રહે છે તે મુજબ આપતા લેતા રહેવાય છે

૯ સરવાઇના સબધમા—તૈયાર અને વાયદાની ડીલેવરી તથા બજાર ધાગાના અનાજ તથા બીઆ વિગેરેના વાધા પડે તો સરવે કરાવવા તે માલ સાથે સંબંધ ન હોય તેવા બે સરવેઅરોને (જેને એસો૰ ને દર વરસે નીમેલા હોય તેમાથી) નીમવા અને રીજેકટ થયેલા માલની સરવે ફી દરેક પાર્ટીએ ભોગવી લેવી

૧૦ માલ તોળાયા પછી એટલે કાટામાથી માલ નીકળ્યા પછી, તેના વજન બાબત કે કાલીટી બાબત કે કોઈ જાતની તકરાર કે વાધો ઉઠાવી શકાય નહીં અને નાણા કે રસીદ અટકાવી શકાય નહી

૧૧ વાયદાની ડયુ ડેઈટે બજાર બધ હોય તો આગલો દિવસ ડયુ ડેઇટ ગણવો એટલે તે માલની ડીલીવરી આપવા લેવાનો છેલ્લો દિવસ ગણવો, તેમજ

બેક તહેવાર અથવા રવિવારના દિવસે રેલ્વે રસીદો આપવા માટે અગર ગોડાઉન ડીલીવરી આપવા માટે ડયુ ડેઈટ આવતી હોય તો તેને માટે ડયુ ડેઈટ બળતે દિવસે ગણવી

૧૨ કબાલાઓ માટે મુદ્દત વૈશાક માસ ગણાય છે, પણ બે વૈશાક હોય તો પ્રથમના વૈશાક સુદી ૧૫ નો છેલ્લો દિવસ ગણાય છે

૧૩ ગાડીભાડું દરેક જાતનાં અનાજ સીડ માટે દર ટને (કાચા વજન ઉપર) બાર આના લેખે બી વોર્ડનુ (ભુલેશ્વરથી દાણાબંદરની હદ સુધીમાં) લેવુ પણ સીવરી સીવાય બહારની હદ સુધીમા દર ટને રૂ- ૧. લેવુ એવો ઠરાવ છે.

૧૪ વેંપારીના નાણા બાબત મુકાદમને (વિલાયતી ચડગતવાળા મુકાદમો સિવાય) જવાબદાર લેખવામા આવે છે ભલે પછી માપેલા કે તોળેલા માલની રસીદ આપી હોય કે નહી. તે બાબતમા વાંધો પડયે એસોશીએશનમા જાણ કરવા ઠરાવ છે રસીદ આપતા હોય તેઓએ બળતે દિવસે બપોરે બાર વાગ્યા અગાઉ રસીદો તૈયાર રાખવી જોઇએ, અને વેપારી લેવા જાય ત્યારે આપવી જોઇએ, અને રસીદ નહી આપતા તેણે ચીઠ્ઠી આપવીજ જોઇએ.

૧૫ તેમજ ઓર્ડરનો માલ જે મુકાદમના ગોડાઉનમા આવે તેજ તે માલની ઘટ, તોલ, કવોલીટી, બારદાન વિગેરે નક્કી કરાવી આપવા બધાયેલ છે તથા માલની સરવાઈ પણ તેજ આપે અને નાણા આપવાની જોખમદારી પણ તેનીજ છે.

૧૬ તથા મારવાડી બજારના ઓર્ડર અથવા રેલ્વે રસીદના માલનાં તોલ ઘટ, કવૉલીટી, બારદાન વીગેરે નક્કી કરવા અથવા સર્વેઅર નીમવાની ફરજ મુકાદમની છે

૧૭ મુકાદમ વગર માલ લેતા હોય તેવા માલ લેનાર પાસેથી ભરેલા માલના નાણા વલતે દિવસે લેવા માલના નાણા વેપારીઓ ખરીદનાર પાસેથી વળતે દિવસે સાજસુધી લેશે તેવી રીતે નાણા ન મલે તો ત્રીજે દિવસે સાજ સુધી મુકાદમોએ માપેલા માલના નાણા પોતાના પદરથી ચુકાવી આપે પણ જેઓ રોકડા નાણા આપી માલ ભરી જવા માગે તો માલ આપવાને હરકત નથી.

૧૮ માલ તોલાવી ખરીદનાર, પૈસા અગર રસીદ ન આપે ત્યા સુધી એસોશીએશનના મેબર સિવાયનાને માલ કાઢી આપે નહી. ખરીદનાર ચાર દિવસની અદર માલ ન ઉપાડે તો ત્યારબાદ દર ગુણીએ એક આના લેખે ભાડુ લેવુ. માલ ઉપાડયા પછી માલ બરાબર ન હોય અને નાપાસ થાય તો રસીદની

સામા જે રકમ રાખવામા આવી હોય તે ખરીદનારને વગર વ્યાજે પાછી મલે, અને ખરીદનાર પોતાને ત્યા માલ રહે તેનુ ગોદાઉન ભાડુ માગી શકે નહી

૧૯ હિસાબ ચુકવનાર મુકાદમ હોય તો ટોપલીના પેસા કાપી આપવા, પણ અન્ય ત્રાહિતને માટે આપવા નહી હિસાબના નાણા વલતે દિવસે લેવા, પણ જેઓ મોડી રાત્રે હિસાબ આપતા હોય, તો તેઓએ વ્યાજ શીખે ત્રીજે દિવસે નાણા વેચનારની પેઢી ઉપર આપી આવે તોળેલા માલના નાણામાથી ડીફરન્સના નાણા વાળી શકાય નહીં

૨૦ તેયાર સોદાનો માલ તોલાવવામા એસોશીએશન વચ્ચે પડતી નથી, પરતુ તોલાયેલા માલના નાણા ન મળ્યા હોય તો તે બાબત એસોશીએશન હાથ ધરે છે તેમજ રસીદો ઉપર એડવાન્સ ન આપે તેની સાથે એસોશીએશનના મેબરોએ કામ કરવુ નહીં

૨૧ જે માલ **ડીલીવરી ધારે** વેચાય, તેમા વેચનાર ગોદામ ડીલીવરી માલ મોકલે, તે ખાલી કરી લઇ, એલાવસ તરીકે માલની કીમતના નેવુ ૯૦ ટકા તો લેનારે આપવાજ જોઇએ બારદાન કોલીટીના સબધમા ૧૦ દસ ટકા રાખી શકે ડીલીવરી ધારે આખો લાટ તોળવો પડે તો તેમા છુટ તરીકે ફક્ત બારદાનનું વજન કાપી આપવુ

૨૨ **બજારધારામા**—તૈયાર માલ વગર તોલે ખરીદનારના ગોડાઉન ઉપર મોકલવો નહી (૨) ધર્માઉના હદ્રવેટ એકે એક દોકડો અથવા ખાડીએ એક આનો વધારે ચડાવી હિસાબ ચુકાવી દેવો (૩) તોલીને વેચાતા માલમા બારદાન જેવુ હોય તેવુ માલમા આપવુ અને બારદાનનુ તોલ કાપવુ નહી (૪) તોલીને વેચાતા માલમા ગુણી ૧ એક રતલ ૨॥ થી વજનમા વધુ હોય તો તે વધારાનુ વજન માલ તોલતી વખતે મુજરે દેવુ અને બારદાનનુ એલાવસ હદ્રવેટ અગર ખાડીએ ઠરાવ્યુ હોય તો તે ભાવમાથીજ કાપી આપવુ પરતુ કપાશીઆમા તો બારદાન જેવું હોય તેવુ પાસ સમજવુ (૫) સોદો નવો બારદાનનો થયો હોય, અને જુનુ આપવામા આવે તો સમજુતી ન થઇ હોય તો એલાવસ (કડદા) દાખલ હદ્રવેટે એક આનો અને ખાડીએ હોય તો દર ખાડીએ ચાર આના ગણવાનો રીવાજ છે (૬) સીગદાણામા ગુણી એકમા કડદો ૭ સાત રતલ જેટલો નીકળે ત્યા સુધી ગણવો નહી વધારે નીકળે તો કડદો આપવો અને માલ જોઇ કડદો નક્કી કરવો

૨૩—જે સીડ વ્હીટના સોદા થાય છે, તેમા ગુણીના સોદાના ભરતી કેટલી આવે છે તે હકીકત —

| અલસી | ગુણી | એકમા | હંડરવેટ | ૧ાા |
|---|---|---|---|---|
| સરસી | ,, | ,, | ,, | ૧ાા-૧૪ રતલ |
| ઘઉ | ,, | ,, | ,, | ૨ |
| શીંગદાણા, ખસખસ, એરંડી | ,, | ,, | ,, | ૧ાા |
| કપાશીઆ | ,, | ,, | , | ૧ા |

૨૪ હવે દરેક માલની ઘટ શા પ્રમાણમા લેવા દેવાનો રીવાજ છે તેની તથા તે સબધી બીજી હકીકત—

માલની ઘટ બારદાન શીખેના વજન પ્રમાણે લેવી દેવી (૨) ઘટ કાઢવામા હરવાલો એટલે તારની ગુથણીની ચાલણી કે ચાલણો વારપવા દેવો નહી (૩) ઘટ ચડતા તથા બાદ થતા જે નક્કી હંડરવેટનો તોલ થાય તેજ કબાલામા ભરી શકાય (૪) ઘટ તેજ દિવસે સાફ થવીજ જોઈએ

અલસી સરસી તલ રાઈ ખુરસાણીમા ઘટ ટકા ૬) થી વધતી ઓછી લેવી દેવી ખસખસમા ઘટ ટકા ૮) થી વધતી ઓછી લેવી દેવી ગુજગતી સરસીમા ઘટ ટકા ૬ થી વધતી ઓછી લેવી દેવી એરંડામા ટકા ૪ ચારથી વધતી ઓછી લેવી દેવી

અલસીમા ડીલીવરી ધારે જો ઘટ આઠ ટકા કરતા વધુ હોય, ઘઉમા ચાર-ટકા કરતા અને એરંડામા નવટકા કરતા વધુ હોય તો વેચનાર દર ૧૦૦ ગુણીએ રૂા ૩ા કલીનીગ ચાર્જ આપે અલસીમા અલસી સિવાયના બીજા તેલીબીઆ માટી તરીકે ગણવામા આવે. થોથનો ભાવ કબાલાના ભાવથી પોણો, ડામીજ બીઆનો ભાવ અરધો અને સહેજ ડામીજ બીયાનો ભાવ પોણો અને અરધા ટકા કરતા જેટલો વધારે પાકો દાણો હોય અને અરધા ટકા કરતા જેટલો વધુ છાટવાળો દાણો હોય તેનો ભાવ કબાલાના ભાવથી ચૌદ આના ગણાય આમ દરેક ચીજના રીવાજ જુદા જુદા છે

મજકુર ધારાઓ એસોશીએશન તરફથી ફેરફારને આધિન છે

## અનાજમાથી ઘટ કેવી રીતે કાઢે છે તથા તેના હિસાબ કેવી રીતે ગણાય છે તેની હકીકત:—

ઘટ કાપવાના રીવાજ દરેક બજારના જુદા જુદા છે જે ઉપર મુજબ જણાવેલ છે કારણ કે માલની કોલીટી ઉપર તે ધારાનુ બધારણ દીસે છે. હવે જ્યારે

ઘટ કાઢવી હોય ત્યારે તોળી લીધેલી તમામ ગુણોમાથી અમુક દસ કે પદર ગુણોમા બાણુ મારી દરેકમાથી સરખે હિસ્સે થોડા થોડા નમુનો એકઠો કરવો પછી તે નમુનાનો તોલ કરવો તોલ કર્યા પછી અદરથી કચરો કાઢી નાખી, સાફ કરાવી ફરીથી તોલી તે પ્રથમના નમુનાના તોલમાથી બાદ કરવો જે બાકી રહે તે ઘટ (જે કચરો કાઢી નાખતા ઘટ લાગે તેનુ નામ ઘટ) મજકુર ઘટ ૪-૬-કે ૮ એમ અમુક ટકા સુધી સો હડરવેટે નહી ગણવી, એવો રીવાજ હોય છે પણ તે ઉપરાત ઘટ લાગે તો મજરે લેવાનો રીવાજ છે તેમજ ધારાના ટકા કરતા ઓછા ટકા ઘટ આવે તો તેટલી પુરી કરી તેની કીંમત લેવામા આવે છે એટલે જે જાતનુ અનાજ હોય તે અનાજની ઘટનો જે ધારો હોય, તે કરતા જો ઓછી હોય તા તેટલી મજરે આપવી અર્થાત્ તેટલા ટકા પુસ કરી આપવા, અને જો વધારે હોય તો તે આવેલી ઘટમાથી ધારાની ઘટ બાદ કરતા જે બાકી રહે તેટલા ટકા નક્કી ઘટ ૧૦૦ હડરવેટ ઉપર આવી સમજવી **તે ઘટના હિસાબ ગણવાની રીત —**

ઉપર મુજબ બાદબાકી કરતા (કચરો તોલતા જે વજન થયુ તે) જે ઘટ આવી, તેને કુલે અનાજની ઘટ કાઢવા સારૂ ૧૦૦ સોએ ગુણી જે આવે તેને કાઢેલા નમુનાના તોલેથી ભાગવા અને જે જવાબ આવે તે સો હંડ્રવેટના ઘટના ટકા ગણાય છે પછી તેના રીવાજ મુજબ ૪-૬-૮ ટકા જે ઘટના ગણવાનો રિવાજ હોય તે બાદ કરવા જે બાકી રહે તે સો હડરવેટ ઉપર આવી જાણવી

હવે તોળેલ માલ જેટલા હંડરવેટ હોય તેમાથી બારદાન બાદ કરતા જે નક્કી હડરવેટ રહે, તેને આવેલી ઘટે ગુણી તેનો જે ગુણાકાર આવે તેને ૧૦૦ એ ભાગતા જે આવે તેટલા હંડ્રવેટ જાણવા અને બાકી વધે તે દોકડા જાણવા અને પછી ૧ દોકડાના ૭ રતલ (એટલે ૧૧૨ થી ગુણી ૧૦૦ એ ભાગતા જે જે આવે તે રતલ) એવી રીતે હિસાબ ગણી નક્કી રતલ કરી તોળી આપેલ અગર લીધેલ માલમાથી હડરવેટ, રતલ તથા તોલા બાદ કરી જે હડરવેટ રતલ અને તોલા બાકી રહે તેના હિસાબ હડરવેટના ભાવ મુજબ કીંમત ગણવી

દાખલો —

સરસીની ગુણી ૩૫ તોલમાં બારદાન બાદ કરતાં હડરવેટ ૧૮૦ અને ૩ રતલ થયા, તે મધ્યેથી નમુનાનુ અનાજ ૧૫૦ તોલામા ૧૬ તોલા ઘટ આવી તો કુલે ૩૫ ગુણીની ઘટ કેટલી ? ઘટનો રીવાજ ૬ ટકા છે.

```
૧૫૦) ૧૬૦૦ (૧૦॥ તોલા
     ૧૫૦૦
     ----
      ૧૦૦
       ૭૫
     ----
       ૨૫
     ×૧૦૦
     ----
૧૫૦) ૨૫૦૦ (૧૬ દોકડા
     ૨૪૦૦
     ----
      ૧૦૦
      ×૧૬
     ----
૧૫૦) ૧૬૦૦ (૧૦ બદામ
     ૧૫૦૦
     ----
      ૧૦૦
```

ઉપર મુજબ ૧૬×૧૦૦=૧૬૦૦ ને નમુનાના તોલા ૧૫૦ થી ભાગતા ૧૦॥ તોલા ૧૬ દોકડા અને ૧૦ બદામ આવી આમા તોલા કાઢતા બાકી શેષ રહે તેને ૧૦૦એ ગુણી દોકડા કરી એજ તોલાથી ભાગતા જે આવે તે દોકડા જાણવા અને જે બાકી દોકડા રહે તેની ૧૬ એ ગુણી બદામ કરી તેજ તોલાથી ભાગવા એટલે ભાગાકાર તોલા દોકડા અને બદામ આવશે

એટલે ૧૦॥ તોલા ૧૬॥ દોકડા આવ્યા તે ૧૦૦ હંદરવેટની ઘટના ટકા આવ્યા

```
તેમાથી ૬
-----------
      ૪॥    ૧૬॥
```

છ ટકા રીવાજ મુજબ બાદ ગયા એકંદે રહ્યા તે એકસો હંદરવેટની રાશ આવી તો આખા તોલની ઘટ કેટલી તે કરવા સારૂ ૧૮૦ હંદરવેટ અને ૩ રતલથી ગુણી ૧૦૦ એ ભાગવા અને ઉપર મુજબ હિસાબ કરવો એટલે

```
  ૪॥—૧૬॥
×૧૮૦—૩
```

૮૩૯॥ હં ૭ રતલ ૪ તોલાને ૧૦૦ થી ભાગતા ૮। હં ૧૪॥ રતલ ૭ તોલા આવ્યા તેના પાકા તોલા (૬। દોકડાના ૭ રતલ લેખે એટલે ૧૪॥ રતલને ૧૧૨થી ગુણી ૧૦૭એ ભાગતા પાકા તોલા) હં ૮।–૧૬॥–૦॥ તોલો આવ્યા તે ૧૮૦ હં અને ૩ રતલમાથી બાદ કરી કરેલા ભાવે હિસાબ ગણવો

હવે દરેક **અનાજ સંબંધી ઉત્પત્તિ અને આયાત નીકાશ સંબંધી ઉપયોગી** હકીકત નીચે મુજબ છે—

**ઘઉં**—( **Wheat** ) ઘઉં સબંધી હકીકત તો સહુ કોઇના જાણમાજ હોય મુબઇમા દરેક દેશાવરથી ઘઉની આયાત થાય છે લડાઇના વખત દરમ્યાન અને તે બાદ કંટ્રોલના વખતમા અને ૧૯૧૮–૧૯ મા ઠેઠ આસ્ટ્રેલીઆથી આયાત થઇ હતી આપણા દેશના ઘઉમા ખંડવો, સફેતપીસી, કાનપુરી પીસી, કરાચી બંગલો, પીસી સેવની, લાલ પીસી, શરબતી પીળા, લાલ કાઠા, ચન્દુસી વિગેરે ઘણી જાતો છે વાયદામા મારવાડી બજારમા જે માલ તોળાય છે તે દીલ્હી પીસીની બોલીમો લેવડ દેવડ થાય છે

ઘઉ ઊગાડનારા દુનીઆમા મોટા દેશો —(૧) યુનાઇટેડ સ્ટેટસ અમેરીકા (૨) રૂશીઆ (૩) હીંદુસ્થાન (૪) આર્જેન્ટાઈન અને (૫) કાનેડા તેમજ આસ્ટ્રેલીઆ છે, તેમા હીંદુસ્થાન ત્રીજે નબરે ઉપજમા આવે છે હીંદુસ્થાનમા ઘઉંનો પાક ખાસ પંજાબમા મોટો છે. ઘઉંનો પાક માર્ચ એપ્રીલમા પાકીને મે માસમા તૈયાર થાય છે અને એપ્રીલથી ઓગસ્ટ સુધી મોટા પ્રમાણમા ચડગત થાય છે કલકત્તા, કરાચી અને મુબઇ એ ત્રણ ચડગત કરનારાઓમા મુખ્ય ગણાય છે કરાચીમા ૬૫૬ રતલની ખાડીનો હીસાબ, મુબઇમા ૭૫૬ રતલની ખાડીનો અને કલકત્તામા ૧૮૨ થી ૨૨૪ રતલના હિસાબે ભાવ થાય છે

આ ઉપરાત ઘઉનો આટો સોજી મેદો પણ મોટા પ્રમાણમા મુબઇથી ઇજીપ્ત, મોરીશ્યસ, એડન, સીલોન, સ્ટેટસ સેટલમેટસ વીગેરે સ્થળોએ ચડગત થાય છે

**અલસી** ( Linseed અલસીની ઉત્પતિ મિસરમાથી થઇ છે હાલ ઇરાની અખાત અને કાળા સમુદ્રની વચ્ચેના પ્રદેશમા કુદરતી રીતે ઉગી નીકળે છે અલસીનો મુખ્યત્વે પાક લાપ્લાટા, આર્જેન્ટાઇન, હીંદુસ્થાનના મધ્ય પ્રાતોમા અને બીરાર, સયુક્તપ્રાતો, બીહાર ઓરીસા, બગાળ, પજાબ, હૈદરાબાદ, કોટા તેમજ મુબઇ ઇલાકાના કેટલાક ભાગમા અને દક્ષીણ ભાગમા થાય છે અલસી રાતા રંગની, કાળા રગની, કાબરી તથા સફેત રગની આવે છે, તેનુ તેલ ખાવાના કામમા આવે છે, તથા મોટેભાગે રગમા ઉપયોગ થાય છે ખોળ ઢોરને ખવરાવવામા તથા ખાતરમા વપરાય છે અલસીના છોડના રેસા થાય છે અને તેના તતુનુ જે કાપડ બને છે, તેને **ફ્લાકસ** કહે છે જે માદા માણસના કામમા વપરાય છે આપણા દેશમાથી અલસી યુરોપ ખાતે ચડે છે જ્યા તેનો દરેક રીતે દવા માટે તથા ઉપર કહેલા બીજા ઉપયોગમા આવે છે અલસીનો ભાવ હડરવેટ ઉપર થાય છે

**સરસી** (Rapeseed) સરસીનો પાક પજાબ તરફ વિશેષ પ્રમાણમા છે, તેમા કાનપુરી પીળી, અને લાલ દીલ્હી ઇટાવાનો માલ સારો ગણાય છે તેમજ ગુજરાતમા પણ રગે પીળી સરસી નીપજે છે સરસીની ચડત મુખ્યત્વે કરીને દીલ્હી, ભટીડા, હિસાર, બરગુડી તથા દીલ્હી અબાલા રેલ્વેપરના સ્ટેશનોથી વિશેષ પ્રમાણમા થાય છે અને અત્રેથી યુરોપ જાપાન વિગેરે સ્થળે ચડે છે કરાચીમા ભાવ ૬૫૬ રતલની ખાડીનો થાય છે મુબઇમા હડરવેટનો ભાવ થાય છે

**એરંડા** (Caster-seeds) દુનીઆના ઘણા ભાગમા થાય છે ઇરાન, અરબસ્તાન, ચીન, જાપાન, આફ્રીકાના ઘણા ખસ ભાગમા, ઉત્તર અમેરીકા, ઇટાલી અને ઇસ્ટ ઇંડીઝના ટાપુમા તથા હીદુસ્તાનમા પણ થાય છે હીંદુસ્થાનમા

સુરત, અમદાવાદ, ધારવાડ, સોલાપુર, બેલગામ તથા મુબઇ ઇલાકાના બીજા ગામોમા પણ થાય છે મદ્રાસ ઇલાકામા, હૈદરાબાદ સ્ટેટમા પણ થાય છે તેમા એરંડી ચોમાસુ અને કાયમ રહે એમ બે જાતની થાય છે મુબઇ ઇલાકાની એરડી કાળાશ ગની, મોટી અને તે ઉપર ધોળાડાઘ હોય તેમ થાય છે અને બનત સુધી શેરડીના વાડને ફરતી વાવવાનો રીવાજ છે એરડાની નીકાશ યુરોપના દેશો તથા આસ્ટ્રેલીઆ ખાતે મોટા પ્રમાણમા થાય છે મદ્રાસ તરફ થતા એરડા જાડા હોય છે, અને ગુજરાતમા ઝીણા થાય છે ઝીણો માલ તે સારો મુબઇમા ૨૦ મણની ખાડીને હિસાબે અને કલકત્તામા મણ ઉપર ભાવ થાય છે એરડીઉં દવામા, સચા વિગેરે કામમા, દીવેલ તરીકે, ગાડા ઉઘવામા, રેચમા વીગેરે અનેક ઉપયોગમા આવે છે એરડાનો ખોળ ખાતરમા કીમતી ગણાય છે

**સીગદાણા** ( Monkey nuts ) એટલે માડવી, મગફળી કે ભોય-શીગ, એ હીદુસ્થાન, આફ્રીકા, બ્રાઝીલ વિગેરે જે ગરમ દેશો છે ત્યા થાય છે હીદુસ્થાનની મગફળી કરતા પૂર્વ આફ્રીકાના બદરો મુસબી, બેરા, ડેલાગોઆબે વિગેરે તરફની માડવીનો દાણો ઘણો મોટો થાય છે હીંદુસ્થાનમા મોટો પાક મદ્રાસ ઇલાકામા, ઇરોડ, કડપા વિગેરે ત । મુબઇ ઇલાકામા તેમજ કર્ણાટક અને સતારા જીલ્લામા થાય છે તેનો ઉપયોગ આપણા દેશમા ફરાળમા, તેમજ તેલ કાઢવામા થાય છે તથા અહીથી યુરોપ ખાતે નીકાશ થાય છે, તેના મોટે ભાગે મદ્રાસ તથા મુબઇથીજ ચડ । થાય છે ચઢાવ્યા પહેલા છાલા ફોતરા કાઢી નાખી દાણા કરી ગુણો ભરે છે મોટે ભાગે ફ્રાન્સના બદરે વિશેષ ખપે છે કેમકે તેના તેલમાથી સુગધીદ સાબુ વિગેરે બનાવે છે તેનો ખોળ ખાતરમા તથા ઢોરોને ખવરાવવામા વપરાય છે બીજા ખોળ કરતા આમા **પ્રોટેન** વધારે પ્રમાણમા રહેલુ હોય છે હાલમા માડવીનુ તેલ કાઢવાની મીલો આપણા દેશમા ઘણી થઇ છે જે તેલ ઘણે ભાગે મીઠા તેલની સાથે ભેળસેળ કરી વેચવામા આવે છે મુબઇમા ૨૦ મણની ખાડીને હીસાબે ભાવ થાય છે અને તેલનો ભાવ મણના ઉપર થાય છે

**તલ** ( Sesame ) ઉત્તર હીદમા સયુક્ત પ્રાત સિવાય હીદુસ્થાનના દરેક ભાગમા થાય છે તે ઉપરાત આફ્રીકાના પૂર્વ કાઠેના બદરોમા ઠેઠ ડેલાગો આબેથી તે જગબાર સુધીના દરેક ભાગમા, મીસરમા તેમજ દુનીઆના ઘણા ભાગમા વવાય છે તલ રતા, કાળા, કાબરા અને ભુરા થાય છે સફેત રગના હોય તેને તલ્લા કહે છે તેમાથી બીજા તલ કરતા તેલ વધારે નીકળે છે તલમા ઘણી જાતો છે જેવી કે હાવરી સફેત, જાડા કાબરા, કાળા, શરાદીયા, પુરબીઆ, આશાઢી તલી વિગેરે તલનુ વાવેતર આપણા દેશમા કાઠીઆવાડ,

ખાનદેશ, નાશીક, અહમદનગર, સોલાપુર, કર્ણાટક જીલ્લો તથા ધારવાડમા મોટા પ્રમાણમા થાય છે તેમાથી કાઢવામા આવતુ તેલ તથા ખોળ મોટે ભાગે દેશ માજ ખપી જાય છે, છતા નીકાશ યુરોપાદિ દેશોમા થાય છે મુબઇમા ૨૦ મણની ખાડીનો ભાવ થાય છે કરાચીમા ૬૫૬ રતલની ખાડીનો ભાવ થાય છે

**કપાશીયા** ( Cotton Seeds ) કપાસના બીને કપાશીઆ કહે છે, જે જીનમા રૂ લોઢાયા પછી કાપુસમાથી છુટા પડે છે તેનો મુખ્ય ઉપયોગ ઢોરોને ખાણુ આપવામા આવે છે કપાશીઆ ખવરાવ્યેથી દુધમા ઘીનુ સત્વ વધે છે કપાશીયાનુ તેલ નીકળે છે, અને તે ખાવામા તથા મીઠાઇ તળવાના કામમા આવે છે, તથા તે તેલ સુગધી તેલમા ભેળવી વપરાય છે, તેથી બાલ વધે છે, અને મગજને થડક આપે છે મુબઇમા વરાડી, મુગલાઇ, ઘાટી, ઇટાવા એ નામના દેશાવર ઉપરથી તે તે નામની જાત આવે છે કપાશીઆની મુખ્ય પેદાશ ભરૂચ જીલ્લો, વરાડ, ખાનદેશ તથા કાઠીઆવાડમા થાય છે જ્યાથી મુબઈ બદરે આવક થાય છે, તથા બીજા દેશાવરો ખાતે નીકાશ પણ થાય છે ઉપરની જાતો મુબઇ ઇલાકાની ગણી, તે ઉપરાત દીલ્હી કાનપુરી જાત અમેરીકન કપાશીઆની જાત અને બગાળા તરફના કપાશીઆની જાત બજારમા આવે છે મુબઇમા કપાશીઆનો ભાવ ૨૮ મણની ખાડીનો થાય છે

**ખસખસ** ( Opium seeds ) ખસખસના છોડ હીંદુસ્થાનમા ફક્ત પટણા, બિહાર, માળવા અને કડી પ્રાતમા થાય છે, તેમજ ચીન, સ્પેન, અલ્જીરીઆ ફ્રાન્સ, સીસીલી, ગ્રીસ અને સાઇપ્રસના બેટો । થાય છે ખસખસના ઝીડવામાથી અફીણ નીકળે છે મુબઇ ઇલાકામા અફીણનુ વાવેતર કરવાની સરકારની મનાઇ છે બીજા પ્રાતોમા જ્યા વવાય છે ત્યા સરકારનો પરવાનો લેવો પડે છે અને તેમાથી ઉપજતુ અફીણ પરભારૂ સરકારી ભાવથી સરકારને આપી દેવુ પડે છે અફીણના બીને ખસખસ કહે છે હીદુસ્થાનમા વાવેતર થયા પછીજ તેનુ વાવેતર ચીનમા થયુ હતુ અને હાલ ત્યા મોટા પ્રમાણમા વવાય છે કેમકે ચીના લોકો અફીણના શોખીન છે ખસખસમાથી તેલ કાઢવામા આવે છે તેનો ખોળ જાનવરોને ખવરાવાય છે ખસખસનુ તેલ સ્વાદ રહિત હોવાથી "ઓલીવ" તેલની સાથે ભેલવવામા આવે છે ખસખસનો ભાવ હડરવેટ ઉપર થાય છે

## ૧૩–ઘી ( ghee )

મુબઇમા ઘીની આયાત કાઠીઆવાડ, ગુજરાત, મધ્યપ્રાત વિગેરે દેશોમાથી થાય છે તેમા ઘી પોરબદરી ઊચુ ગણાય છે, જે ઘી ખાસ તળપદ પોરબદરમાનુ હોતુ નથી, પણ બરડાના ડુગરનો જે પ્રદેશ છે, તેના નાના ગામડામાથી માલ ભેગો કરી, મોટા તાવા કરી વેપારીઓ પોતાનો માર્કો કરી વેચે છે તેમા ભાણા લવા અને ભીમા લવાના મારકાનુ ( નિશાનીવાળા ડબાનુ ) ઘી જે આવે છે તે વેપારીઓમા જાણીતુ છે કારણ કે તે ઘી એકજ પ્રથાનુ અને હમેશા તાવો સારો કરીને તથા ડમા નીટ કરી ભરતા હોવાથી વખણાય છે નહીતર જેમ ' ઘીનુ ગળુ અને તેલનુ તળુ '' જે કહેવત છે તે આમને લાગુ પડતી નથી આ સિવાય મેદરડા, રાજકોટ, હાથરસ, સાગર, વેરાવલ, બેલગામ, અમદાવાદ અને સુરત વિગેરે સ્થળોનુ ઘી આવે છે, તે તે ગામના નામ મુજબ માલના નામ અપાય છે અને તે નામથીજ બજારમા માલ વેચાય છે ઘીબજાર બદર ઉપર ખાડ બજારને નાકે આવેલુ છે, જયા હજારો ડમાની લે વેચ થઇ શકે છે

ઘીનો ભાવ મુબઇના મણ ઉપર ( ૨૮ રતલનો ) ઠરાવવામા આવે છે તેમા બારદાન ડબા એકે રતલ ૨॥ અઢી કાપી આપે છે બદર ઉપર ચાર ડમે વધારાના અઢી રતલ અને એકસો ડબે બીજા દસ રતલ વધારે બારદાન મલે છે વટાવ ૨ક ખધ માલમા ટકો ०॥ અરધો દર સેકડે હિસાબમાથી કાપી આપે છે ઘીની જગાત અને ટાઉન ડયુટીમલી દસ ટકા હોવાથી કાઠીઆવાડમા પાકા મણનો જે ભાવ હોય તજ ભાવ અહી કાચા મણનો પડે છે હિસાબ ચોથે કે પાચમે દિવસ લેવાનો ધારો છે ઘી મુખ્યત્વે કરીને હિદુસ્થાનમાજ વિશેષ ભાગે વપરાય છે અમેરીકા યુરોપઆદિમા તો માખણ (બટર) મલાઇ વીગેરે પરભારૂ જે "ડેરી" ( Dairy ) મા તૈયાર થઇ ડાબલા ભરાય છે તેજ વપરાય છે તોપણ યુરોપ, આફ્રીકા, અમેરીકા આદિ દેશોમા જ્યા હીદીભાઇઓનો વસવાટ છે, ત્યા ઘીની નીકાશ થાય છે, તે ઉપરાત એશીઆઈ તુર્કસ્તાન, ઇરાનનો અખાત, આફ્રીકાના દક્ષીણ પૂર્વ ભાગના તમારૂ દેશો નાતાલથી તે જગબાર મોબાસા સુધીના આખા પૂર્વ કીનારાના તમામ બદરો તરફ જાય છે જર્મન બ્રીટનના ૧૯૧૪–૧૯ ના જબરા સગ્રામ વખતે ઘી મેસોપોટેમીઆ અને ફ્રાસ સુધી હીદી લશ્કરીઓ માટે ગયુ હતુ જેથી અત્રે ભાવ બહુજ વધી ગયા હતા એટલે મુબઇ॥ મણના રૂા. ૬૦ થયા હતા

ઘીની ચડત મુખ્યત્વે કરીને મુબઇ, અને પોરબદરથી થાય છે જામનગરથી પણ થોડી ઘણી નીકાશ થાય છે, કારણ કે બરડાનો મુલક જે જામનગર તથા પોરબદરની હદમા છે અને ત્યાના રબારીઓ ઢોર ત્યા ચરાવતા હોવાથી ત્યા થતા ઘીને પોરબદરી ઘી કહેવામા આવે છે જે માલ ઉચો હોવાથી તે બે બદરોએથી નીકાશ થાય છે આ જણાવેલા સ્થળોએ જેવુ ઘી થાય છે તેવુ આખા હીંદના કોઇ પણ સ્થળોએ થતુ નથી

મુબઇમા ઘીના ભાવ વધી ગયા હતા ત્યારે મલાયાથી પણ ઘી આવ્યુ હતુ કેટલાક ઘીમા કોપરાનુ તેલ, કોકમનુ ઘી, બટાટા અને સક્કરીઆ બાફીને તેનો ભેગ કરે છે, તેનજ તુરતના મરેલા ભેસ વિગેરે દુધવાળા પ્રાણીઓના થાન માથી ઘી જેવા પદાર્થની ચરબી નીકળી હોય છે તે પણ ભેળવે છે આ બાબત સને ૧૯૨૦ ની સાલમા કલકત્તા અને મુબઇમા ખાસ મારવાડી ભાઇઓએ પોકાર ઉઠાવ્યો હતો, જે તે વખતના છાપા વાચવાથી જણાશે ઘીનો ઉપયોગ મારવાડી ભાઇઓ વિશેષ પ્રમાણમા કરે છે, કારણ કે તેઓ તેલને બદલે બધી વસ્તુઓમા ઘીનોજ ઉપયોગ કરે છે

જુદા જુદા દેશાવરના ઘી અને તેની હકીકત

ઘી ખાવામા તુરત માખણનુ તાવેલુ હોય તે જેટલુ લહેજતદાર હોય છે તેટલુ બીજુ હોતુ નથી કાઠીઆવાડના કેટલાક ભાગોમાથી બનતુ ઘી માખણ તાવીને પરભાર જે ગાડવા ભરાય છે તે અચ્છી મીઠાસ આપે છે, જો કે દેખાવમા નરમ હોવાથી ઉપરથી જોનારને મોહ લાગતો નથી પરતુ નકલી બાધાના ઘી કરતા તે ઘી ઘણુ સ્વાદીષ્ટ હોય છે અને ભાવમા પણ મણ પછવાડે પાચથી સાત ટકા ઓછા હોય છે સુરતી ઘી પણ આવીજ જાતનુ સારૂ આવે છે

પોરબદરનુ બનાવટી બાધાનુ ઘી જે લીલવણી અને સુદર દેખાય છે તે ઘી દવા નાખી કઠણ માલ બનાવાય છે પણ ઉપલા ઘી જેવુ ખાવામા લહેજત વગરનુ હોય છે, તે ઉનુ કરો ત્યારે તેમા સોડમ પણ ન આવે તેવુ હોય છે, અસલ પોરબદરી ઘી જે તાવડા કરેલુ ભરાઇને આવે છે, તેમા પણ તાજા માખણનુ ભરેલુ ગાડવાના ઘી જેવી લહેજત તો નથી હોતી, પરતુ બીજાના કરતા માલ ઉચો ગણાય છે તે ભરેલા ડબામાથી પરચુરણ વેપારીઓ ફોડતી વખતે મોઢીઆનુ એકથી બે રતલ ઘી ઉપરથી કાઢી લે છે અને તેનો તાવો કરી કઠણ માલ બનાવે છે અગર મીઠાઇવાલાને ઓછા ભાવે આપી દે છે સાગરનુ ઘી પાણી જેવુ આવે છે જેથી તે વિશેષ તલવાના ઉપયોગમા આવે છે, તેમજ મારવાડી ભાઇઓ તે વિશેષ વાપરે છે

આફ્રીકામા ઘી બનાવતા ન આવડતુ હોવાથી, અને દુધને હલાવી હલાવીને પરભારૂ ઘી કાઢતા હોવાથી, તે તદન પાણી જેવુ અને હલકુ ઘી જે અહી આવે છે તે બીજા ઘીમા ભેળ કરીને ઘણા ઓછા ભાવથી પણ વેચાય છે જેનો ઉપયોગ તદન ગરીબ લોકો કરે છે

અહી ખાસ જણાવવાનુ જે હાલમા "ઘી બાર" 'વેજીટેબલ ઘી" વિગેરે બનાવટી ઘીની જાતો નીકળી છે, પણ તે ઘીની ગણત્રીમા નહી આવતા હોવાથી ઘી બજારના તેને દાખલ કરેલ નથી કેમકે જેમ કોકમના તેલને "કોકમનુ ઘી" બોલે પણ તે કાઇ ખવાય નહી તે મુજબ આ બનાવટી ઘીનુ સમજવુ

## ૧૪-તેલ ( Oils )

મીઠુ તેલ એ ખોરાકની ચીજ હોવાથી, અને શરીરની તદુરસ્તી માટે તલનુ તેલ ઉત્તમ હોવાથી તેનો વપરાશ સર્વસ્થળે જોવામા આવે છે મુબઇમા તેલ તો ઘણી જાતના બીયાના વેચાય છે તલીનુ ચોખ્ખુ તેલ હવણા હવણામા મલવા લાગ્યુ છે બે ચાર વરસ અગાઉજ તલના તેલની સાથે માડવી (ભોયશીગ) ના તેલનો ભેગ કરીને વેચવામા આવતુ હતુ તલના તેલને મીઠુ તેલ કહેવામા આવે છે (કણઝીઉ) કરડીનુ તેલ સરસીયા તેલ જેવુ હોય છે સરસીયાની વાસ મીઠા તેલ કરતા વધારે તીવ્ર હોય છે અને સ્વાદમા ફેર હોય છે તલના તેલનો સ્વાદ સરસીયા કરતા ઘણોજ સારો લાગે છે આ બને તેલનો ઉપયોગ ખાવામા તળવામા તથા અથાણા વીગેરેમા થાય છે કણઝીયાનો ઉપયોગ દીવેલમા થાય છે

તેલ તલનુ, કોપરેલ, સરસીઉ, ખસખસનુ, અલશીનુ, તથા એરડીઉ મુબઇના મણ ( ૨૮ રતલનો ) ના હિસાબે વેચાય છે અને હિસાબ વટાવ ટકો ૦। પા કાપીને તુરત નાણા લેછે

કોઇ પણ તેલનો ઉપયોગ સાબુ બનાવવામા થઇ શકે છે તેમજ વાર-નીસ પાલીશ, રોગાન, મીણબત્તી તથા માથામા નાખવાના જે તેલ આવે છે તેમા જુદા જુદા તેલો જેવાકે કોપરેલ, મીઠુ તેલ, વીગેરેનો ઉપયોગ કરાય છે

ઉપરના જે તેલ કહ્યા તે સિવાય વનસ્પતિના તેલો છે જેવાકે ગઇનુ કપુરનુ, બદામનુ, ચારોળી, પીસ્તા અને કાજુનુ, લવીગ, તજ અને મરીનુ આમ ઘણી જાતના તેલ આવે છે કેટલાક તેલ ફળોમાથી કાઢવામા આવે છે દાખલા તરીકે જમાલ ગોટાનુ તેલ જે ચામડીને લાગતાજ ચામડીને બાળી નાખે છે તે તેના ફળનુ તેલ છે વળી નારગી, સત્રા, મુસબી, લીબુ વીગેરેના ફળોની છલમા ઓછુ વત્તુ તેલ રહેલુ હોય છે, જે કુદરતી રીતે સ્વાભાવિક સુગધમય હોય છે કેટલાક તેલો લાકડામાથી નીકળે છે જેવાકે સુખડનુ તેલ, ટરપીનટાઇન વીગેરે તેલો તે જાતના લાકડામાથી નીકળે છે નારીએલના કાચલામા પણ તેલ રહેલુ છે

દરેક પ્રાણીના શરીરમા ચરબી છે તે તેલનો એક પ્રકાર છે માછલીના શરીરમાથી ચરબી કાઢી જે તેલ બનાવે છે તેમા કોડલીવર ઓઇલ, વ્હેલના તેલો જેની મીણબત્તી બને છે તે આ પ્રકારના છે મહુડાના બીઆમાથી તેલ નીકળે છે તેને ડોળીઉ કહે છે, તે દીવેલના ઉપયોગમા આવે છે સુખડ વિગેરેના તેલનો ભાવ રતલ ઉપર થાય છે, કેટલાક તેલ ખનીજ પદાર્થના છે, જેવા કે ઘાસલેટ, રોક ઓઇલ અથવા ખડકનુ તેલ વિગેરે ઘાસલેટ (જુદી જુદી જાતના) અમેરીકાથી તથા રગુન, બાકુ (રૂશીઆ) વિગેરે સ્થળોમા કે જ્યા

તેના કુવા નીકળ્યા છે ત્યાથી અત્રે આયાત થાય છે તે સ્ટીમરમા મોટી ટાકીમા ભરીને દરીઆમા લાગરે છે જ્યાથી પાણીના નળની પેઠે નળીઓ લગાડી બદર ઉપર આવેલી મોટી ટાકીમા ભરે છે ઘાસલેટના તેલના વેપારીઓની મોટી મોટી કુપનીઓ છે, જેવી કે સ્ટાડર્ડ એઇલ કુ. બર્મા ઓઇલ ટ્રેડીગ કુ. વિગેરે જેઓ પોતાની છાપનો માલ દેશના વેપારીઓને વેચે છે જે અસલ ઘાસલેટ આવે છે તે ૧૫૦ ડીગ્રીનુ આવે છે તેના ડબા ભરાઇને તૈયાર પેકબધ અત્રે આવે છે

પીત્રોલ પણ તેલની ગણત્રીમા આવે છે, જે મોટરમા ખાસ કરીને વપરાય છે

કઇ કઈ જાતના તેલો મુખ્યત્વે કરીની કયા કયા દેશાવરોને ચાલુબર હોવાથી ખપે છે તે નીચેના કોઠાથી જણાશે —

| | |
|---|---|
| કોપરેલ | યુનાઇટેડ સ્ટેટસ અમેરીકા, ગ્રેટબ્રીટન જર્મની, બેલ્જીઅમ હોલાન્ડ એન્ડ સ્વીડન |
| એરડીઉ | આસ્ટ્રેલીઆ, ન્યુઝીલાડ, મોરીશ્યસ, સીલોન, મલાયાના ટાપુઓ અને યુનાઇટેડ કીગડમ |
| રાઇનુ અને સરસીઉ | મોરીસ, નાતાલ, ફીજી અને બ્રીટીશગાએના |
| ભોપશીગનુ | સીલોન, મોરીશ્યસ અને ફ્રાસ |
| તલીનુ | મસ્કત, એડન, સીલોન અને દારેસલામ તરફ પૂર્વ આફ્રીકાના બદરો |
| અલસીનુ તેલ | ન્યુઝીલાડ, હોગકોગ, આસ્ટ્રેલીઆ અને ગ્રેટબ્રીટન |
| કપાશીઆનુ | યુનાઈટેડ કીગડમ |

આ બધા તેલ લડાઇ પહેલા જર્મની વિગેરે સ્થળોએ જતા તેલનો ઉપયોગ આગબોટ ઉપર પણ પુષ્કળ થયા કરે છે

હીદુસ્થાનમા જુદીજુદી જાતના બીઆમાથી તેલ કાઢવાની મોટી મીલોની સખ્યા ૨૦૦ જેટલી છે, જેમા મુબઇ ઇલાકામા ૩૦ છે, જે મુબઇ, અમદાવાદ વડાદરા, પુના, ભાવનગર, સોલાપુર, બારસી, કરાચી, અને હુબલી વિગેરે સ્થળોએ આવેલી છે એકલા મુબઇમાજ ૧૪ ને આશરે છે તે સિવાય આસામમા ૫, સયુક્ત પ્રાતમા ૯, વરાડ અને જોડયા પ્રાતમા ૭, મદ્રાસ ઇલાકામા ૭૪, પજાબમા ૭, બ્રમામા ૫, બીહાર અને ઓરીસામા ૫, અને બગાળામા ૫૭ છે આ ઉપરાત તેલીબીઆ પીલવાના નાના મોટા ઘાણા છે તે જૂદા.



## ૧૫-ગોળ ( Treacle )

ગોળની મુખ્ય બનાવટ શેરડીના રસમાથી કાઠીઆવાડ, ગુજરાત, દક્ષીણમા ધારવાડ જીલ્લો, સાગલી, મીરજ વીગેરે સ્થળે થાય છે બગાળામા ખજુરમાથી પણ ગોળ બનાવવામા આવે છે ગુજરાત, કાઠીઆવાડમા ગોળના ઘડા ભરે છે, તેમજ ભીલા પણ પાડે છે પુનામા ૧૨૦ પાકા બગાલી શેરના મોટા ચાકા કે ઢેફા પાડે છે એક પલ્લો ગોળ લઇએ તો ૨૪૬ શેર ગોળ આવે શેરડીના એક એકરમાથી આશરે ૨૮ થી ૩૦ મણ ગોળ ઉતરે છે હીદુસ્થાનમા દર વરસે એસી લાખ મણ ગોળની નીપજ થાય છે મુબઇમા સાકરના કારખાનાવાલાઓ ખાડના મેલમાથી ગોળ બનાવે છે અને તેના ચાકા પુનાના ગોળના ચાકા જેવા પાડે છે શેરડીના રસના ગોળના કરતા આ ગોળ ઘણો હલકો હોય છે, અને ખાવામા ભુકા જેવો લાગે છે

મુબાઇમા ગોળ ૨૧ મણની ખાડી તોલ ગાચે ૪૨ ગણે છે, વટાવ ૦ાા અરધો ટકો કાપી આપે છે અને હિસાબ બીજે દિવસે લેવાય છે

ગોળ સબધી ઉપયોગી હકીકત ખાડની વીગત વાચવાથી જણાશે



## ૧૬-ખાડ ( Suger )

ખાડ મુખ્યત્વે કરીને શેરડીમાથી નીપજે છે, જો કે જર્મની વીગેરે બીજા દેશેમા ખાડ જુદી જુદી ગળાશવાળી ચીજો જેવી કે બીટરૂટ, ગાજર આદિમાથી પણ બનાવવામા આવે છે બગાળામા ખજુરમાથી ખાડ બનાવવામા આવે છે હીદુસ્થાનમા શેરડી ઘણા ખરા ભાગોમા થાય છે રોગ્રી રાતી અને સફેત એવી બે જાતની થાય છે જો કે આખા હીદમા ચાલીસ જાતની શેરડી નીપજે છે જેમાથી ખાડ કરતા ગોળ વિશેષ પ્રમાણમા બનાવવામા આવે છે ખાડનો મોટો પાક મોરીશ્યસ, જાવા, ફીલીપાઇન ટાપુઓ અને આસ્ટ્રેલીઆમા થાય છે, તે ઉપરાત હીંદ-જાપાન દક્ષીણ આફ્રીકા અને યુરોપના બીજા દેશોમા પણ થાય છે, અને નીકાશ કરાય છે જે બધી હકીકત નીચે આપવામા આવી છે

ખાડ દુનીઆના બધા ભાગોમા થાય છે છેલ્લા દશકામા ખાડની ખીલવણી એટલા મોટા પ્રમાણમા થઇ છે કે દરેક સ્થળે ખાડ બનાવવાના કારખાના ઉભા થયા છે, અને શેરડીના પાકનુ વાવેતર થાય છે **મોરીશ્યસ**મા ઉગાડવામા આવતા પાકમા સઉથી અગત્યનો પાક શેરડીનો છે, જે સવાબેલાખ એકર જમીનમાથી પોણા બે લાખ એકર જમીન શેરડી વાવવામાજ ઉપયોગ થાય છે

આ પાક ઉપર ત્યાના લોકોનો એટલો બધો આધાર છે કે દરેક ધધા ઉપર આ પાકની અસર થાય છે શેરડી પીલવાની મોસમ દર વરસે આગસ્ટથી જાનેવારી સુધી ચાલે છે અને ૧૯૧૯ નું વરસ ખાડના ભાવ માટે ઉચામા ઉચુ હોવાથી ત્યાના કારખાનાઓએ મોટો લાભ કર્યો હતો, તે વખતે ખાડની કુલ પેદાશ આશરે અઢીલાખ ટન જેટલી હતી **આસ્ટ્રેલીઆમા** જે ખાડ બનાવવામા આવે છે તેમા નેવુ ટકા જેટલી તો એક કવીન્સલાડ પ્રાતમાજ બનાવાય છે, કારણ કે તે સ્થળે ખાડની મોટી મીલો આવેલી છે ૧૯૧૫ મા ૪૫ મીલો હતી, તેમા આજસુધી વધારો થતો રહ્યો છે દુનીઆમા ખાડના કારખાનાઓ કયેકયે સ્થળે કેવી રીતે ચાલે છે, તે ફેબરૂઆરી ૧૯૨૨ ના એક જર્નલમા જણાવ્યુ છે તે હિસાબે **કયુબામાં** ૧૫૭ કારખાનાઓમા એક અઠવાડીઆમા ૧,૬૩,૧૭૮ ટન ખાડ થઈ હતી એ માલ યુનાઈટેડ સ્ટેટસ, કેનેડા, યુરોપ અને જાપાન મોકલવામા આવ્યો, અને તા ૧૩–૧૨–૨૨ ના રોજે કારખાનાઓમા, વખારોમા અને ત્યાના બદરો ખાતે સ્ટીમરોમા મલી કુલ ખાડ ૧૧,૮૧,૭૦૬ ટન જેટલી હતી આ ઉપરાત **ફીલી પાઇનના** ટાપુમા ખાડ બનાવવાના કારખાના છે તે ગત દિવસ કામ કરે છે, જેમાથી ૨,૮૫,૦૦૦ ટન ખાડ નીપજે છે એમ જણાયુ છે, જે અમેરીકા, ચીન અને જાપાન ખાતે નીકાશ કરાય છે વળી **હાવાઇના** ટાપુમા દર વરસે ૪૫ લાખ ટન ખાડ નીપજે છે તેમજ **જરમની, ફ્રાંસ, બેલજીઅમ–હોલાડ** જ્યા બીટ રૂટ (મૂળીઆ)ની ખાડની પેદાશ થાય છે, અને સાફ કરવાના કારખાનાઓ છે, તેઓએ ૧૯૨૨ ના ફેબરૂઆરીમા અનુક્રમે ૧૨૭૦, ૨૮૯ અ ૩૭૩ ટન ખાડની પેદાશ કરી હતી **હીદમા** અને ૧૯૨૧–૨૨ ની સાલમા શેરડીમાથી સીધી ખાડ બનાવવાના ૧૮ કારખાના હતા જે વધી થોડી મુદતમા ૨૯ સુધીની સખ્યાએ પહોચ્યા હાલમા જે કારખાના છે તેની વીગત નીચે આપી છે ઉપરની ગણત્રી મુજબ ૨૯ કારખાનાઓએ ૭૩,૧૧૩ ટન ખાડ બનાવી હતી બીજા નાના કારખાનાઓ દર વરસે પચાસ હજાર ટન ખાડ કાઢે છે, તે મલી એકદર ૧,૨૩, ૧૧૩ ટન ગણાય જેમાથી કેટલોક જથ્થો મેસોપોટેમીઆ, ઇરાન, સીલોન વીગેરે સ્થળે મોકલાવાય છે આ ઉપરાત હીદુસ્થાન ૭,૪૮,૫૪૪ ટન જેટલી પરદેશી ખાડ વાપરે છે તેની કીમત ૧૫ ક્રોડ રૂપીઆ થાય છે, આથી હીદમા ખાડના ઉદ્યોગ માટે સારૂ ભવિષ્ય છે તેમજ પરદેશી ખાડ ઉપરની જગાતમા વધારો થતા હીદુસ્થાનમા મુડીદારોએ આ ઉદ્યોગ તરફ લક્ષ આપવુ જરૂરનુ છે યુરોપમા બીટરૂટની ખાડ બને છે, તેના કરતા આપણા દેશમા શેરડીમાથી જે ખાડ બનાવવામા આવે છે તે વધુ ફાયદાકારક થાય છે બગાળામા ખજુરમાથી ખાડ અને ગોળ બનાવવામા આવે છે એક ખજુરીના ઝાડમાથી આશરે ૨૪૦ શેર (બગાલ)

રસ નીકળે, તેનો ૨૪ શેર ગોળ બને અને ૩ાા મણ ગોળની ૧ા મણ ખાંડ બને

સને ૧૯૨૦ મા ખાંડના ભાવ ટોચે ચડયા હતા એટલે હંદરવેટ એકના રૂા ૫૦–૫૫ થી વધુ થયા હતા, જેના ૧૯૨૧ મા ૨૫ અને ૩૦ વચ્ચેના ભાવ રહ્યા હતા અને ૧૯૨૨ અને ૨૩મા રૂા ૨૨ની આસપાસના ભાવ મુબઇમા રહ્યા બીજા દેશો જેવાકે, કયુબા, કેનેડા, હાવાઇ ટાપુ, વરજીનીઆ ટાપુ, મોરીશ્યસ, જાવા, વેસ્ટઇંડીસ વીગેરેમા ખાંડ બનાવવાનો જે ખરચો આવે છે તેના પ્રમાણમા શેરડીની કીમત, મીલમા શેરડી લાવવાનો ખરચો, સંચાની મરામત, ગુણો, રેલ્વે નુર, સ્ટીમર નુર, બંદરપર થતો ખરચો, ટેક્ષ, વીમો તથા સરકારી કોર્ટ વીગેરેનો લાગો મલી જે ખરચ થાય તે બધા હિસાબ કરતા આપણા દેશની ખાંડ કેમ ઓછે ભાવે પડે તેની ગણત્રી કરીને, અને ખાંડ બનાવવાની રીતમા પણ ફેરફાર કરાય તો અવશ્ય ફાયદો થઇ શકે વળી ખાંડ બનાવ્યા પછી પાછળ રહેતા વેસ્ટમાથી સુધરેલી પદ્ધતિ મુજબ " આલ્કોહોલ " બનાવવાના ઉદ્યોગની શરૂઆત થઇ છે, તેમજ " રમ " નામનો કેફી દારૂ પણ તેમાથી બને છે અને લડાઇ દરમ્યાન જર્મની અને અમેરીકાએ ખાંડમાથી " ગ્લીસરાઇન " બનાવવાની યુક્તિ શોધી કાઢી છે, જે લડાઇમા જર્મનીને ઉપયોગી થઇ પડી હતી. આ ઉપરાત એક વાત લક્ષ્યમા રાખવાની કે પરદેશી ખાંડ સાફ કરવામા હાડકા તથા લોહીનો ઉપયોગ થાય છે કારણકે દુધ કરતા લોહી અને ચરબી સસ્તા પડે છે તે બાબત " એન સાઇકલોપીડીઆ બ્રીટાનીકા " જેવા સર્વમાન્ય ગ્રથમાથી, તા ૨૮–૧૦–૧૯૦૫ ના "ભારતમિત્ર"માથી, તેમજ તારીખ ૩–૯–૦૮ના સયાજી વીજયમા બ્રીદાવન નામે એક પજાબી કે જે મોરીસમા પોતે જાતે ખાંડના કારખાનામા ખાંડ બનાવતો હતો તેના લખાણ ઉપરથી માલુમ પડી આવે છે તો સ્વદેશી ખાંડથી શારિરીક અને માનસિક પવિત્રતા જળવાતી હોવાથી તથા ગળપણ પણ વિશેષ હોવાથી તે વાપરવી ઉત્તમ છે.

ખાંડનુ સ્ટાંડર્ડ તથા જાત

ખાંડની કીમત તેની આયાત ઉપરથી સરેરાશ ભાવને આધારે, જગાત માટે નક્કી કરવામા આવે છે તે માટે **૨૩–ડચ સ્ટાન્ડર્ડની** ખાંડનુ ધોરણ મનાય છે એવી ખાંડની આયાત ૧૯૨૧ના અકટોબરથી ૧૯૨૨ ના જુનની આખર સુધી આશરે ૯૦ લાખ હંદરવેટ જેટલી થઇ હતી, તેનો ગોદી ડીલેવરીનો સરેરાશ ભાવ રૂા ૧૫ાા નો રહયો હતો મુબઇમા જે ખાંડ આવે છે તે સુવાળી, ચીનમા સુધારેલી, અથવા જાવાની ૨૩ ડચ સ્ટાન્ડર્ડની તથા જાવાની અને જાપાનની ૧૬ થી ૨૨

ડચ સ્ટાન્ડર્ડની તથા તેથી હલકી અને મોરીસ્યસની ૧૬ ડચ સ્ટાન્ડર્ડની તથા ઊંચી સારી પણ આવે છે

ચાહુબર તરીકે બજારમા મોરીસ ક્રીસ્ટલ ( દાણાદાર ), મોરીસ બારીક, જાવાઇ સફેત જાવાઇ ભુરી વિગેરે, બે હદરવેટની ગુણી આવે છે અમેરીકન ખાડ જે એક હદરવેટ અને બે હદરવેટની કોથળીમા આવે છે, તે સફાઇમા સારી જાવાઇ જેવી આવે છે, તેનો ભાવ પણ જાવાઇના જેટલોજ આવે છે **કાશીપુરી** ઊંચો માલ આવે છે તે **જાવાઇ** કરતા બે ટકા ઉંચા ભાવની હોય છે હોલાડની જાવાઇ જે બારીક દાણાદાર સફેત આવે છે, તે જાવાઇના જેવડી અને તેટલાજ ભાવની આવે છે ઉપરની બધી જાતની ખાડના ભાવ હંદરવેટ ઉપર થાય છે, અને ભરતી આઠમણ (મુબઈના) ની હેય છે પણ **કાનપુરી** ખાડ જે દેશી ખાડ ગણાય છે તેનો ભાવ ૬ મણનો થાય છે, તેમજ **બગાલાની દેશી ખાંડનો** ભાવ પણ છ મણનો થાય છે, ખાડ લીસી ( ડરબોટો કહે છે તે ) ચીનથી આવે છે, તેમા ઊંચી અને હલકી એમ બે જાત આવે છે, તેના ભાવ પણ હદરવેટ ઉપર થાય છે

વટાવ દલાલી ટાઉનડયુટી

ખાડમા વટાવ ટકો ૧ એક બારદાનનો ધારો ૬ મણની ગુણીમા બે રતલ, ૮ મણની ગુણીમા ૨॥ રતલ લેખે બાદ જાય છે અને દલાલી ટકો ૦। આપવાનો ધારો છે, તથા હીસાબ ત્રીજે દિવસે લેવાય છે તે ઉપરાત ટાઉનડયુટી નીચે મુજબ મળે છે —(એસોશીએશનના ધારા મુજબ)

A બે હદરવેટની ગુણી ખાડ જાવાઈ વીલાયતી વિગેરેના ફારમ ગુણી ૧૬ અને તેનાથી વધુ હોય તેના ઉપર દર ગુણીએ રૂ ૦-૧૪-૦ લેખે

B બે હદરવેટની ગુણી ખાડ જાવાઈ વીલાયતી વિગેરેના ફારમ ગુણી ૮ ના દર દાગીને રૂ ૦-૧૩-૬ લેખે

C દોઢ હદરવેટની ગુણી ખાડ મોરીશ, ચિનાઇ, કાશીપુરી વિગેરેના ફારમ ગુણી ૧૬ અને તેનાથી વધુ ઉપર દર દાગીને રૂ ૦-૯-૬ લેખે

D દોઢ હદરવેટની ગુણી ખાડ મોરીશ, ચિનાઇ, કાશીપુરી વિગેરેના ફારમ ગુણી ૧૦ ના દર દાગીને રૂ ૦-૯-૦

હીંદુસ્થાનમા અત્યાર સુધીમા ખાડના મોટા કારખાનાઓ આશરે ૫૦ ની

કારખાના

સખ્યામા છે તે ઉપરાત નાના છુટક કારખાના જુદા ગણાય તેની ટુક નોધ લેતા સયુક્ત પ્રાતમા ૧૦ (કાન પુરમા ૩ બાકીના ગોરખપુર, શાલીગપુર, પીલીત, લખનોર અને ઊનાઝમા મલી ૭) પજાબમા ૨ (અમૃતસરમા ૧ અને સુજાનપુરમા ૧) મદ્રાસ ઇલાકામા ૯, મધ્ય પ્રાતમા ૩, બગાળા અને બીહારમા મલી ૨૧ અને મુબઇ ઇલાકામા ૩, ગાયકવાડ શુગર વર્કસ કુા બરોડા, (૨) પુના સુગર વર્કસ એન્ડ રમ ડીસ્ટીલરી પુના અને ઇન્ડસ્ટ્રીઅલ કોરપોરેશન મુબઇ એમ ત્રણ કારખાના છે

ખાડની ખીલવણી માટેનો અવકાશ મુબઇ ઇલાકામા પુષ્કળ છે હીદી ખાડ માટે નીમાયેલી કમીટીએ તે સબધમા રીપોર્ટ કરતા જણાવ્યુ છે કે "શેરડીનો પાક વધારવા દક્ષીણની નહેરો વધારવી જોઇએ, જાડી જાતની શેરડી વાવવા અખતરા કરવા જોઇએ, અને તે માટેના સ્થળો ગુજરાત અને કોકણમા ખોલવા જોઇએ તેમજ સિધમા શેરડીના પાકને પાણી મલે એટલા સારૂ સીધુને બધ બાધવા ની યોજના હાથ ધરવી જોઇએ વળી સહુથી અગત્યનો પ્રશ્ન જગાત સબધી છે, જે ખાડના ઉદ્યોગના રક્ષણ અર્થે વિચારવાની જરૂર છે, તેમજ સમુદ્ર અને રેલ્વેના દર સાથે હીન્દી ઉદ્યોગને સારૂ રક્ષણ પુરૂ પાડવુ જોઇએ, જો દેશી ખાડ પરદેશી ખાડના ભાવે વેચાય તો લોકો દેશી ખાડજ વાપરવી બહેતર ગણે છે "

**હીદમાં ખાંડનો ઉદ્યોગ કેવી રીતે વધારી શકાય ?** આ બાબત વિચારતા જણાય છે કે આગ્રા અને આઉધ પ્રાતમા શેરડીનો પાક આખા હીદમા સર્વેથી વધુ ઉતરે છે ત્યાની પુનડા શેરડીમાથી એક એકરના પાકમાથી ૪ ટન જેટલો ગોળ ઉતરે છે, પણ પાતળી જાતની શેરડીમાથી એટલો ગોળ ઉતરતો નથી બિહારમા પણ શેરડીના ઘણા કારખાનાઓ છે, જે જુની રૂઢીથીજ ગોળ ઉતારે છે જો ખાતર વિગેરેમા તથા શેરડીના પાકમા સુધારો કરાય તો એટલો બધો ગોળ કે ખાડ તેમાથી ઉતરવા સભવ છે કે હીદમા ખાડ આયાત કરવાને બદલે સામી ખાડ હીદથી નીકાશ કરી શકાય એવો "ધી ઇંડીઅન સુગર કમીટીની" તપાસમા અભિપ્રાય પડયો છે, પણ તે ઉપર સરકાર તથા પ્રજા એ બન્નેએ ધ્યાન આપવુ જોઇએ તોજ સંગિન લાભ થાય કેમકે આઉધ, જોડયા પ્રાત, પજાબ અને કોઇમ્બતુરમા આ ઉદ્યોગ પાછળ ધ્યાન બરાબર અપાય, અને શેરડીના પાક માટે નાણાની મદદ કરનારી કપનીઓ નીકળે તો સરકાર પાસે કીફાયત ભાવે જમાન આપવાની, નહેરનુ પાણી પુરૂં પાડવાની, અને બીજી કેટલીક વ્યવહારીક માગણીઓ કરી શકાય.

ગઇ સાલ ૧૯૨૨-૨૩ મા હીદમા ૨૮ કરોડની ખાડની આયાત થઇ હતી હીદમા ફક્ત ગોળનોજ ખપ ૨૦ લાખ ટન જેટલો છે ખાડ અને ગોળનો વપરાશ હીદનો હમેશનો અને જાથુકનો છે બીજા દેશોએ શેરડીના પાક માટે મોટા મોટા સુધારા કર્યા છે, અને તેના પાકમા વધારો કર્યો છે જાવામા અગાઉ એક એકરે ૧॥ દોઢ ટન ખાડ ઉતરતી, તેને બદલે સુધારો થવા પછી હાલમા ૪॥ સાડાચાર ટન જેટલી ઉતરે છે હીદમા ખાડના કારખાનાઓમા ૧૦૦ એકસો ટન શેરડીમાથી માડ માડ ૭૦ સીતેર ટન જેટલી ખાડ ઉતરે છે, ત્યારે જાવામા ૯૫ ટન જેટલી કાઢવામા આવે છે તેજ જાવાએ સને ૧૮૪૫ની સાલમા હીંદમાથીજ ઉચી જાતની શેરડીના બીઆ મગાવ્યા હતા ત્યાના તુકુમાનના જગલો કે જેના હવા પાણી પજાબને મલતા છે, ત્યા એકર દીઠ અઢી ટન ખાડ ઉતારવામા આવે છે આવીજ રીતે ફોરમોસાના ટાપુમા જાપાનીસ સરકારે નાણા, ખાતર વીગેરેની મદદ આપી શેરડીના પાકમા મોટો સુધારો કર્યો છે અને પરદેશી ખાડ ઉપર જગાત નાખી તે ખરચો વાળી લીધો છે



## ૧૭ સાકર ( Suger-candy )

સાકરની બનાવટ ખાંડમાથી કરવામા આવે છે તેના કારખાના મુબઇમા ધોબી ગલીમા પુષ્કળ આવેલા છે, તેમજ ગુજરાત-કાઠીઆવાડમા ભાવનગર-રાજકોટ વિગેરે ઘણા સ્થળે છે તેમા બે ચાર જાતની સાકર બનાવવામા આવે છે ખાંડમાથી જેમ વધારે મેલ કાઢવામા આવે તેમ સાકર ઊંચા પ્રકારની બને અને તેના ભાવ પણ ચડ ઉતરના લેખાય છે જેમ કે **ગંડેરી** અથવા ભાવનગરી જે મોટા ગાગડા એટલે ખડા આવે છે તેના મણના રૂા ૬ાા~ હોય ત્યારે **ફુલકલી** જે નાના ગાગડા ચપટી જેવી અને ચાલુમરની આવે છે તેના રૂા ૭ાા લેખાય, આમા **કણી** કરીને એક જાત આવે છે જે ફુલકલીના નાના ગાગડાને મલતીજ હોય છે તેનો ભાવ ઓછો હોય છે **પતરી** જે ઉચો માલ સફેત અને પાસાવાળી બધી ચકતી હોય તેનો ભાવ ઉપરની સરખામણીમા રૂા ૧૦૧ લેખાય આમા અસલ પતરી અને સાદી પતરી એવી બે જાત આવે છે આ ઉપરાત સાકર **ચીનાઇ** જે અસલ **હોમની** કહેવાય છે (નકલી હોમ કારખાનાવાળા લાલાશ પડતી બનાવે છે તે જુદી) તે સાહડામા બાધેલી અને લાલ હોય છે તે ચીનથી આવે છે તે સુરતી ૪૩ા ના તોલથી વેચાય છે બાકી મુબઇની સાકર મુબઇના ૨૮ રતલી મણના ભાવે વેચાય છે વલતર દલાલી ટકો ૧) એક આપવાનો રીવાજ છે હીસાબ બીજે દિવસે લેવાય છે

સાકરના ઝાડ

આ પ્રમાણે ખાંડમાથી બનતી સાકર માટે તો જાણ્યુ પરતુ કેટલાક ઝાડ એવા છે કે તેના પાદડા ઉપર સવા ઇંચથી બે ઇંચ ઘેરાવાના સાકરના ગાગડા બાઝે છે, જે સાકરમા લાબા વખત સુધી ટકી રહેવાના ગુણો રહેલા હોય છે, જ્યારે આપણા ગોળ વિગેરે સાકરોનુ રૂપાતર જલદી થાય છે, તેમ આનુ થતુ નથી આ સાકરમા ઘણી ઊચી જાતની મીઠાશ રહેલી હોય છે તે મોમા નાખતા જરાકવાર સુધી ચીકણી લાગે છે પણ મોને તુરત સ્વાદિષ્ટ બનાવે છે આવી સાકરના ઝાડ બ્રીટીશ કોલબીઆની સુકી હવામા થાય છે, અને તે દેશના અદરના ગરમ પ્રદેશોમા ઊગેલા નજરે પડે છે તે સિવાય તુર્કસ્તાન અને ઇરાનમા પણ તેવા ઝાડો છે પણ જુજ પ્રમાણમા છે આ જાતના ઝાડને ૧૦૦થી કરીને ૧૮૦ પાદડા હોય છે. પાદડાની નીચે ચાદી જેવી ચળકાટ સફેતી હોય છે તે પાદડા લબગોળ હોય છે ઝાડના નામ—**ટેક્ષી ફ્રોલીઆ, ગ્લાસીઆ** વિગેરે છે જે બરફની પેઠે હમેશા સાકર આપ્યે જાય છે આવા ઝાડ હીંદમા જો રોપવામા આવે તો ઘણું સારૂ

## ૧૮-કરીઆણા અને ગધીઆણા વિગેરે મુખ્ય મુખ્ય ચીજોની ઉપયોગી વ્યાપારી હકીકતઃ—(Useful Details in groceries & Provisions)

**એલચી—( Cardamoms )** એલચીની વાવણી પશ્ચિમ અને દક્ષિણ હીંદુસ્થાનમા શરદીવાળા ભાગમા કરાય છે, એટલે મલબાર, મદુરા, મહીસુર, ત્રાવણકોર, તથા બંગાળા તરફના ભાગમા મુખ્યત્વે કરીને વીસથી પચીસ હજાર એકર જમીન તે માટે વપરાય છે એલચીનો ખપ હીંદમાજ છે, તેમજ મોટે ભાગે દેશાવર ખાતે પણ જાય છે મહીસોર એ નામની એલચી ગોળ અને નરમ હોય છે, મલબારની લાબી અને ખડબચડા દાણાની હોય છે, નેપાલી મોટી એલચી સુવાસિક તેલ માટે મોટે ભાગે વપરાય છે એલચીને સલ્ફરમા ધોઇને તેમના દીટા તોડી જાતવાર જુદી પાડે છે તે સફેતાઇમા સારી દેખાય છે, પણ તેના કરતા લીલા રંગની સુકવેલી એલચી વધારે સુવાસિક હોય છે એલચી જે મુંબઇમા આવે છે તેમા કાગદી, હાવરી, લીલવા, સીલોની વીગેરે જાતોના નામથી ખરીદી વેચાણ થાય છે એલચીનો નિકાશ ઇગ્લંડ, અમેરીકા, ફ્રાન્સ, જર્મની વિગરે સ્થળોએ દવા માટે થાય છે, તેમજ સીલોન, સ્ટેટ સેટલમેંટ, અરબસ્તાન, તુર્કસ્તાન, એડન અને આફ્રીકાના બંદરો તરફ પણ થાય છે, એલચીનું વાવેતર ભીનાશવાલી જગ્યામા સપ્ટેબર અકટોબરમા થાય છે, અને તેના ઝાડની ગાઠોના કટકા કરી અગર બીને ગખની સાથે લેગવીને વાવે છે, તેને પાદડાનુ ખાતર વધારે અનુકૂળ આવે છે, અને પાક અકટોબરમા તૈયાર થાય છે મુંબઇમા સુરતી બેતાલા મણના તોલના હિસાબે ભાવ થાય છે, અને પાચ મણની ગુણો આવે છે

**અંબર—(Ambegris)** એ મગરોનો ઓગાળ છે મગર જ્યારે પાણી-માથી બહાર ફરવા નીકળે અને કાઠા ઉપર પડી રહે ત્યારે તેનો ઓગાળ મોમાથી ફીણ રૂપે બહાર પડી જામી રહે છે અંબરની પેદાશ આફ્રીકા, એડન, કોલંબો વિગેરે સ્થળે થાય છે તેમા જંગબારી માલ ઉંચો ગણાય છે જે માલ વજનમા હલકો, દાણાદાર અને સફેત હોય તે સારો તથા સફેતાઇ ઓછી, અને કાળાશ પડતો અગર ઉકાવાલો માલ હોય તે હલકો અંબરનો ભાવ તોલા ઉપર થાય છે તોલાની કીમત રૂપીઆ ૧૫ થી કરીને ૪૦ સુધીની ચાલુ સાલમા ગણાય છે

**અબરખ ( Mica )** આ ધાતુના થરો મૈસુર, બીહાર, નેલોર, પંજાબ, બંગાળ, ગુજરાત, કાઠીઆવાડ, અહમદનગર મહીકાઠા વિગેરે જીલ્લાઓમા જમીન ઉપર પથરાયેલા નીકળે છે રજપુતાનામાં તો તેની ખાણો આવેલી છે હીંદુસ્થા-નમા અબરખનુ મોટુ બજાર ગીરડી જે હજારીબાગ જીલ્લામા આવેલુ છે ત્યા

મોટા સોદા થાય છે અબરખની મુખ્ય જાતો બે છે કાળી અને લાલ તેમા લાલ તે ઊંચો માલ ગણાય છે ખાણમાથી જે નીકળે તે કાચુ અબરખ (Raw) કહેવાય. તે પછી તેના ઉપર સસ્કાર થઈ સાફ થાય તેને (Dre sing of Mica) કહે અને ત્યાર બાદ કાપકુપ કરી કાતરણીથી ચકતા પાડે તે (Triming of Mica) કહેવાય અને છેવટમા સાઈઝ મુજબ grades પાડવામા આવે છે જેમ ચકતી મોટી તેમ તેનો નબર ઊચો ગણાય અને કીમત પણ સારી મલી શકે

અબરખનો ઉપયોગ વીજળીના કારખાનાઓમા, તેમજ ઇસ્યુલેટીગ મશીનરીમા ખાસ મોટા પ્રમાણમા કરાય છે, ત્રીજોરીઓમા પત્રાની વચ્ચે પણ અબરખ રાખવામા આવે છે, કારણ કે ત્રીજોરીમા તેવી રીતે મુકવાથી અગ્નિસ્હ અદરનો સામાન બળતો નથી આ ઉપરાત ચીમનીઓ બનાવવામા, કાચની બારીઓમા જડવામા, મોટરના પડદા અને બારીઓમા તથા તકતીઓ મઢવામા પણ ઉપયોગ કરાય છે અબરખનો ભાવ તોલ સુરતી ૪૪ નો ગણાય છે અબરખની નીકાશ યુરોપાદિ પરદેશ ખાતે સને ૧૯૨૨ ના એપ્રીલથી નવેબર સુધીમા ૪૦ લાખ રૂપીઆની થઇ હતી, અને ૧૯૨૧ ના તેજ અરસામા ૪૮ લાખનુ ગયુ હતુ

**કસ્તુરી**—( **Musk** ) એ અત્યત સુગધી પદાર્થ છે, તે કસ્તુરી મૃગની દુટીમાથી નીકળે છે કસ્તુરીનો દુંટો કસ્તુરી મૃગની નાભી અને જનનેદ્રીયના ભાગની વચ્ચમા હોય છે તેના દુટાની અદરનો ભાગ ઘણોજ લીસો હોય છે, અને તેમાથી કસ્તુરી ઝરે છે તેનો ઉપલો ભાગ ખડબચડો અને વાળવાળો હોય છે, આ વાળની ગોઠવણમા પણ કેટલોક ફેર છે ઉપલા ભાગમા પુષ્કળ વાળ હોય છે તથા દુટાની અસપાસનો ભાગ થોડા વાળવાળો હોય છે તે દુટો લબાઇમા આશરે બે ઇચ હોય છે, અને દરેક દુટામાથી અરધાથી એક તોલો કસ્તુરી નીકળે છે કસ્તુરીનો રગ કાળો, ગૂઢો અને જરા રતાશપર હોય છે

આ દેશમા કેટલાક પરદેશી લોકો કૃત્રીમ દુટા લાવે છે કૃત્રીમ દુટા ઉપર માથે ખીસકોલીના રગના તેમજ તેના વાળ જેવા સુવાળા વાળ હોય છે ખરા દુટાના વાળ સાવ સફેત, જાડા, અને થોડા જેવા હોય છે ખરા દુટામાથી કસ્તુરી કાઢી લઇ, તેની અદર કાકરા ધૂળ સારી રીતે ભરી તેનો છેદ બધ કરી તે છેદ વાળની ગુચ્છાની અદર સતાડી દેવામા આવે છે, માટે કૃત્રીમ દુટા લેતી વખતે ખાસ સાવચેતી રાખવી, કે વાળની અદર આવો કંઈપણ છેદ છે કે નહી તે જોવુ કસ્તુરી તોલા ઉપર વેચાય છે અને તેનો ભાવ તોલા ઉપર થાય છે પહેલા નબરનો ઊચો માલ તે નેપાલી અને પજાબનો માલ આવે છે તે હલકો. ઊચાનો ભાવ રૂપીઆ ૩૨) તોલાના હોય તો હલકાના રૂા. ૧૫) હોય.

કપુર-બરાસ—( Camphor ) એ જાપાનમા તથા ચીન હોંગકોંગમા થાય છે તેના ઝાડ આંબાના ઝાડ જેવા થાય છે તેના થડને વહેરી પાટીઆ પાડી, તેની સુગંધીદાર પેટીઓ બને છે તે પેટીમા રેશમી કપડા મેલવાથી જીવાત થતી નથી, તે ઝાડના રસમાથી કપુર બને છે તે એક જાતનુ પ્રવાહી તેલ છે, પણ સુકવવાથી અને તેની એકઆની ભારની ટીકડી કે ગોટીથી બબે રૂપીઆ ભારની નાની મોટી ગોટીઓ બનાવાય છે આપણા દેશમા આરતીમા કપુર ખાસ કરીને વપરાય છે કારણકે તેમા સુગંધ સુવાસક છે તે ઉપરાત પાણીમા બળતા બળતા પણ તરવાનો ગુણ ધરાવે છે આ ઉપરાત કપુર, દવાના કામમા સર્વત્ર વપરાય છે, તેમજ જંતુનાશક પદાર્થ હોવાથી ઊન કે રેશમી કપડામા ઉધઈ ન લાગે તે માટે મુકવામા આવે છે કપુર જલદી ન ઉડી જાય તે માટે તીખાની સાથે રાખવામા આવે છે વળી સુવાસિક તેલ બનાવવામા પણ વપરાય છે આપણા દેશમા રતલના ભાવથી વેચાય છે એક રતલના કલઇના ડબા આવે છે તેમા એક આની ભારની, દોઢ આની ભારની, બેઆની ભારની, ત્રણ, ચાર, છ, આઠ, દશ આની ભારની નાની મોટી ગોટીઓ હોય તે મુજબ ડબાના રતલના જુદાજુદા ભાવ હોય છે તેમજ પોણીઆ, રતલી વિગેરે ભાવથી પણ વેચાય છે સને ૧૯૨૨ ની સાલમા એપ્રીલથી નવેબર સુધીમા દસ લાખ રૂપીઆનુ કપુર હીંદમા આયાત થયુ હતુ, અને ૧૯૨૧ મા તેજ અરસામા સતર લાખ રૂપીઆનુ આવ્યુ હતું

બરાસ—કપુર કરતા ઉંચો માલ ગણાય છે, સીંગાપુરી માલ તે ઊંચો, અને જર્મની, જાપાનીઝ તે ઉતરતો ઊંચામા સુવાસ વધારે તેથી ઠંડક વધારે આપે હલકામા કપુર જેવી વાસ આવે ઊંચો હલકો માલ અનેક તરાહનો આવે છે હલકાની કીમત રતલના રૂા ૬) હોય તો સઉથી ઊંચાની કીમત રૂા ૧૪૦) સુધી આવે

બરાસનો ઉપયોગ જૈન મંદિરોમા, અને સુરમાઓમા ખાસ કરાય છે તે ઉપરાત પાક બનાવવામા, તથા સોપારી કેળવવામા પણ થાય છે

કંકુ—(Kunku) હલદરને લીંબુના રસનો ભાગ દીધેલ પાપડખાર સાથે કેળવણી કરીને બનાવે છે તેનો વપરાશ માગલીક કાર્યમા અને દેવ સેવાના ઉપયોગમા થાય છે તે ઉપરાત બૈરાઓ ચાલ્લા માટે બહુ વાપરે છે સારૂ કંકુ જામનગરી વખણાય છે કંકુનો ભાવ મુંબઈના તોલ ૪૨ મુજબ થાય છે કંકુનો ખપ હીંદુસ્તાનમા સારો છે

કાફી—(Coffee) બુંદ દાણાનું નામ કોફી છે તે કાળા તથા સફેત એમ બે જાતના આવે છે સફેત સુરતી તોલ ૪૪ થી અને કાળા હંડરવેટથી વેચાય છે કાફીની પેદાશ આ દેશમા હીમાલય, નીલગીરી ના પ્રદેશમા, મદ્રાસ

ઇલાકામા તથા મઇસુર પ્રાતમા મોટા પ્રમાણમા થાય છે મદ્રાસ ઇલાકામા ૨૨૫ ને આશરે, મઇસુર પ્રાતમા ૧૨૫ ને આશરે અને નીલગીરી ના પ્રદેશમા ૧૦૦ ને આશરે કાફી એલચી અને રબર ની ખેતીના વજીફા છે આ ઉપરાત ચીન, આસામ, સીલોન, અરબસ્તાન, કેનીઆ અને આઇબીરીઆમા પણ થાય છે મોખાની કાફી વખણમા ગણાય છે બુદદાણાને શેકી, તેને દળી કાફીના લાટ (ડબ્બા) તૈયાર કરી પેક મધ અગધા રતલી, પા રતલી બજારમા છુટક તથા જથ્થાબધ વેચાય છે છુટક કાફી તોલથી રતલના ભાવે પણ મળે છે દુનીઆના સર્વે ભાગમા આના જેટલોજ તેનો ઉપયોગ થાય છે તેની નીકાશ એશીઆઇ તુર્કી, મન્કત, ઇગ્લાડ, ફ્રાસ વિગેરે સ્થળોમા થાય છે કાફી સારી જમીનમા એક એકર દી૦ ૨૪૬ રતલ ઉતરે છે કાફીની નીકાશ સને ૧૯૨૨ના એપ્રીલથી નવેબર સુધીમા ૭૭ લાખ રૂપીઆની કીમતમાથી થઈ હતી, જ્યારે આગલા વરસે તેજ અરસામા ૯૦ લાખની કાફી પરદેશ ખાતે મોકલાવવામા આવી હતી.

ઉત્પત્તિ સ્થાન

**કેસર** (Saffron) કેસરની મુખ્ય પેદાશ સ્પેનમા થઈ છે તે ઉપરાત કાશ્મીર બુખારા, ઇરાન, અને સીઆમ વિગેરે દેશોમા પણ થાય છે તે સોમા કાશ્મીરી કેસર શ્રેષ્ઠ પકાય છે હમણા હમણા તો ઉત્તર હીદુસ્થાનમા પણ તેના છોડ માલુમ પડવા લાગ્યા છે સાભળવા પ્રમાણે મુરાદાબાદમા બાબુ કુજ બીહારી લાલજી પોતાના બગીચામા થોડાક વરસો થયા કેસરની ખેતી કરાવે છે અને તેમા તેઓ ફળીભુત પણ થયા છે

કેસરના ઝાડ

કેસરનુ ઝાડ વધારેમા વધારે એક ફુટ ઊચુ થાય છે પાતરા લાબા થાય છે અને ફુલનો રગ બેરગી હોય છે તેમા જે તતુઓ અર્થાત્ રેશા લાલ પીળા રગના હોય છે તેનેજ કેસર કહેવામા આવે છે એ રેશામા ઘણાજ બારીક રેશા હોય તે સારા હોતા નથી એક ઝાડ ઉપર ૩ થી ૪ ફુલ આવે છે એક ફુલમા દોઢથી બે રતી કેસર પાકે છે ઝાડ ઉગ્યા પછી ફુલ ત્રણથી ચાર અઠવાડીઆ માજ આવે છે ફુલ આવવાથી ઝાડનો દેખાવ રળીયામણો અને સોહામણો લાગે છે, અને સુગધી પણ ઘણે દૂર સુધી હવામા ફેલાય છે

કેસરનુ બી અને વાવેતર

કેસરનુ વાવેતર સપ્ટેબરમા કરાય છે અને જુનમા તેના બી કાઢવામા આવે છે જો બીને ન ખોદી કાઢે તો પછી નવુ વાવેતર કરવાની જરૂર રહેતી નથી એના એજ બીમાથી કેસર દસ વર્ષ સુધી ઉતર્યા કરે છે એનુ બી કાદાના બીને મળતુ હોય છે અને જમીનમા નાખ્યા પછી તે વધે છે, ફુલે છે અને ઝાડ રૂપે થાય છે કેસરની ખેતી માટે જમીન ઊચી, ઢાળ પડતી,

પીલી મટોડીવાળી અને રેતાળ હોવી જોઇએ એને બહુ પાણીની જરૂર પડતી નથી તેમજ પાણી પણ એવી રીતે પાવુ જોઇએ કે ભૂળીઆમા બહુ વાર પાણી પચી ન રહે એના ઝાડને કોઇપણ પ્રકારના ખાતરની જરૂર પડતી નથી પણ છોડને વરસાદ અને ઝાકળથી બચાવવાની ખાસ કાળજી લેવી પડે છે

કેસરમા જેમ સુગધ વધારે અને રગે સારૂં તેમ તે ઊચુ ગણાય છે

કેસરની પરીક્ષા

કાશ્મીરી કેસર રગમા ઉત્તમ અને ગધમા સુવાસિક આવે છે ઓછા ગધનુ, ઓછા રગનુ કે પીળા રગનુ અને બારીક રેસાવાળુ કેસર હોય તે હલકુ ગણાય છે ઇરાન, બુખારા વિગેરે સ્થળેથી આવતુ કેસર તેવુ હોય છે, તથા તેમા ભેળ સેળ પણ હોય છે ચોખ્ખા કેસરને 'મીકશન" કરવા માટે સુરોખારનો પાસ ચડાવે છે તેમજ રગદાર અને ઉજાસ બતાવવા માટે સ્પીરીટનો હાથ લગાડવામા આવે છે આથી કરીને અસલી કેસર કરતા નકલી કેસર દેખાવમા ઘણી ભરતો વધી જાય છે કારણકે નકલી કેસર બનાવવામા માસ અને લોહીનો ઉપયોગ પણ કરાતો જાણમા આવવાથી હાલમા દેરાસરો અને મદિરોમા તેનો વપરાશ ઓછો થઇ ગયો છે આવા નકલી કેસરને અગ્નિ ઉપર નાખવાથી દુર્ગધ આવે છે અને પાણી લઇ હથેલીમા ધીરે ધીરે ઓગાળવાથી માસના તતુ માલુમ પડે છે **અસલી** કેસરને પાણીમા પીછાળવાથી રગ અને ગધ બન્ને કાયમ રહે છે અને ધોવાથી તેના રેસા બાકી રહેતા નથી અને બધુ જ પીગળી જાય છે

ઉપયોગ

આપણા દેશમા કેસરનો વપરાશ ઘણા જુના વખતથીજ છે તેનો ઉપયોગ દવાના અને ખાવાના વપરાશ ઉપરાત દેવ સેવામા ખાસ કરીને થાય છે વળી બાળકોને કફ-ખાસી-શરદી અને સળેખમમા તથા મોટાઓને શૂળ નીકળતુ હોય તે વખતે દૂધમા નાખીને પવાય છે બાળાગોળીમા પણ તે વપરાય છે ઈરાનમા તો ગર્ભવતી સ્ત્રીઓ કેસરની ગોળી કરીને ચોલમા સ્તન ઉપર બાધી રાખે છે કે જેથી સુખપૂર્વક પ્રસવ થઇ શકે

કેસરમા વટાવ ટકા એનો ધારો છે સને ૧૯૨૨મા છેલ્લા આઠ માસ દરમ્યાન હીંદમા ચાર લાખ રૂપીઆનુ કેસર આયાત થયુ હતુ બજારમા સુરજ છાપ, ચાદછાપ કેસર વખણાય છે પરતુ કાશ્મીરી કેસર સાૈથી શ્રેષ્ઠ અને ચાખ્ખુ હોય છે ભુરા રગનુ ગુચ્છવાળુ કેસર આવે છે તે કાશ્મીરી કેસરથી ઉતરતુ પણ વપરવામા સારૂ આવે છે કાશ્મીરી કેશર જે પવિત્ર અને ખાત્રીવાળો અને ઊચો માલ આવે છે તેને મોટા જથ્થામા આયાત કરનાર **સુરતમા** શા૦ મુળચદ કીસનદાસ કાપડીઆ જે "દિગબર જૈન પુસ્તકાલય" ના માલિક છે તેઓ ઘણા સ્થળોએ માલ પુરો પાડે છે

**કોકમ—(Mangosteen)** કોકમની મુખ્ય પેદાશ કોકણના પ્રદેશમા વિશેષ થાય છે ગોવાના કોકમ પુષ્કળ આવે છે નખી કોકમ ઉચા ગણાય છે કોકમના ઝાડ થાય છે કોકમ નામના ફળની છાલને સુકવ્યાથી કોકમ બને છે અને ફળમાથી મીણ જેવુ ધોળુ જાડુ તેલ નીકળે છે તે કોકમનુ ઘી છે. કોકમ મુબઈમા ૨૮ મણની ખાડીના હિસાબે ભાવ થાય છે કોકમનુ ઘી ત્વચા ગરમી ઉપર અસરકારક ઇલાજ છે તે સુરતી તોલા ૪૪ ના ભાવે વેચાય છે કોકમનો ઉપયોગ ખટાઇ તરીકે થાય છે

**કોપરાં ( Kernels of Cocoanut )** નાળીએરમાથી જે ગોટા નીકળે છે, તે સુકવીને તેના કોપરા બનાવવામા આવે છે બજારમા કોપરાની આઠ બલ, છબલ, ચોબલ માગરોલી ગોટા, મુડા પગડી એ મુખ્ય જાતો છે તેનો તોલ મુબઇના મણ ૨૨ા ની ખાડીના ભાવે થાય છે પચાસ લાખ રૂપીઆના કોપરા હીદમાથી સીલોન અને મલબાર કોનારેથી પરદેશ ખાતે ૧૯૨૨ ના છેલ્લા આઠ માસ દરમ્યાન મોકલવામા આવ્યા હતા અને કોપરેલ સતર લાખનુ નીકાશ થયુ હતુ

કોપરાનો મોટો પાક મલબાર-કાલીકટમા થાય છે તેમા ઘણી જાતો આવે છે કાલીકટ બદરે નીચે મુજબ જાતો વેચાણ થાય છે

કોપરા આફીસ નોટમ ( પીલવાના કામમા આવે તે ) મદ્રાસ નોટમ ( ખાવામા વપરાય તે ) મદ્રાસ દીલખુશ (નાની વાટકીઓ ખાવાના ઉપયોગમા આવે છે તે ) વિગેરે તેનો ભાવ ખાડી ઉપર થાય છે ત્યાની ખાંડી ૭૦૦ રતલની એટલે ૬। હડરવેટની અથવા મુબઇના ૨૫ મણની થાય છે કોપરેલનો ભાવ ત્યા ખાડી ઉપર થાય છે તેમા બે જાત આવે છે ઓફીસ પાસ (સફેત) અને ચાલુ કોપરા મુબઇમા ૨૨ા મણની ખાડીના ભાવે વેચાય છે ચટાઈ હોય તો બારદાન એક રતલ બાદ આપે છે વટાવ દોઢ ટકો, દલાલી અરધો ટકો, અને હિસાબ અઠવાડીએ લેવાનો રિવાજ છે ફીલીપાઇન કે સીલોનના કોપરા કરતા મલબારી કોપરા ઊંચો માલ ગણાય છે કારણ કે તડકેજ સુકવેલા હોવાથી તેમા તેલનો ભાગ વિશેષ રહેલો હોય છે

**ખજુર-ખારેક-(Wet & Dry dates)** આપણા દેશમા ખજુરીના ઝાડ થાય છે પણ મોટી પેદાશ અરબસ્તાન-ઇરાન અને આફ્રીકામા વિશેષ પ્રમાણમા અને સારા જથ્થામા જોવામા આવે છે ત્યા તેને ફળ ઘણા સારા આવે છે પાકેલ ફળનો ખજુર બનાવે છે, અને તેના વાડીઆ ભરે છે, તથા અધપાકા ફળ ઉતારી સુકવ્યાથી તેની ખારેક થાય છે ખજુરની જાતોમા રાતો અને કાળો એમ બે જાતનો આવે છે બજારમા જાયદી, શામરગ, બચડી, ફળદ

એમ ચઢતા ઉતરતા માલની જુદી જુદી બનાવટ મુજબ જાતો બોલાય છે વાડી આનો ભાવ મુબઈના ૩૦ મણની ખાડીના હિસાબે થાય છે અને બીજી જાતનો કાળો જે પેટીમા આવે છે તેનો સુરતી તોલ ૪૪ ના હિસાબે થાય છે આ સિવાય નાની પેટીઓમા તથા ટીનના લાટમા પણ તેની આવક થાય છે જેના ભાવ પેટીઓનો તેમજ હંડરવેટ ઉપર થાય છે ખજુર-ખારેક ઉપર જગાત ટકા ૧૫) લેવાય છે

ખારેક સુકી, છુવારી (સોગી), કટમાણી, ચાપચાપ, જરક, મીનાવી, સાકરીઆ વીગેરે જાતો આવે છે તેના ગુણીઓનો તોલ મુબઈની ૨૮ મણની ખાડીના હિસાબે કરી ભાવ થાય છે મસ્કત, એડનથી ખજુર ખારેક ઘણખરો વેરાવલ બંદરે થઇ કાઠીઆવાડમા જાય છે, જેથી ત્યાનુ પોસાણ મુબઇ ખાતે ઓછુ રહે છે બાકી મુબઇથી બીજા દેશાવર ખાતે રકમબધ માલ ચઢે છે ખજુરની આયાત હીંદમા ૧૯૨૨ ના ૬૦ લાખ રૂપીઆની થઈ હતી

**ખસખસ** ( Poppy seeds ) ની હકીકત તેલીયા (Wheats & Seeds) મા જોઈ લેવી

**ગુદર** ( Gum ) ઝાડની છાલમા કાપ પડવાથી તેમાથી જે રસ ઝરે છે તેજ ગુદર બાવળ તથા ખેરના ઝાડમાથી ગુદર પુષ્કળ નીકળે છે એ શિવાય ગોરડીઓ વિગેરે ઘણા ઝાડમાથી ગુદર બને છે તેનો ઉપયોગ વારનીસ બનાવવામા, દવામા, ખાવામા, કાગળો ચોટાડવામા પુષ્કળ થાય છે તેની આવક મધ્યહિંદુસ્તાન, તથા અરબસ્તાન તરફથી થાય છે બજારમા મકલાઇ, બાવળીઓ, ખેરીઓ, ઘાટી એ જાતથી વેચાય છે તેનો ભાવ હંડરવેટ ઉપર થાય છે ગુદમા બારદાન ગુણી ૧ ના બે રતલ, અને ડબલ હોય તો ચાર કાપી આપે, નમુના બદલ દર ગુણીએ બે આના તથા વટાવ ટકો ૦ા અરધો અને દલાલી ટકો અરધો વેચનાર કાપી આપે છે સને ૧૯૨૨ મા ગુદર વીગેરે બાર લાખનો આયાત થયો અને છ લાખ રૂપીઆનો પરદેશ ખાતે નીકાશ થયો હતો ગુદરના ઝાડની મોટી સખ્યા ટ્રાન્સવાલમા છે જ્યા ઝાડો ૩૦ ફીટ ઊચા અને તેના થડ ત્રણથી ચાર ઇચ ઘેરાવાના છે આવા દસ હજાર ઝાડોનો તીડોએ નાશ કર્યો છે એમ મે ૧૯૨૩ ના સ્ટાર પત્રમા જણાવલ છે જે ઉપરથી ત્યા ઝાડોની સખ્યા કટલી વિપુલ છે તે જણાઈ આવે છે

**ચા** ( Teas ) ચાથી હાલ કોઈ માણસ અજાણ્યુ નથી ચાના ઉપયોગની શરૂઆત ઇસ્વી સન ૧૬૫૭ મા ઇગ્લાડમા થઈ ત્યારે દસ પાઉડની દોઢ પાઉડ મળતી હતી અને અર્લીગટનના અર્લ હાલના બકીંગહામ પેલેસમા પીતા હતા અને અમીર ઉમરાવ તેના ઉપયોગ કરતા ચાની મૂળ પેદાશ ચીનમાથી થઈ ચાની મુખ્ય ઉપજ હીંદમા આસામ, કાચાર, સીલહેટ તાલુકો

નીલગીરીના જંગલો ઉપરાંત, બંગાળા, બીહાર, ઓરિસા, મદ્રાસ અને સીલોનમા પણ મોટા જથ્થામા થાય છે આ ઉપરાંત ચીન, જાવા, તથા બરમાના મુલકમા પણ વાવેતર થાય છે મુબઈના બજારમા જે ચા આવે છે, તે કલકત્તાની તથા સીલોનની એમ બે જાત મુખ્ય ગણાય છે, તેમા આખી, તથા ભુકીની ઘણી જાત આવે છે, અને દરેક જાતના માર્કાના ટીન-ડબા જેવા કે લાલ પીળા લીપ્ટન, બુકબોન્ડ, લીટલ, એબ, ઓરેન્જ પેકો, ઓરેન્જ કાર્ડ વિગેરે આવે છે, તેના રતલના, પાચ રતલના એમ પેક બધ લેબલ લગાડેલ ટીન બજારમા વેચાય છે પણ આ છુટી આવે છે તેનો ભાવ રતલ ઉપર થાય છે અને ૫૦ રતલથી ૬૦-૭૦-૮૦-૯૦ અને ૧૦૦ રતલની પેટી (ખોખા) પેકબધ કરી આપે છે હીસાબનો રોકડાનો ધારો ૧૫ દિવસ અને વટાવ ટકો ૧। અને ૫૬ર દિવસ બાદ ટકો ૦।। આપે છે તથા દલાલી ટકો ૦।। અરધાનો ધારો છે આ પેક બધ લાટ-ડબા-ની ખરીદી કરતા છુટી મોઘી પડે છે આ ઉપર જગાત ૫ દર ટકે છે

ચીનમા તથા હીદમા કાળી (Back) અને લીલી (Green) એમ બને જાતની ચા થાય છે અત્યારે દુનીયાનો હરેક દેશ ચાનો ઉપયોગ કરે છે પણ રૂશીઆમા તેનો ઉપયોગ ઘણોજ થાય છે, વળી ગ્રેટબ્રીટન, જર્મની, આસ્ટ્રીઆ અને રૂશીઆ વિગેરે દેશો ચીનની ચા કરતા હીદની ચા વધારે પસદ કરે છે કારણ કે હીદુસ્તાનની ચાનો રંગ વધારે સારો થવા ઉપરાંત ચા કડક થાય છે લીલી ચા મુખ્યત્વે કરી ગ્રેટબ્રીટન, રૂશીઆ, યુનાઈટેડ સ્ટેટસ, અને અફઘાનીસ્તાન વાપરે છે થોડો ઘણો ઉપયોગ આપણા દેશમા પણ થાય છે, લીલી ચામા દુધ નાખવામા આવતુ નથી અને ફક્ત ગરમ પાણીમા નાખી રંગ આવે ત્યારે સાકર નાખી પીવાય છે

ચાની પેદાશ **સીલોનમા** સને ૧૯૦૮ની સાલમા અઢાર ક્રોડ રતલને આશરે થઇ હતી હીદુસ્તાનમા જે જે પ્રદેશોમા પુષ્કળ વરસાદ પડે છે, તે તે દેશોમા ચાનુ વાવેતર કરવામા આવે છે ચાના વાવેતર માટે રોકવામા આવેલી જમીનના ૮૪ ટકા જમીન આસામ-દાર્જીલીગ અને ઉત્તર બગાળામા આવેલ છે તથા દક્ષીણ હીદુસ્થાનના મલબાર કીનારા ઉપરની ઉચાણની જમીનમા હીદુસ્થાનમા ચાના વાવેતર માટે ૧૨ ટકા જમીન રોકાએલ છે ચાની વાડી વજીરાઓની કુલ સખ્યા ૪૨૦૦ ને આશરે છે બરમાની પેદાશ બાજુએ રાખતા તે વાડીઓની કુલ પેદાશ સને ૧૯૧૯મા આશરે ૩૮ કરોડ રતલ કાળી અને લીલી ચા મલીને થઇ હતી જે વખતે વધારેમા વધારે દર એકર દીઠ ૭૬૨ રતલ (લખમીપુર આસામમા) હતી, અને ઓછામા ઓછી પેદાશ (ગઢવાલ સયુક્ત પ્રાતમા) દર એકર દીઠ ૧૮ રતલની હતી જે સરેરાશ ૫૮૮ રતલની ગણી શકાય.

મજકુર ચાના ઘ ાક યુનાઈટેડ સ્ટેટસ યુનાઈટેડ કીંગડમ, સીલોન, ઈજીપ્ત, કાનેડા, ફ્રાન્સ, કેપકોલોની, ઇરાન, એશીઆઇ તુર્કી, ચીની રૂશીઆ, આર્જેન્ટાઈન, અને ન્યુઝીલાન્ડ એ મુખ્ય છે સને ૧૯૨૨ના એપ્રીલથી નવેમ્બર માસ સુધીમા ચૌદ કરોડ અને અગીઆર લાખ રૂપીઆની ચા હીંદે નીકાશ કરી હતી જ્યારે આગલા વર્ષે તેજ મુદત દરમ્યાન અગીઆર કરોડ રૂપીઆની ચાની નીકાશ થઈ હતી

**જાયફળ-જાવંત્રી** (Nutmeg & mace) એ સુમાત્રા, જાવા અને મલાકાના પ્રદેશમા નીપજે છે જાયફળ ટોપાવાળા અને વગર ટોપાના એમ બે જાત આવે છે ટોપાવાળા કરતા વગર ટોપાના એટલે ફોડેલાનો ભાવ બમણો હોય છે તેનો ભાવ રતલ ઉપર થાય છે તે દવામા તથા ખાવામા મસાલા તરીકે વપરાય છે

**જીરૂ** (Cumin Seed) ગુજરાતના કેટલાક પ્રાતમા જીરૂ વવાય છે પરતુ મોટો ભાગ ઉત્તર હિંદુસ્થાન એટલે રતલામ-માળવા તથા મેવાડ જબલપુર તેમજ પજાબ તરફ થાય છે બજારમા જે જીરૂ આવે છે તેના માલ તેવા ભાવ હોય છે જીરૂ મસ્કતી, જબલપુરી, રતલામી, ગુજરાતી, મેવાડી વિગેરે જુદી જુદી જાતનુ આવે છે, તેમા રતલામી એ સારામા સારૂ ગણાય છે જીરાનો તોલ સુરતી ૮ અને ૪૨ ઉપર ભાવ થાય છે જીરૂ આપણા દેશમા વિશેષ વપરાય છે પરદેશ ખાતે થોડા પ્રમાણમા જાય છે જે મુખ્ય ભાગે સીલોન, મલાયાના ટાપુ, અરબી સમુદ્રના કીનારેના અને આફ્રીકાના કીનારેના બદરોમાજ જાય છે

**તજ** ( Cinnamon ) તજ એ ઝાડની છાલ છે મસાલાના તથા દવાના ઉપયોગમા તેનો વપરાશ થાય છે તેની નીપજ સીલોનમા થાય છે તજની છાલ કાટયા પછી તેના બડલો બાધે છે અને સુકાયા પછી બજારમા મોકલે છે જાડી છાલ હલકી ગણાય છે અને પાતલી છાલમા તીખાશ તથા સત્વ વધારે હોવાથી તેની કીમત વધારે આવે છે તજનુ તેલ કાઢે છે, તે ઝાડમાથી પણ કાઢે છે, છાલમાથી પણ કઢાય છે અને મૂળમાથી પણ કાઢેલુ હોય, તેથી તે ત્રણ પ્રકારનું તેલ ઊચુ હલકુ જણાય છે તજની નીકાશ મદ્રાસમા તેલીચેરીથી મોટે ભાગે થાય છે તેમજ બગાળામાથી પણ કરાય છે તે નીકાશ મોટે ભાગે ગ્રેટબ્રીટન, દક્ષીણ આફ્રીકા કે જ્યા હીંદી ભાઇઓનો વસવાટ છે ત્યા, મોરીશ્યસ અને અમેરીકાના અમુક પ્રાતમા કરાય છે મુબઈમા તેનો ભાવ રતલ ઉપર થાય છે, અને તેની મોટી ઝુડી કે નાની ઝુડીના અમુક દોકડા રતલનો ભાવ કરી પેટીમા પેક કરી આપે છે.

**તંબાકુ** ( Tobacco ) તબાકુ અસલ વારે હીંદમા હતી નહી સને ૧૬૦૫ મા પોરતુગીઝો લાવ્યા ત્યારે રોપવામા આવી અને હવા અનુકુળ આવવાથી હીંદના જુદા જુદા ભાગોમા રોપાણી અને તેની જાતો પણ જુદી જુદી થવા લાગી (૧) બંગાળામા રંગપુર જીલ્લામા મોટો પાક તમાકુનો થાય છે તે જાત જુદી (૨) મદ્રાસ, કોકનાડા, કાલીકટ,, ત્રીચીનોપલ્લી ડીડીગલમા થતી જાતો જુદી (૩) રંગુન બર્મામા જે જાત થાય છે તે જુદી આ શિવાય અવાતર જાતોની ગણત્રી લખતા નથી (૪) મુબઈ ઇલાકામા ગુજરાત પ્રાતમા તમાકુની જે જાત થાય છે તેની હકીકત નીચે જણાવેલી છે

તમાકુનો પાક ફેબરૂઆરી માર્ચ અને એપ્રીલમા મોટે ભાગે ઉતરે છે તેમજ ડીસેબરથી જુન સુધીમા કેટલાક ભાગમા નીદે છે તમાકુના પાદડા એકઠા કરી ચત્તા રાખી ૨૦ થી ૨૫ની થડી બાંધી પછી તેને થોડા દિવસ ખુલ્લા રહેવા દઇ ગાસડી બાધી દેશાવર ખાતે ચડાવે છે હીંદનો વગર કમાવેલ તમાકુ હોગકોગ, ફ્રાસ, લાબુઆન અને મલાયાના ટાપુ તથા યુરોપના બીજા દેશો ખાતે જાય છે બર્માનો તબાકુ ફ્રાસ ચીન અને હોલાડ ખાતે મોટા પ્રમાણમા જાય છે તબાકુની ચડત મુબઇ, કલકત્તા, રગુન, અને મદ્રાસ ઇલાકાના નેગાપટમથી મુખ્ય છે સને ૧૯૨૧-૨૨ મા તમાકુની નીકાશ ત્રેવીસ લાખ રતલની થઇ હતી

હીંદમા તમાકુની સીગાર વીગેરે બનાવવાના કારખાનાઓમા મોગીર, ડીડીગલ અને પોદેચરી એ મુખ્ય છે જે સીગાર એડન, જીબ્રાલટર, સીઆમ, યુરોપી તરકી, મલાયાના ટાપુ, આફ્રીકાના બદરો ઉપરાત યુરોપના બીજા ભાગમા જાય છે

ગુજરાતમા જે તમાકુ થાય છે તેનો ઉઠાવ ગુજરાત—કાઠીઆવાડ મુબઇ ઇલાકો અને સુરત પ્રાત ઉપરાત બગદાદ સુધી જાય છે તેની જાતેમા નીચે મુજબ મુખ્ય છે

| | | |
|---|---|---|
| ૧ લાલ ભુકો ( બીડીબંધ ઊચો ) | ભાવ સુરતી મણના ચાલુ | રૂા ૮ થી ૧૧ |
| ૨ લીલો ભેડીઓ | ભાવ સુરતી મણના | રૂા ૯ થી ૧૪ |
| ૩ લાલ જરદો ( ગાસડીનો ) | ,, | ,, |
| ૪ લાલ ગાળીરૂ ( ચલમમા વપરાય ) | | ભાવ રૂા ૩ા-૫ |
| ૫ ખાખરી ( મીઠો માલ ) | | ભાવ રૂા ૧ા-૨ |

આ મુખ્ય જાતે છે તેના ગાસડીનો માલ ખાધામા તથા બીડીમા વપરાય છે ગાસડી ૨૦ મણની, ૧૦ મણની અને ૫ મણની ભરાય તોલ ૪૨ાા તોલ ( ગુજરાતમા ચાલે છે ) અને વલતર ચાર ટકા અપાય છે

સુઘણી માટે જે તમાકુ આવે છે તે કાળો આવે છે તેની કાળી ભુકી આવે છે તેનો તોલ વીગેરે ધારા ઉપર મુજબ ઉપરનો ન ૪ અને ૫ નો માલ પણ બીકણીમા વપરાય છે અને તેને દળીને તૈયાર કરવામા આવે છે

**ધાણા** (Coriander Seeds) ધાણા મુબઈના ૧૧ મણની ખાડીનો ભાવ થાય છે ધાણાની ભાજીને કોથમરી કહે છે તેનુ વાવેતર સર્વત્ર થાય છે, પણ ધાણા તરીકે ઉત્તર હીદુસ્થાનમા વિશેષ વવાય છે મુબઈના જે ધાણા આવે છે તેમા જબુસરી કાનપુરી, ઇદોરી મુખ્ય ગણાય છે નાશિક જીલ્લામા તથા દક્ષીણ હીદમા પણ ઘણે સ્થળે ધાણાનુ વાવેતર થાય છે ધાણાની નીકાશ જ્યા હીદીભાઇઓનો વસવાટ છે ત્યા આફ્રીકા, વિગેરેના બદરો મલાયા ટાપુ મોરીશ્યસ સીલોન તથા બીજા દેશાવરો ખાતે ઉપયોગ પુરતી થાય છે બાકી મોટે ભાગે હીદમાજ અથાણા વિગેરેની રોજની ચાલતી ચીજ હોવાથી ખપે છે મદ્રાસમા ૫૦૦ રતલની ખાડીનો ભાવ થાય છે

**નાળીએર** (Cocoa nuts) નાળીએર ને શ્રીફળ કહે છે તેની પેદાશ હીદમા મલબાર, કોકણ, અને કોરોમાડલના કિનારા તરફ તથા ગોવા ટાપુમા થાય છે આ સિવાય સીલોન, આફ્રીકા અને દક્ષિણ અમેરીકામા ઊગે છે સિલોનમા ઝાડની મોટી રકમ છે દક્ષિણ હીદમા તો તેના કોપરા કાઢી તેનુ તેલ કાઢે છે, જે વીલાયત તેમજ બ્રહ્મદેશમા જાય છે, તથા આપણા દેશમા મીલ મશીનો વિગેરેના કામમા પુષ્કળ વપરાય છે મલબારમા નાળીએર ઝાડ ઉપરથી દર ૪૦ થી ૪૫ દિવસે ઉતારે છે તેને લીલા નવા, લીલા જુના, તેલીઆ, અને ગડગડીઆ એમ જાતવાર જુદા પાડે છે જે નાળીએર ને બી તરીકે ઉપયોગમા લેવાના હોય તેને સતથી બાર માસ પરત ઝાડ ઉપરજ મુકે છે, અને ત્યાથી ઉતાર્યા પછી બે ત્રણ માસ સુધી રાખી તેનુ પાણી સુકવી નાખી તે બીને એકથી બે ફીટ ઊડુ રોપે છે, તેના ઉપર વરસાદ પડે નહી ત્યા સુધી બીજે ત્રીજે દિવસે પાણી રેડે છે કીડ લાગે તો નીમક અને લાકડાની રાખ છાટે છે નાળીએરી પાચ વરસે ફળ આપે છે, અને સોઢસો વરસ સુધી નાળીએરીના ઝાડની ઉમર ગણાય છે ૧૦૦૦ સુકા નાળીએર ૫૦૦ રતલ કોપરૂ આપે, તેલ કાઢી લીધા પછી રહેલા કુચામાથી મીણબત્તી બને છે, તેના છોટલામાથી જે રેસા નીકળે છે, તેને પાણીમા ભીજવી કાથો, અને કાથામાથી કોયર મેટીગ બનાવાય છે આ મેટીગો ચટાઇઓ) દાદર ઉપર ચડવાના ઉપયોગમા આવે છે, તેમજ તેના મોટા દોરડા જે ખારા પાણીમા લાબો વખત ટકી શકે છે તે પણ બને છે એ ઉપરાત નાળીએરીના પાદડાના પખાઓ બને છે નાળીએરીના ઝાડો ખાસ કરીને પાણી વાળી જગ્યાએ ઉગે છે કુવો ખોદનારા પાણીની શોધ માટે નાળીઅરીની નજદીક જગોપર પાણી મલી શકે એમ માને છે

મુબઇમા નાળીએરની નીચે પ્રમાણે જાત તથા ભરતી મુજબ ભાવ થાય છે ગોવાઇ નાળીએરનો ભાવ ૧૦૦૦ પાકા (૧૧૦૦ કાચાના) નો ગણાય છે ને સિવાયના જે નાળીએર કલીકટના પાણીયા, ગોળ દેવાઇ, લાબા દેવાઇ વીગેરે આવે છે તે ૧૦૦૦ પાકા (૧૨૫૦ નગ)નો ભાવ થાય છે, સુકા ગુડગુડા આવે છે તે સુકા ભરતીના હિસાબે ભાવ થાય છે, જે ભરતી ૧૧૦-૧૭૦ કે ૨૫ ની હોય છે મલબારીની ભરતી ૧૪૦ ની આવે છે તેમજ ભડોચછોલ, તથા સાફ છોલના ભાવ જુદા જુદા હોય છે હિસાબ રોકડાનો આઠમે દિવસે અને મુદ્દતનો પદરમે દિવસે લેવાનો રીવાજ છે

**મરી** ( Peppers ) મરીને તીખા પણ કહે છે મરી કાળા અને સફેત એમ બે જાતના આવે છે મુબઇમા સફેત મરીનો ભાવ મુબઇ તોલ ઉપર ૪૨ અને કાળા મરીનો મુબઇના ૨૧ મણની ખાડીના ભાવે તોલ થાય છે મરીની મુખ્ય પેદાશ મલબાર, કોચીન, ત્રાવણકોર, કારવાર અને કાનરાના જંગલોમા, તથા કેપ કામોરીનના પર્વતમા કુદરતી રીતે દ્રાક્ષના વેલાની માફક ઊગી નીકળે છે, તે વેલાના બીને સુકવીને મરી બનાવે છે આ ઉપરાત સિયામ, મલાયા ટાપુ, ચીન વિગેરેમા વાવેતર કરીને ઉત્પન્ન કરે છે મરીની વેલ રોપ્યા પછી ત્રણ વરસ બાદ પેદાશ મલી શકે છે માર્ચ માસમા મરીઓના લુમખાઓ પાકા થાય છે એક સારી વેલમાથી આશરે ચાર રતલ મરી નીકળી શકે મરીની મુખ્ય બે જાતો છે અલપાઇ અને તેલીચેરી તેમા તેલીચેરીનો દાણો મોટો હોય છે અને સારો ભાવ આવે છે મુબઇની બજારમા જે મરી વેચાય છે, તેમા ભટકી (ભટકુલ), અલપાઇ, કુમઠાઇ મુખ્ય જાતો છે મરીનો વેપાર યુરોપ સાથે ઘણા જુના વખતથી ચાલ્યો આવે છે અત્યારે પણ મલબારના બદરો કોચીન, અલપાઇ, કલીકટ, કાનાનોર, બડાગ્ર તેમજ તુતીકોરીનથી પણ તેની નીકાશ ગ્રેટબ્રીટન, જર્મની, ફ્રાસ, ઇટલી, અમેરીકા તથા કાનડા ઉપરાત ઇરાન, અરબસ્તાન અને તુર્કસ્તાનમા જાય છે સને ૧૯૨૧ તથા ૨૨ ના એપ્રીલથી નવેબર સુધીમા વીસ લાખ રૂપીઆના મરી પરદેશો બાતે નીકાશ થયા હતા

તેલીચેરીમા મરી હડરવેટના ભાવથી, કોચીનમા ૬૦૦ રતલની ખાડીના ભાવથી, મુબઇમા ૨૧ મણની ખાડીના ભાવથી, અને કલકત્તામા બજારૂ મણના ભાવથી વેચાય છે

**સફેત મરી**—તૈયાર કરવા માટે મરી વેલ ઉપરથી ઉતાર્યા પછી તુરતજ સાત આઠ દિવસ પાણીમા ભીજવી રાખે છે, તે પછી મજુરો ઉપરના ફોતરા પગ વડે મસળીને કાઢી નાખે છે, અને તડકામા સુકવે છે

**મરચા** ( Chilis ) પોરતુગીઝ લોકોના વખતથી મરચા આપણા દેશમા દાખલ થયા છે તેના રોપા અત્રે લાવવામા આવ્યા હતા એમ કહેવાય છે મરચાની મોટી પેદાશ ઉત્તર અમેરીકામા છે આપણા દેશમા મરચાની જાતોમા ઘોલર, લવીંગીઆ, ગોવાઈ, મદ્રાસી ખાનદેશી, ઘાટી અને બોર એ મુખ્ય છે ગોવાના તરફ દક્ષીણ તરફના મરચા વધારે તીખા હોય છે ગુજરાત કાઠીઆવાડના મરચા મોટા, લાંબા પણ બહુ તીખા નથી હોતા મરચાનુ વાવેતર મુબઈ ઈલાકામા, મદ્રાસ જીલ્લાના ગતુર પ્રાંતમા તથા ધારવાડ, બેલગામ, ખાનદેશ, સતારા, પુના સોલાપુર વીગેરે પ્રાંતોમા કરવામા આવે છે ગતુરમા મરચાનો પાક બહુ મોટા પ્રમાણમા થાય છે

મરચાની ગુણી મુબઈ છ થી સાત મણની મદ્રાસ તરફથી આવે છે મુબઈમા મુબઈના ૨૧ મણની ખાંડીના તોલથી કલકત્તામા બજારૂ મણના તોલથી, તુતુકોરીનમા ૧૫ રતલના તોલથી ભાવ થાય છે મરચાનો ઉપયોગ મોટે ભાગે હીંદમાજ છે તોપણ તેની નીકાશ આફ્રીકા, મોરીસ્યસ, એડન વિગેરે સ્થળોએ જાય છે જે ૧૯૨૨ ના છેલ્લા આઠ માસ દરમ્યાન ૩૨ લાખ રૂપીઆના મરચા પરદેશો ખાતે નીકાશ કરાયા હતા

**મીઠુ** ( Salt ) મીઠુ દરીઆના પાણીમાથી તેમજ ખાણમાથી ઉત્પન્ન થાય છે દરીઆના કે સરોવરના પાણીના કયારા બાધી, સૂર્યના તાપથી સુકાવા દઈ કકડા અથવા ઢેફા બાઝે, ત્યારે ઉખેડી લે છે મુબઈના દરીઆમા તથા રજપુતાનાના સરોવરમા આ રીતે મીઠુ પકાવાય છે પંજાબ તથા ઇરાન દેશમા મીઠાની ખાણ છે ત્યાથી મનુષ્યો ખોદી કાઢે છે ઇગ્લાડમા પણ મીઠાની ખાણ છે મીઠામા એવો ગુણ છે કે વનસ્પતિના પદાર્થો તેના પાણીમા બુડાડી રાખવાથી બગડી જતા નથી, તેથી અથાણા તથા મસાલામા કામ આવે છે તથા તેમા રોગના સૂક્ષ્મ જતુ નાશ કરવાનો ગુણ હોવાથી ખાતર તરીકે પણ ઉપયોગમા આવે છે, મીઠાની જગાત હાલમા બગાલી મણ ઉપર રૂપીઆ અઢી લેવાય છે

**મેથી** ( Methi ) તથા **રાઇની** હકીકત "અનાજમા" પાના ૬૨ મે આપી છે

**રાજગરો** ( Grass-seeds ) એ એક પ્રકારની ભાજીના દાણા છે તેની ગણત્રી અનાજમા થાય છે, અને ગુણોમા ભરાઈને આવે છે તથા ફરાળના કામમા આવે છે તે મુબઈમા ખાડીના હિસાબે વેચાય છે

**રબર** ( Rubber ) રબરના ઝાડ મલાયા, પીનાંગ, સીંગાપુર, ક્રોલબો, બોર્નીઓ, સુમાત્રા, જાવા, આસામ તથા આફ્રીકાના કાંગો પ્રાંત તેમજ દક્ષિણ

આ ની ના કેટલાક ભાગોમા થાય છે, તેના થડ વડના થડના જેવા હોય છે રબરની બની આ ઉપરાન્ત બ્રહ્મદેશ અને મદ્રાસ જીલ્લામા પણ થય છે. કોચીન કાલીકટ કુનુર વીગેરે મલબાર જીલ્લામા થઇ આખા મદ્રાસ ઇલાકામા ૩૫ વ જીફા રબરના છે બ્રહ્મદેશમા ગુન, મુરમેન, ટુ ગુ વિગેરે સ્થળોએ મલીને ૨૫ ને આશરે વજીફા છે આસામમા છે તે જુદા મુબઇ ઇલાકામા રબરની ખેતીની શરૂઆત મલબાર ફોરેસ્ટ એન્ડ રબર કુપનીએ કરેલ છે રબરનો ભાવ રતલ ઉપર થાય છે રબરના ઝાડની ડાળી, પાદડા થડ વિગેરે કાપી, ઉકાળી તેનો રસ મેળવી તેમાથી રબર બનાવે છે તેમજ રબરના ઝીણા ઝીણા તતુઓ કાઢી આગળી ઉપર વીટીને તેની નાની લાકડીઓ અગર નાના દડાઓ બનાવે છે, જેની નીકાશ યુરોપ ખાતે થાય છે રબરનો ઉપયોગ ઘણા કામમા થાય છે, મોટરના અને ગાડીઓના ટાયરો, દવાખાનાની નળીઓ, કોથળીઓ વીગેરે અનેક તરેહના સામાન, વાલ્વ, વોશર, રીગ, કોરક, પ્લગ, પેડ, શીટસ, ઇન્સર્શન પેકીગ જે મીલો રેલ્વેઓ અને મ્યુનીસીપાલીટીમાવપરાયછે તે, તથા બુટની એડીઓ (ઇલાસ્ટીકો), મોજાના ગાટરો, વીગેરે રબરના બને છે આ ઉપરાત ચોમાસામા પહેરવાના ઓવરકોટ (પાણીથી ન ભીજાય તેવા) રબરનાજ બનાવેલા આવે છે, રેલ્વે તથા સ્ટીમરોમા બારી બારણા, ડાઇનીગ એન્ડડેસીગ રૂમમા રબરનો પુષ્કળ ઉપયોગ કરેલો માલુમ પડે છે આ ઉપરાત શાહીના ડાઘ કાઢવાના ઉપયોગમા તેમજ રબર સ્ટાપ બનાવવાના ઉપયોગમા પણ આવે છે આ બધી કેળવણી રબરના ઝાડના રસમાથીજ બનાવવામા આવે છે

હીદુસ્થાનમાથી કાચુ રબર પરદેશો ખાતે ૧૯૨૧ અને ૧૯૨૨ના એપ્રીલથી નવેબર માસ દરમ્યાન અનુક્રમે ૪૬ લાખ અને ૩૨ લાખ રૂપીઆનુ ગયુ હતુ

**લવીગ (Cloves)** લવીગની મોટી પેદાશ જગબાર (ઝાંઝીબાર આફ્રીકા) મા થાય છે જગબારમા પેબા કરીને એક પ્રાત છે, જેને ઘણા ફેમ્બા પણ કહે છે તેમા મોટો ભાગ લવીગનીજ થાય છે જગબાર જતા દરીઆમાથી સ્ટીમર ઉપરથી તે સ્થળ તથા લવીગના બગીચા દૂરથી દેખાય છે મુબઇમા લવીગની જાતોમા જગબારી લવીગ, લ ગ ડેબો તથા વીલાયતી એ મુખ્ય નામો છે તેનો ભાવ આખા અને ટોપકા ગરેલા માલની જાત ઉપર થાય છે તેનો તોલ સુરતી ૪૨ બેતાલો થાય છે લવીગની નીકાશ મુબઈ બદરેથી યુરોપ, આસ્ટ્રેલીયા તેમજ અમેરીકા તરફ થાય છે, જ્યા તેના સત્વો કાઢે છે, તથા દવાના ઉપયોગમા વપરાય છે ૧૯૨૨ના છત્રીસ લાખ રૂપીઆના લવીગ એપ્રીલથી નવેબર સુધીમા હીદમા આવ્યા હતા

**લાખ** (Lac લાખ—એ બો ડી, પીપળે, ખાખરો, બેર બાવળ વિગેરે ઝાડના ડાળા અને થડ ઉપરથી મળી આવે છે પછી તેને શુદ્ધ કરી દાણા લાખ ચપડી લાખ, પતલા લા, એમ જુદી જુદી જાતની બનાવવામા આવે છે, તેનો ભાવ મુબઇ તોલ ૪૨ બેતાલા ઉપર થાય છે લાખની આવક છોટા નાગપુર, ઓરીસા, નીઝામ સ્ટેટસ સીધ, આસામ, સીગાપુર તથા બગાળામથી થાય છે, અને પરદેશથી રૂપાતર થઈને પાછી અત્રે આવે છે સાધારણ વખતમા ૧૦૦ શીલીગે હદરવેટ મલતી, તે લડાઇના વખતમા ૩૦૦ શીલીગે હદરવેટ મલવા લાગી હતી ઇગ્લાડથી જે લાખ આવતી તે દોઢ હદરવેટનુ પીપ આવતુ લાખનો ઉપયોગ સોની લોકો કરે છે તેમજ સીલ કરવાની લાલ લીલી કાળી વીગેરે રગીન લાકડીઓ બનાવવામા આવે છે એટલે તેનો રસ કરી મેળવણી કરી હીગળો નાખવાથી લાલ, અબરખનો ભુકો નાખવાથી રૂપેરી અને કાળો રગ નાખવાથી કાળી બને છે આ ઉપરાત હેટનુ ફેલ્ટ કપડુ અક્કડ બનાવવામા, રાખ સાગ કલાસીક લેબડાના પુસ્તકો ઉપર લગાડી પુઠા ચળકતા કરવામા દારૂગોળો બનાવવામા, પનલની દારૂની ગોળીઓ બનાવવામા બદુક વારનીસ કરવામા વહાણના અને સ્ટીમરોના કેટલાક ભાગ વારનીસ કરવામા, હવાઇ વીમાનોની પાખ રગવામા લાખનો ઉપયોગ થાય છે લાખને સોડાના પાણીમા ઉકાળ્યાથી વારનીસ કરવાના ઉપયોગમા લેવાય છે ૧૯૨૭મા પાચ કરોડ પાસઠ લાખ રૂપીઆની લાખ પર દેશ ખાતે હીદમાથી ગઇ હતી આગલા વરસે તેજ અરસામા પાચ કરોડ અને અગીઆર લાખ રૂપીઆની મોકલવામા આવી હતી લાખ ફક્ત હીદમાજ ઉત્પન્ન થાય છે

**વરીઆળી** (Fennel Seed) વરીઆળી મુખ્યત્વે કરીને ગુજરાતમા તથા દક્ષિણમા થાય છે નડીઆદ, આણદ, ઉમરેઠ–કસ્બામા તથા દસક્રોઇ અને ભુલાન્ડા ગામ જે અમદાવાદથી ૭ ગાઉ દૂર છે, ત્યા સારી અને મોટા પ્રમાણમા થાય છે વરીઆળી ચાર માસમા પાકી તૈયાર થાય છે, અને તેનુ બી વાવવા કરતા જો રોપા કરી ફેરવીને વાવવામા આવે તો તેની ઉપજ સારી આવે છે વરસાદથી વરીઆળી જોરમા નીકળે છે વરીઆળીના ઝાડ ગાજરના ઝાડ જેવડા ચાર પાચ ફુટની ઊચાઇના થાય છે તેને ફુલ સફેદ રગના ઝુમખામા આવે છે તેમા વરીઆલી બધાય છે વરીઆલીનો ઉપયોગ ખાવામા તથા દવામા કરાય છે મુબઇમા સુરતી તોલ ૪૨ ના હિસાબે વેચાય છે અને બારદાન માલમાજ ગણાય છે બજારમા વરીઆળી કપડવજી તથા ઘાટી એ નામથી ભાવપાડ થાય છે

**સાબુ ચોખા** (Sago ઇસ્ટ ઇંડીઝના બેટોમા સાબુ ચોખાના ઝાડ થાય છે. આપણા દેશમા મલબાર અને કોકણ દેશમાં થાય છે. તેનો તોલ પાક

લના હિસાબે એટલે ૧ પીકલના મુબઈના મણ ૪।। લેખે કરાય છે. સાબુ ચોખાનો ઉપયોગ હીદમા માદા સાજા પ્રસગે કરાય છે તે ઝાડનો રસ હોવાથી કરાળમા પણ વપરાય છે

**સુવા** (Fennel) સુવાની નીપજ ગુજરાત કાઠીઆવાડમા થાય છે, તે વરીઆળીની પેઠે જીરાની સાથે વવાય છે તેના રોપાને પીળા રગના ઝુમખા-બધ ફુલ આવે છે તેમા સુવા થાય છે લીલા હોય ત્યારે ભાજી તરીકે ઉપયોગ થાય છે, અને સુકાય ત્યારે દાણા કાઢી ખાવામા તથા દવામા મોટે ભાગે ઉપયોગ થાય છે યોનીના દોષને મટાડનાર તથા ધાવણ વધારનાર હોવાથી બૈરાઓ વિશેષ ઉપયોગ કરે છે મુબઇમા ૧૫ મણની ખાડીના ભાવે વેચાય છે

**સુરોખાર** (Salt-petre) સુરોખારનો ઉપયોગ ખાસ કરીને દારૂ બનાવવાના કામમા આવે છે બીહાર પજાબ અને સયુક્ત પ્રાંતમાથી જેટલો સુરોખાર નીકળે છે, તેની નીકાશ યુરોપ ખાતે કરવામા આવે છે આપણા દેશમા બીજી વસ્તુઓ સાથે મેલવી બપોરીઆ, કોઠીઓ, ફુલકણીઓ તથા ટેટા બનાવે છે સુરોખારની નીકાશ ચીન, આસ્ટ્રેલીઆ યુરોપ, અમેરીકા અને સ્ટેટ સેટલમેટ ખાતે થાય છે મોરીસ અને સીલોનમા તે ખાતર તરીકે ઉપયોગ માટે જાય છે મુબઇમા છ મણની ગુણીનો ભાવ કરાય છે ૧૯૨૧ ના તથા ૧૯૨૨ ના એપ્રીલથી નવેંબર સુધીના અરસામા ૨૭ લાખ રૂપીઆની નીકાશ પરદેશ ખાતે સુરોખારની થઇ હતી

**સુંઠ** (Dry Ginger) સુઠ આદામાથી બને છે સુંઠ માટે મલબાર કીનારો પ્રખ્યાત છે તેનુ વાવેતર મે માસમા થાય છે, નવેબરમા તેનુ નીદામણ કરાય છે, અને પછી જમીન કોતરીને સુઠ કાઢે છે સુઠ સુરત, થાણા, બગાળામા રગપુર જીલ્લો, તથા સયુક્ત પ્રાંતમા કમાઉન જીલ્લામા પણ થાય છે પણ કોચીનની સુઠ જે છોતરા કાઢેલી આવે છે, તે બહુજ સારી હોય છે સુઠનો ઉપયોગ હીદમા દરેક સ્થળે થાય છે તે ઉપરાત પરદેશ ખાતે પણ તેની નીકાશ ગ્રેટબ્રીટન, જર્મની, અમેરીકા, અરબસ્તાન, તુર્કસ્તાન તથા સિલોન તરફ પણ કરાય છે ૧૯૨૨ના છેલ્લા એપ્રીલથી નવેમબર સુધીમા નવ લાખ રૂપીઆની સુઠ પરદેશો ખાતે મોકલવામા આવી હતી. ૧૯૨૧મા દસ લાખની નીકાશ થઇ હતી

સુઠનો ઉપયોગ દવા તરીકે વાપરવામા વિશેષ આવે છે કોચીન કાલીકટથી ગુણીમા મુબઇના પાચ મણના હિસાબે અગર ૧૨૬ રતલની ગુણીના ભાવે પણ આવે છે કલીકટમા હદરવેટનો ભાવ થાય છે. કોચીનમા ૬૦૦ રતલની ખાડીનો ભાવ મૅકાય છે. મુંબઇની બજારમા અલપાઇ અને ચીનાઇ

સુ૦ની જાતો ચાલુ ગણાય છે, તેમા મુઠ ધોયેલીનો ભાવ હન્ડરવેટ ઉપર અને બીજી સુઠનો ભાવ મુબઇના ૨૧ મણની ખાડીના હિસાબે થાય છે જાપાન, ચીન અને હોંગકોંગથી પણ સુ૦ મુબઈના બજારમા આયાત થાય છે

**સુખડ** (Sandal wood) મદ્રાસ ઇલાકો માઇસોર, કુર્ગ, કર્ણાટક, તથા સોળી દીપેલા પ્રાંતોમા સુખડના ઝાડો (સેન્ટેલમ આલ્બમ) થાય છે, જ્યાથી સુખડ યુરોપ અને અમેરીકાના દેશોમા નીકાશ થાય છે લડાઇ પહેલા એટલે સને ૧૯૧૪ પહેલા મોટા ઘરાક ફ્રાંસ અને જર્મની માઇસોરી સુખડ માટે હતા, **મલબારી** સુખડમા માઇસોરી સુખડ ઊંચુ ગણાય છે આ સિવાય જે સુખડ મલાયા, આર્કીપેલેગોમાથી આવે છે ત **સીંગાપુરી** તરીકે વેચાય છે, અને આસ્ટ્રેલીઆ, કવીન્સ લેંડ તરફથી આવે છે તે **જંગબારી** સુખડના નામથી વેચાય છે, આ સુખડ ઘણે ભાગે દવામાજ વપરાય છે હલકુ સુખડ અત્તરમા વપરાતુ નથી નલગાગીરી સુખડ ને મલબારનુ

સુખડના વૃક્ષનુ અદરનુ લાકડુ ખરી રીતે ઊંચુ ગણાય છે, તે લાકડુ કોતરકામમા-ખાસ કરીને આપણા દેશમા કોતરેલી પેટીઓને જડવ કામ કરવામા-વપરાય છે પણ તેની વધારે કીમત તો તેમાથી નીકળતા તેલને લીધે છે દવાના કામમા, તથા અત્તર બનાવવામા તેનુ તેલ ખાસ વપરાય છે વળી અર્ક કાઢવામા અદરના લાકડાની પીસીઓ કે જે મૂળમાથી નીકળે છે તે વધારે પસદ કરવામા આવે છે માઇસોરમા ઉત્તમમા ઉત્તમ સુખડનુ ઝાડ કે જેની ઉંચાઇ ભાગ્યેજ ૪૦ ફીટથી વધારે નથી હોતી, તેમાથી ઉત્તમ સુખડ નીકળે છે. સુખડની ૧૮ જાત છે, તેની કીમત તેના વજનના પ્રમાણમા ગણાય છે નાની લાકડી કે જેનુ વજન ૨૦ રતલ છે તે સૌથી સારી જાત 'અને કીમતમા ઉંચુ ત્યાથી માડીને તે સુખડનો વેર જે લાકડા કાપતા પડે છે તે ઓછી કિમતી ગણાય છે મહીસોરમા સુખડના તેલ કાઢવાના કારખાના છે આગઉ સુખડનુ તેલ જર્મનીથી આવતુ, પણ હવે તો પરદેશ ખાતે નીકાસ કરતુ થયુ છે સુખડનુ તલ કઢવાનુ કારખાનુ બેંગલોરમા છે તેમા એક માસે ત્રણ હજાર રતલ તેલ નીકળે છે અને મહીસોરના મોટા કારખાનામાથી દસ હજાર રતલ તેલ દર માસે નીકળે છે મદ્રાસથી સુખડના તેલની નીકાશ ૧૯૧૬-૧૭ મા લગભગ ૪૦૦૦ ગેલન જેટલી ફક્ત યુનાઇટેડ કીંગડમ ખાતજ કરવામા આવી હતી સને ૧૯૨૨ના ફક્ત આઠ માસમાજ ૧૬ લાખ રૂપીઆના તેલની નીકાસ દેશાવર ખતે થઇ હતી મુબઇમા સુખડ મલબારી, રાજાપુરી, સીંગાપુરી જંગબારી વિગેરે ચલુ જાતો ગણાય છે તેના માચી, પેરીઆ, સલીગાઠ, તાછે ગામઠી, નાડે મુદાના, એમ ન ક નાના મોટા કટકા તથા ભુકો પરચુરણ ઘરાકી બર ગણાય છે, કેમક પા ી લોકો સુખડનો અગ્નિમા હોમ માટે વિશેષ ઉપયોગ કરે છે. સુખડની દુકાનો ગીરગામ

ઉપર, પારસી ગલીમા તથા ખેતવાડી તરફ વિશેષ પ્રમાણમા છુટક માટે જોવામા આવે છે સુખનો ભાવ મુબઇ તોલ ૪૨ અગર ૨૧ મણની ખાડીના હિસાબે થાય છે અને મુબઇના તેલનો ભાવ રતલ ઉપર બોલાય છે બારદાન માલમા ગણાય છે વટાવ મુદતનો ટકો ના અને રોકડાનો ટકો oા અરધો તથા દલાલી ટકો oા અરધો આપે છે

**સોપારી** ( etelnuts) સોપારીની મુખ્ય પેદાશ કોકણ, મલબાર અને સીલોનમા થાય છે તની જાત સેવરધની, માગરોલી, હમા, સીંગાપુરી, ગોવાઇ, મજેસગી, દાસ્તાન, ચીકણી, બરડો વિગેરે આવે છે તેમા સેવરધનીનો તોલ મુબઇના તોલ ૪૨ થી અને બાકીની ખાડીના મુબઇના મણ ૨૧ લેખે વેચાય છે, તેમા નવો છોલ અને જુનો છોલ મુજબ ભાવમા ફેરફાર રહે છે સોપારીનો વપરાશ હિદુસ્થાનમા દરેક સ્થળે હોવાથી તેનો ખપ પુષ્કળ છે અને જે પરદેશ ખાતે ચડે છે ત્યા તેનો મુખ્ય વપરાશ દતમજન તથા દાતના રોગો ઉપરની દવામા કરાય છે હિદુસ્થાનમા જે વપરાશ છે, તે ખાધા પછી દાત સાફ થાય તે ઇરાદાથીજ ઉપયોગ થયો છે આ ઉપરાત મગલ કાર્ય તથા દેવદર્શન પ્રસગોમા પણ યથેચ્છ ઉપયોગ થાય છે

**હીગ** ( Assafoetida ) એટલે વઘારણી એ ઝાડનો રસ છે તે ઝાડો અફઘાનીસ્તાન અને ઇરાનના જગલમા તથા પજાબમા પણ થાય છે હીગ પાચક હોવાથી શાક ભાજીમા વપરાય છે, તથા વૈદ્ય લોકો દવા તરીકે ઉપયોગ પણ કરે છે હીગ આ દેશમા ખપે છે, તેવી રીતે મુબઇથી અમેરીકા, આસ્ટ્રેલીઆ તથા યુરોપના કેટલાક બદરોએ દવાના ઉપયાગ માટે નીકાશ થાય છે મુબઇમા હીગ સુરતી ૪૪ તોલથી જથ્થાબધ અને પરચુરણ રતલના ભાવે વેચાય છે હીગની જાતો કાળી અને પીળી એવી રગે, તથા હલકી અને ભારી ઘણી જાતો બાર આનાની રતલથી પાચ રૂપીઆ સુધીની રતલની આવે છે હીગ અસલ હોય તે રસ હોય છે અગર લાકડાની છાડીવાલો માલ હોય છે, તે પણ ચોખ્ખા માલની ગણત્રીમા ગણી શકાય છે પરતુ બનાવટી હીગ આવે છે કે જેને બાધો પણ કહે છે તે હીગ બનાવવામા જુજ હીગ ઊચી જાતની નાખી તેમા ચણાનો આટો, મરચા, મીઠો પીળો રગ, કુલીજનની છાડી વીગેરે વસ્તુનો ઉપયોગ કરે છે બાધાની હીગ વાપરવી તે ભ્રષ્ટતા કરતા છે

**હલદળ** (Turmeric) હલદળની મુખ્ય પેદાશ ઉત્પન્ન કરનાર મદ્રાસ ઇલાકો છે અને તેમાય ગતુર જીલ્લામા પુષ્કળ થાય છે તેની જાતોમા રાજાપુરી, ગતુર કડપો ઇરાટ, ગઠા અને ચાલુબર છે ગતુરમા હલદળની ખાણો નાખે છે, જે મોસમ વખતે ખોલે છે તથા તેને મશીનમા નાખી પાલીસ કરે છે ત્યા

પાલીસ અને વગર પાલીસ એમ બે જાતનો માલ વેચાય છે તેમા પાલીસવાળો માલ મુબઇ તરફ ચાલે છે અને વગર પાલીસનો કલકત્તા તરફ ચાલુ બર ગણાય છે મુબઇમા હલદળનો ભાવ તોલ ૨૧ મણની ખાડીને હિસાબે ગણાય છે મદ્રાસ તરફ ૫૦૦ અને ૬૦૦ રતલની ખાડીને હીસાબે ભાવ થાય છે હલદળ ખાનાર દેશ ફ્રાસ–સીલોન–યુનાઇટેડ કીંગ્ડમ અને રૂશીઆ છે હીંદમાથી મુબઇ–કલકત્તા–મદ્રાસ–કોચીન અને તુતુકોરીનથી ચડગત થાય છે

**હરડા–બેડાં** (**Myrobalans**) હરડાની ઉત્પત્તિ મદ્રાસમા બીમ્બલીપટમમા, મુબઇ ઇલાકાના કેટલાક ભાગમા, જબલપુર અને મધ્ય પ્રાતો વીગેરે સ્થળોએ થાય છે તેનો ઉપયોગ રંગવાના કામમા થાય છે વીલાયત અને જર્મનીમા તેની ખપતિ–માગ વિશેષ ગણાય છે મુબઇમા ૨૫ મણની ખાડીના ભાવે અને મદ્રાસમા ૫૦૦ રતલની ખાડીના ભાવે ભાવ બોલાય છે કલકત્તામા બજારૂ મણ ઉપર ભાવ બોલાય છે સ્ટીમર ઉપર હંદરવેટની ગુણી પેક કરી ચડત કરાય છે તે કલકત્તાથી મુબઇથી અને રત્નાગીરી જીલ્લાના બીજા સ્થળોએથી નીકાશ કરાય છે



## ૧૯—કાથો (Coir)

કાથો એ નાળીએરીમાથી જે છોડલાના રેસા નીકળે છે, તેમાંથી બનાવવામા આવે છે, તે કાથામાથી દોરડા, છીદરી, કોપર મેટીંગો, ચટાઈઓ તથા ધૂળ લુછવાના ડસ્ટરો વિગેરે ઘણી ચીજો બને છે કાથાની પેદાશ મલબાર, કોકણ તથા કોરોમાડલના કીનારા ઉપર વિશેષ પ્રમાણમા થાય છે તેમજ કોલબોથી પણ આયાત થાય છે

કાથાની જાત ત્રીસેકને આશરે છે, જે જાતોના નામો ગામની બનાવટ મુજબ કે પેદાશ મુજબ અપાયેલા ઘણેભાગે જોવામા આવે છે દરેક ગામની જાતમા ઉચી હલકી જાત તો આવે છે એટલે ઉચા માલના દોરડા બનાવી બાકી રહેના બદલામાથી જે માલ બને તે હલકો માલ જાણવો હલકા માલને બરદ્દી કાથો (હલકામા હલકો) કે જે ... છે જે કલીકટ બેપુર વીગેરેનો કાથો આવે છે તે ઉચા માલની ૬૫ રૂપીએ ખાડીનો ભાવ હોય, તો સાધારણ માલની કીમત રૂ ૭૫ થી શરૂ કરી ૫૦ સુધી ખાડીનો ભાવ ગણાય, કાથામા ઊચામા ઊચી જાત અલપાઈની ગણાય છે, જેનો ભાવ ઉપરના હિસાબે ખાડીના રૂ ૧૫૦) સુધી હોય છે આ સિવાય ગામ ઉપરથી કાથાની જાતો જેવી કે નકલ, પરૂટ, સેલાણી, મોઉઘાટ, અન્જીતગલ, પિડાણી વિગેરે આવે છે, તેમા ઉચી કોલીટી, હલકી કોલીટી તથા પોતપોતાના નબર અને નીશાનીઓ કરી બજારમા ચાલુ માલ કરાવી ભાવ જણાવાય છે આ સિવાય દોરડા સચાના ચટાઈવાલા ( ઉચો માલ ) સચાના ખુલ્લા, તથા દોરડા ગામઠી એવી દોરડાની જાતો બજારમા આવે છે કાથાનો ભાવ ૨૧ મણની ખાડીના હિસાબે મુબઈમા થાય છે કાથાનો ઉપયોગ સ્ટીમરના તથા વહાણના દોરડાઓમા મુખ્યત્વે કરીને કરાય છે કેમકે ખારા પાણીમા તે લાબો વખત ટકી રહે છે આ સિવાય બાધકામમા તથા દરેક સ્થળોએ ખેતી વિગેરેના તથા ઘરગથ્થુ ઉપયોગમા પણ ઘણોજ ઉપયોગ થાય છે

કાથાની નીકાશ કોકણથી પરભારી કલકત્તા, રગુન, ફ્રાસ, બેલ્જીઅમ, વીલાયત તથા બીજા દેશાવરો ઉપરાત કાઠીઆવાડમા વેરાવલ બદર તરફ પણ થાય છે મુબઈ જે કાથો આવે છે તેની ખપતી વગડ જીલ્લા, ગુજરાત કાઠીઆવાડ, પજાબ તથા બીજા પ્ર[illegible] થા[illegible]

કથા સીંદરી બનાવવાની રીત એ[illegible] છે [illegible] ન [illegible] કાચી [illegible]
છાલી તેને દરીઆના [illegible] માટે [illegible] રે મકા
બનાવટ ખોદી તના ચાર [illegible] ડી. સુ [illegible] ટી રખે
છે તે પછી મજકુર છાલ કાઢીને તેને ધોકાવતી ધમધમાવે જેથી કબલો જુદો પડી જાય છે. એ કાબલાને હાથવતી વણીને કાથો બનાવે છે

બરાબર બાર મહીના દરીઆને કીનારે દાટેલી છાલનો કાબલાનો માલ ઘણોજ ઉંચો બને છે આ ઉદ્યોગ કાલીકટમા બૈરાઓનો ઘરગથુ છે વરસાદની રૂતુમા ફક્ત ચાર મહીના દાટીને કાઢી લીધેલ કાબલાનો માલ રંગવાળો બને છે, પણ તે માલ બીલકુલ તાકાત વિનાનો હોવાથી જલદી સડી જાય છે મલબારમા મુખ્ય ત્રણ સ્થળોએ કાથાનો વેપાર ધમધોકાર જોવામા આવે છે

૧ અલપાઇમા જે કાથો બને છે તે માલ ઝીણો અને સારો બને છે. તેની જાતમા મુખ્ય અજીતંગલ, આરારોટ, અરટમુડી અને મંજાડમ એ મુખ્ય છે

૨ કોચીનમા જે કાથો આવે છે તેમા જાડામાલમા માવજાટ, કુડપુલી અને ગામનો એ મુખ્ય જાત છે અને ઝીણા માલમા ફકુર અને અડવપીરી વીગેરે જાતો છે આ જાતના કાથામા સુકો માલ પણ આવે છે અને પાણી નાખીને પણ લાવે છે

૩ કલીકટમા બનતા માલમા ઘણી જાતો છે જેવીકે બેપુર, કીલાડી, પરોણી, એલતુર, બણકણ, કરવડી, પીલાણી વીગેરે

આ દરેક જાતના કાથાનો ભાવ કોચીનમા ૬૦૦ રતલની ખાડી, કાલીકટમા હંદરવેટ ઉપર, અને કોકનાડામા ૫૦૦ રતલની ખાડી ઉપર ભાવ થાય છે. આ દરેક બંદરેથી તથા ત્રાવણકોરના બંદરેથી કાથાની નીકાશ થાય છે નીકાશની સીઝન સપ્ટેમ્બરથી બે મહીના સુધીની ગણાય છે

મલબારમા કાથાના દોરડા સરકમફરમ બે ઇંચથી ૨૦ ઇંચ સુધીના જેવા જોઇએ તેવા સાઇઝના બનાવવાના કારખાના છે જેમા ઇબ્રાહીમ આદમજી એન્ડ કું૦ નુ કારખાનુ કલીકટમા મરકન કડવ દરીઆ કીનારે આવેલુ છે



## ૨૦ જુદી જુદી ચીજોના મુબઇમાં ચાલતા તોલ માપનો કોઠો.

## ( Table of several kinds of commodities in weights and measures current in Bombay )

અનાજ તથા કરીઆણાની મુખ્ય મુખ્ય ચીજોની હકીકત આગલ આવી છે, તેનાં દરેકના તોલ અને જોખના રીવાજ વિગેરે દર્શાવેલા છે પરતુ પરચુરણ કેટલીક ચીજો કરીઆણાની તથા બીજી રહી છે તેનો તોલ જણાવવો આવશ્યક હોવાથી કરીઆણા બજારના અનુભવી દલાલ ભાઇ ચીમનલાલ સુરજમલ પાસેથી ખાસ મેલવીને આપેલી છે —દરેક તોલનુ વજન (રતલમા) કેટલુ તે આ પછીના વિષયમા જણાવવામા આવશે

| ચીજનું નામ | કયા તોલથી વેચાય છે? | ચીજનું નામ | કયા તોલથી વેચાય છે. |
|---|---|---|---|
| અકલકરો (રાસબ ધ) | સુરતીતોલ ૪૪ * | અરીઠા | મુબઈ ૧૬ મણની ખાડી |
| ,, (સાફ કરીને) | સુરતી મણથી | | |
| અખરોટ | સુરતી તોલ ૪૪ | આરાલોટ | મુબઇ ૨૦ મણની ખાડી |
| અમરતાશ | ,, ,, | | |
| અજમો | મુબઇ ૧૪ મણની ખાડી | આસન | સુરતી તોલ ૪૪ |
| | | આબોળીઆ | ,, ,, |
| અજમો ખોરાસાણી) | સુરતી તોલ ૪૪ | આલુ બોખાર | ,, ,, |
| ,, (હીરઆણી) | ,, ,, | આખળા | ,, ,, |
| અજમાના ફુલ | રતલથી ( ૩૯ તોલા) | આમલી આખી કાતરા | મુબઈ ૨૨ મણની ખાડી |
| અજમાનું તેલ | રતલથી | ,, ફોલેલી | મુંબઇ ૨૧ મણની ખાડી |
| અજમોદ | સુરતી તોલ ૪૪ | | |
| અબરખ | ,, ,, | આબાહલદળ | ,, |
| ,, (કાળો) | મુબઇના મણથી | એલચી | સુરતી તોલ ૪૨ |
| અબીલ | મુબઇના મણથી | એખરો | ,, ૪૪ |
| અગરના લાકડા | રતલથી | એળીઓ | ,, ૪૪ |
| અસેળીઓ | સુરતી તોલ ૪૪થી | એસીડ | રતલથી |
| | | એરવા દોસ | સુરતી તોલ ૪૪ |
| | | અબર | તોલાથી |

* સુરતી તોલ ૪૪ એટલે ૨૦ મણની ખાડી હોયજ એમજ સમજવુ.

## ૩૦ કોલસા ( Coal & Charcoal )

મુબઇના વપરાશમા ગેલમા એ મુખ્ય હરરોજની ચાલુ ચીજ ગણાય છે કારણકે તે દરેકની જરૂરીઆતની વસ્તુ રહી ઘરોની અદર સગડી વિગેરેમા જે કોલસો બાળવામા આવે છે તે દેશી કોલસો અમારા જગલોમાથી તૈયાર કરેલો હોય છે તેના ભાવ મુબઇની એકસો પાટી ખાડી અને મણ ઉપર ચાલે છે

પરતુ આ કોલસો મ્હોટા કારખાનામા વપરાતો નથી કારખાનાઓ, મીલો, આગબોટો અને રેલ્વેઓમા જે કોલસો બાળવામા આવે છે તે ખાણ-માથી કાઢેલો હોય છે હીદુસ્થાનમા કોલસાની ખાણો બગાળા ઇલાકાના કેટલાક ભાગોમા, મદ્રાસ ઇલાકામા, મધ્ય હીદુસ્થાન અને નીજામના રાજ્યમા, પજાબ અને સીધના પ્રદેશ ઉપરાત બીકાનેર, આસામ, દાર્જીલીગ, આરાકાન, પેગુ વિગેરે બ્રહ્મદેશના પ્રદેશમા પુષ્કળ આવેલી છે તેમા બગાળામા આવેલા ઝરીઆ અને રાણીગજની ખાણોનો કોલસો પ્રખ્યાત છે તેમજ વર્ધા અને નીઝામની ખાણોમાથી નીકળતો કોલસો જી આ પી રેલ્વેમા વપરાય છે આ શિવાય પરદેશમાથી નાતાલ તેમજ ઇગ્લાડ આદિ યુરોપના બીજા મુલકમાથી જે કોલસો આવે છે, તે સસ્તો હોવાથી આ દેશના કારખાનાઓમા વપરાય છે કેમકે કોલસો જે સ્ટીમરોમા લાવવામા આવે તેનુ નુર ઘણુ ઓછું અને ઓછા ભાવની કીમત પડતી હોવાથી તથા તેમા ગરમીનુ પ્રમાણ ( Heat power ) ઘણુ રહેતુ હોવાથી ઇગ્લાડ-સ્કોટલેંડનો કોલસો ઊચો ગણવામા આવે છે અને વિશેષ વાપરવામા આવે છે લડાઇ દરમ્યાન કોલસો આવતો બધ થઇ ગયો હતો ત્યારે આપણા દેશનોજ કોલસો વપરાતો હતો

કોલસાનો ઉપયોગ મુખ્યત્વે કરીને રેલ્વેઓ, લોખંડ અને પીતળ વીગેરે ધાતુઓના કારખાના અને ઇજનેરી ખાતાઓ, રૂની, સુતરની અને શણુની મીલો, એડમીરલ્ટી અને ઇન્ડીઅન મરીન ખાતા, ઇંટ અને નળીઆના કર-ખાના, સ્ટીમરો, ચાના બગીચા, કાગળની મીલો, પોર્ટ ટ્રસ્ટો તથા એવા બીજા ઘણા ખાતાઓ કરી રહ્યા હોવાથી તેની આવક તેમ ખપ પણ વિશેષ જણાય છે લડાઇ દરમ્યાન કોલસાની તગી પડવાને લીધે ઇટના કકડા જેવા લીલના કકડાઓ કોલસાને બદલે ઉપયોગ કરવાની રીત યુનાઇટેડ સ્ટેટ્સ અને ડેન્માર્કમા જરૂર પડી હતી તથા તે સસ્તા પણ પડયા હતા

કોલસાની ખાણો બગાળા, બીહારમા ઘણી છે અને તે માટે સેકડો "કોલ કંપની" ઊભી થઇ ઉદ્યોગને ખીલવ્યો છે સદરહુ કોલસો બંગાળ નાગપુર અને મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વે વાપરે છે હાલમા કટક અને

તાલચેરમા લસાની ખાણો જે ૨૪૦ ચોરસ માઈલ જેટલા કોલસાથી ભરપુર છે તે જમીન થોડા વખતમા ખુલ્લી મુકાશે એમ સને ૧૯૨૨ મા જણાવવામા આવ્યુ હતુ એ કોલસો ખાસ કરીને દક્ષીણ હીંદના કારખાનાઓને ઉપયોગી થઇ પડશે આ સબધમા ઇડીઅન માઈનીગ ફેડરેશનની ઝરીઆની શાખાના સેક્રેટરી પોતાના એક કાગલમા જણાવેલ કે હીંદી કારખાનાઓ હીંદી કોલસો અને ખાસ કરીને બગાલાના કોલસાનો ઉપયોગ કરશે તો હીંદના ઉદ્યોગને ઘણી મદદ મળશે વળી પરદેશી કોલસા કરતા બંગાલનો કોલસો વધારે સસ્તો પડે છે અને ઉપયોગમા ખર્ચનો પણ બચાવ કરે છે આ ઉપરથી દેશી કોલસો હવે જો દરેક સ્થળે વપરાય તો દેશને રાહત મળે તેમ છે

એકલા હીંદુસ્થાનમાજ સને ૧૯૨૦ ની સાલમા આશરે એક કરોડ ચોરાશી લાખ ટનની કુલ પેદાશ થઇ હતી, જેનો સરેરાશ ભાવ ટન દીઠ રૂ ૫-૩-૦ નો રહ્યો હતો, જેનો ઓછામા ઓછો ભાવ સને ૧૯૦૫મા રૂ ૨-૮-૦ નો હતો, પણ લડાઇ પછી કોલસો કાઢવાના ખરચમા વધારો થવાથી મજકુર ભાવ થયેલો હીંદનો કોલસો સીલોનમા મોટા પ્રમાણમા વપરાય છે, અને જાપાનના કોલસા સ્ટ્રેઈટસ સેટલમેટમા મુખ્ય વપરાય છે. આ સિવાય કોલસો કાઢનારા દેશોમા મુખ્ય યુનાઇટેડ કીંગ્ડમ, ફ્રાન્સ, જર્મની, આસ્ટ્રેલીઆ યુનાઇટેડ સ્ટેટસ, જાપાન અને સાઉથ આફ્રીકા છે જે મોટા પ્રમાણમા કોલસો કાઢે છે અમેરીકામા વેનીઝુવેલાના એક ભાગમા ૪૦ ચોરસ માઇલના વીસ્તારમા કોલસાની ખાણો આવેલી છે જ્યાથી ૫૬ લાખ ટન કોલસો મળી શકશે, એમ ચાલુ સાલમા બહાર પડયુ છે

મુબઇની બજારમા બગાલ કોલ, સી. પી કોલ, નાતાલ કોલ તથા વીલાયતી કોલ (કાર્ડીફનો) ના ભાવો જુદા જુદા હોય છે કોલસાનો ભાવ તેને કાઢવા ઉપરાત, તેની જાત, વાપરવામા આવતા સચા, ખાણની ઉડાઈ તથા લાવવા લઇ જવાના ખર્ચ ઉપર આધાર રાખે છે હીંદુસ્થાનમા હાલમા જે કોલસો કાઢવામા આવે છે, તે બીજા દેશોની સરખામણીમા સપાટીની પાસે છે તેમજ મજુરી સસ્તી છે આ કારણોને લીધે હીંદુસ્થાનનો ખાણ પાસેનો ભાવ રૂ ૫-૩-૦ છે જ્યારે બીજા દેશોના ભાવ ઉચા છે કોલસાની મોટી આયાત મુબઇ કરે છે મુબઇ ૬૨ ટકા, બગાળા ૧૧ ટકા, બર્મા ૨૬ ટકા અને મદ્રાસ ૧ ટકો આથી દેશનો કોલસો મોટે ભાગે દેશજ ખાય છે તો પણ સીલોન અને સ્ટ્રેઈટસ સેટલમેટમા હીન્દનો કોલસો ખાસ ખપે છે

હીંદુસ્થાનમા કોલસાની ખાણો એકલા બગાળા ઈલાકામા બરદ્વાન અને

કલકત્તા મહાલમાજ આવેલી છે તેની સખ્યા આશરે ૧૩૫ની છે તે ઉપરાંત પજાબમા ૯, મધ્યપ્રાતમા છીંદવાડા, નાગપુર, સબલપુર વીગેરે જગ્યાઓએ મલી ૧૦, આસામમા ૩, દખણુ હૈદરાબાદમા અને બર્માંમા જુજ પ્રમાણુમા છે કોલસાની આયાત હીદમા ૧૯૨૨ ના એપ્રીલથી નવેબર માસ દરમ્યાન બે કરોડ અને પાત્રીસ લાખ રૂપીઆની જુદા જુદા દેશોમાથી થઇને થઇ હતી જ્યારે સને ૧૯૨૧ ના તેજ અરસાના આશરે સાડાત્રણુ કરોડ રૂપીઆના કોલસા હીદમા આવ્યા હતા હીદુસ્થાનની કોલસાની ખાણોની ૨૪૪ કુપનીઓ છે; તેમાથી ૨૨૦ કંપનીઓ બ્રોટીશ માલેકીની છે બાકી રહ્યા તે દેશી

આફ્રીકાનો કોલસો દર વરસે સાડાસાત કરોડ રૂપીઆનો હીદમા આયાત થાય છે

## ૩૧ કાચ (Glass)

કાચ એ ચકમકની રેતી, સોડાખાર અને સીસુ એ ત્રણુની મેલવણીનો રસ કર્યાથી બને છે સોડાને બદલે પોટાશ પણુ વાપરે છે કાચની જુદી જુદી બનાવટનો માલ જેવો કે શીશીઓ, શીશા, હાડી, ઝુમ્મર તકતા, ચીમનીઓ, અરીસા વિગેરે પુષ્કળ માલ પરદેશથી અત્રે આવે છે જો કે હાલમા આ દેશમા પણુ હવે તેના કારખાના પણુ ખુલ્યા છે જેમાથી ચીમનીઓ, બગડીઓ, હાડીઓ, તથા બીજો સામાન પણુ બની શકે છે તેવા કારખાના કપડવજ, તલેગાવ, વડોદરા, માટુગા, સીવરી વિગેરે સ્થળોએ આવેલા છે તે તથા અન્ય સ્થળોએ આવેલા કારખાનાની હકીકત નીચે આપી છે, પણુ મુખ્ય માલ જે આસ્ત્રીઆ અને જર્મનીથી આવતો હતો તેની જગ્યા લડાઇ દરમ્યાન જાપને લીધી છે જો કે જાપાનનો માલ જર્મની કરતા હલકો ગણાય પણુ કીમતમા સસ્તો પડે

હીદમા કાચ ઈ સ. પૂર્વે બનાવવામા આવતો અને ઘણી ઊંચી જાતના કચ બનતા એમ લખાણુ છે હાલમા હીદમા ૧૪ કારખાના કાચના મોટા છે તેમા મુબઇ, જબલપુર, અલ્હાબાદ, બીજોઈ, અને અબાલા એ મુખ્ય સ્થળો છે લાહોર, કલકત્તા વિગેરે સ્થળોએ શીશીઓ બને છે તેમજ અરધા ડ્રામથી ૧૨ ઔસ સુધીની નાની મોટી શીશીઓ યુનાઇટડે પ્રોવીન્સમા આવેલા કીરતપુર ગામમા બનાવવામા આવે છે

મુબઇના કાચના કારખાનાઓ માટે રેતી અલ્હાબાદથી મગાવવમા આવે છે સને ૧૯૦૬મા પહેલુ કારખાનુ નીંખ્યુ ત્યારે જાપાનીઓની દેખરેખ હેઠળ નાના છોકરાઓને તાલીમ આપવામા આવી હવે તો કાચના કારખાના હીદના દરેક ભાગમા ફેલાયા છે

પહેલ પાડેલા કાચ ખાસ કરીને ઇગ્લાડ અને બેલ્જીઅમના આવે છે અને બીજી

ચીજો હાડી-ગુજનગ તકતા, અરીસા, ચીમની ઓ વિગેરે આસ્ત્રીઆ, બેલ્જીઅમ, ફ્રાસ, ઇગ્લાંડ તેમજ અમેરીકાથી પણ આવે છે બગડીઓ અને મોતી ( કીડીઆ ) ઈટાલી તથા જાપાનથી આવે છે કાચની બગડીઓ હીદુસ્થાનમા પણ બને છે, તેના કાર ખાના કલકત્તા, ઇદોર, ફીરોજાબાદ, કાનપુર, રગુન, મદ્રાસ તથા મુબઈમા આવેલા માહિમ ગામમા પણ છે ફરનીચર બનાવવાના કારખાના અલ્હાબાદ, રજપુતાના, યુના ટેડ પ્રોવીન્સના મુરાદાબાદ પ્રાતમા કલકત્તા વીગેરે સ્થળો ઉપરાત ખુદ મુબઇ ઇલાકામા વડોદરા, પચમહાલ, કપડવજ, તલેગાવ, માટુગા, શીવરી, નાયગાવ વીગેરે સ્થળો એ આવેલા છે ચીમનીઓ તો ખાસ માટુગામા અને મુબઈમા પણ બને છે, આ સિવાય કલકત્ત, મદ્રાસ વિગેરે સ્થળો એ પણ બને છે ટકાઉ અને ઊચી જાત બેલજીએમ, ઇગ્લીશ જાપાન અને અત્રેની એમ અનુક્રમવાર લેખાય છે બારીના કાચ આવે છે, તે નાના મોટા સાઇઝના પ્રમાણમા પેટી એકમા ઓછા વધુ નગ ભરાય છે જેમકે ૧૬×૧૨ ની સાઇઝના પેટી ૧ મા નગ ૫૦ નીકળે ૧૨×૧૨ ના ૬૦ નીકળે તેમ ભાવ પેટી નો થાય છે કાચનો ભાવ હલકો ભારે માલ દરેક દેશની બનાવટ ઉપર આધાર રાખે છે વટાવ ટકા ૨) બે અપાય છે આ ઉપરાત રકાબી પ્યાલાના કારખાના પણ હીદુસ્થાનમા કલકત્તામા ટાગ્રા રોડ ઉપર છે તથા ગ્વાલી અરમા, કોચીનમા અને મલબારમા પણ નીકળ્યા છે તથા ભાવનગર જેલમા પણ રકાબી પ્યાલા બને છે કાચ ઘણી જાતના આવે છે જેમકે હાંડી, ગ્લાસ, પ્યાલાના કાચ ને **ક્રીસ્ટલગ્લાસ**, તકતા અરીસાના કાચને **ક્રાઉનગ્લાસ**, બારીના કાચને **બ્રોટગ્લાસ**, શીશીઓના કાચને **બોટલગ્લાસ** કહે છે તે સિવાય ચશ્માના, દુરબીનના તથા બીજી ઘણી તરેહના કાચ બને છે કાળા લીલા શીશા બને છે તે વળી મેલી રેતી અને સાબુના મેલમાથી બને છે વળી રગીન કાચ બનાવવા માટે તે બનાવતી વખતે જુદી જુદી જાતની મેળવણી તેમા મેલવે છે, જેમ કે નાગપુર તરફ નીકલતા લાલ પથ્થરની ભૂકી અગર ત્રાબાને તાવીને ટાર્ટરની ભુકી વીગેરેની મેલવણી મેલવીને નાખવાથી લાલ કાચ બને છે, અબરખ બાળીને કરેલી રાખ અને શીશાની રાખ સરખે ભાગે લઇ મુસમા ઘાલી તાપ દેવાથી પીળા રગનો કાચ, કાળી રેતી નાખવાથી કાળા રગનો કાચ, આમ જુદી જુદી મેલવણીથી આસમાની, ચાદી જેવો સફેત, લીલો, જાબુડીઓ વીગેરે જાત જાતના કાચ બનાવી શકાય છે આ ઉપરાત કાચ ઉપર ચિત્ર કાઢવા, કાચ ઉપર કલઇ કરવી, અક્ષર કોતરાવવા તેની પણ જુદી જુદી રીતિ અને પદ્ધતિઓ છે

કાચ ગાળવા માટે જે વાસણો હોય છે તે લોઢા અને ચુનાના ભેગ શિવાયની પરતુ એલ્યુમીનમ અને રેતીના ભેગવાળી માટીના હોય છે આવી માટી કોલસાની ખાણવાળી જમીનમાથી મળી શકે છે જેમાથી આવા વાસણ અગ્નિના જલદ તાપમા બનાવી શકાય છે



## ૩૨ કાગળો ( Papers )

છાપવાના, લખવાના, પાકીટો બનાવવાના તથા બાંધવાના અને પુઠાના જાડા કાગળો બનાવવા માટે સને ૧૯૦૭ મા હીંદુસ્થાનમા આઠ મીલો હતી ૩ બગાળામા, ૩ મુબઇમા, ૧ જોડીઆ પ્રાતમા, અને ૧ ગ્વાલીઅરમા તે બનાવેલા કાગળની કીંમત ૭૩ લાખ રૂપીઆ હતી, તે સિવાય ૯૫ લાખ રૂપીઆના કાગળ પરદેશથી આયાત થયા હતા

કાગળની આયાત પહેલા ચીનમાથીજ અત્રે થતી તેથી હાલ પણ જે રફ કાગળ આવે છે તે ચીનાઇ કાગળના નામ થી ઓળખાય છે હાલમા મોટા પ્રમાણમા તો ગ્રેટ-બ્રીટન, નોર્વે, જર્મની અને અમેરીકાથી છાપવાના, લખવાના ઇત્યાદિ અનેક જાતના કાગળો આ દેશમા જથ્થાબધ આવે છે લડાઇ અગાઉ જાપાન પોતાના ઉપયોગ પુરતાજ કાગળ બનાવતુ તે માટે માલ સ્કેન્ડીનેવીઆથી આયાત કરતુ, પણ જર્મન બ્રીટીશ લડાઇ દરમ્યાન જર્મનીનો માલ બધ થવાથી તે નીકાશ પણ કરતુ થયુ છે ત્યા કાગલના કારખાનાની સખ્યા ૧૯૧૮ મા ૩૬૦ ની હતી આમાથી મુખ્ય ૧૪ કપનીઓ તો "જાપાન પેપર મેન્યુફેકચરર્સ એસોસીએશન" નીજ માલેકીની છે લડાઇના વખતમા ઠેઠ સને ૧૯૧૯ સુધી કાગળના ભાવ ઇગ્લાડ વીગેરે સ્થળોએ પણ એટલા બધા વધી ગયા કે ચોપડીઓ અને ન્યુસપેપરના કાગળો સુદ્ધા મોઘા થઇ ગયા હતા હીંદુસ્થાનમા છાપવાના કાગળનો ભાવ રતલ એકનો લડાઇ અગાઉ સવાબે આના હતો તેના બારઆના બોલાતા થઇ ગયા હતા આપણા દેશમા કાગળોનો ઉપયોગ વિશેષ હોવાથી અને સાધનો પૂરતા હોવાથી આ દિશામા આપણુ દેશી કાગળ બનાવવાના હુન્નરની ખીલવણી કરવાની ખાસ જરૂર છે અને તેમા નફો પણ મેળવી શકાય તેમ છે હાલમા આપણા દેશમા અલ્હાબાદમા ( અલ્હાબાદ પેપર મીલ્સ ), કલકત્તામા ( ટીટાઘર પેપર મીલ્સ, બેગાલ પેપર મીલ્સ અને આસામ પેપર મીલ્સ ), સુરતમા ( ગાયકવાડ પેપર મીલ્સ ), પુનામા ( ડેક્કન પેપર મીલ્સ ) તથા ગ્વાલીઅરમા ( સીંધીઆ પેપર મીલ્સ ) અને લખનૌમા ( અપર ઇડીઆ કૂપર પેપર મીલ્સ ) તેમજ પુનાલૂર ખાતે ( મીનાક્ષી પેપર મીલ્સ ) છે. મુબઇમા ગીરગામ પેપર મીલ બધ થયા બાદ પદમજી મીલ જ બાકી છે આ ઉપરાત કાશ્મીર અને ત્રાવણકોરમા મળી બે ચાર મીલો છે આ બધી મીલો ગણીગાઠીજ જાતો કાગળની બનાવતી હોવાથી તે કાઇ આખા દેશમા કાગળો પુરા પાડી શકે નહીં આ બાબતમા રોયલ સોસાઇટી ઓફ આર્ટસમા નામદાર સરકારના સેલ્યુલોઇડના એક્ષપર્ટ મી રૈટે પોતાના ભાષણમા કાગળના ઉદ્યોગના સબધમા જણાવ્યુ હતુ કે " આખી દુનીયામા કાગળનો વપરાશ દર વર્સે એક કરોડ વીસ લાખ ટનનો છે કાગલ બનાવવા માટે ખાસુ વાસ અને સેરના ઘાસીઆ ( ખડ ) ઉપયોગી થઇ પડે તેમા બાબુનો માલ બર્મા, બેગાલ અને સાઉથ

વેસ્ટ ઇંડીઝમાથી દરવરસે એક કરોડ ટન મલી શકે અને આસામમાથી દરવરસે ત્રીસ લાખ ટન સેરેના ઘાસનો માવો મલી શકે તેમ છે તેથી હીંદુસ્થાનમા કાચો માલ એટલો બધો છે કે આખી દુનીઆને વર્ષો સુધી કાગળ પૂરા પાડી શકાય. આ ઉપરથી હીંદના મુડીવાલા આ દિશામા નજર દોડાવે તો, ફાયદાકારક ઉદ્યોગ છે. હીંદુસ્થાનમા કંપનીઓ ઉભી કરી ઊચા પ્રકારનુ સાંચાકામ મંગાવી, સારા એક્ષપર્ટો રોકે તો લાભ ચોકકસ મેળવી શકે ઇંગ્લાંડમા જે માલ બને છે તેના ઘરાક દક્ષીણ આફ્રીકા અને આસ્ટ્રે આ પણ છે

આપણે ત્યા હવે જે જુજબાજ અમદાવાદી કાગળ બને છે તે ચોપડા બાંધવાના કામમા પણ પુરા પડતા નથી તે કાગળો બનાવવા માટે ચીથરાને કહોવરાવીને તેને ધોઇ, ઉકાળી ખાંડીને માવો બનાવે છે તે માવો ટાંકીમા નાંખ્યા બાદ સુકવીને તેને ફટકડીનુ પાણી પાઇ ઘુટાવતી ઘુટે છે બ્લોટીંગ પેપર બને છે તેને સરેસનુ પાણી પાવામા આવતુ નથી તેથી શાહી ચુશી શકે છે ફટકડીના પાણીમા કાગળ બોળી સુકવવાથી એવી જાતના કાગળ તૈયાર થાય છે કે અગ્નિની પણ અસર તેના ઉપર થતી નથી કાગળો આ દેશમા ઘણી જાતના આયાત થાય છે દાખલા તરીકે લખવાના, છાપવાના, રેપર માટે ચામડા જેવા મજબુત, ગ્લેઝડ, ટ્રેસીંગ, પુઠા માટેના, પાલીસવાળા, કાકરવાળા, શીલા પ્રેસના છાપવાના, ટોપી કાઢવાના, રંગીન, જુદી જુદી તરાહના એમ અનેક જાતો આવે છે, જેમાની ઘણાખરાની હકીકત નીચે આપેલી છે હાલમા જુદા જુદા અનેક કાર્યોમા કાગળની જરૂર પડે છે છાપખાનાઓને અને પુસ્તક પ્રસિદ્ધ કરનારઓ માટે તો તે રોજનો ખોરાક છે કાગળો બનાવવાને એક સંચો એક દિવસમા છ થી સાત ગાઉ પહોચે એટલા કાગળ બનાવી શકે છે આવા સેંકડો મંચાવ ળા કારખાનાઓ ગ્રેટબ્રીટનમા, અમેરીકામા, ફ્રાંસ, જર્મની, જાપાન અને બીજા દેશોમા વીજળીક અને વરાળયંત્રથી ચાલી રહ્યા છે, છતા કાગળનો તો તોટોજ જણાય છે.

કાગળો બનાવવા માટે જુના લુગડા, રૂ પરાળ, ટાટ, લાકડાનો ભૂકો, વાંસ, એસપાર્ટો નામનું ઘાસ તથા રદ્દી કાગળનો ઉપયોગ થાય છે એ બનાવવા માટે ચીંથરા ધોવાના, ખાંડીને માવો બનાવવાના, કાગળ બનાવવાના, તેને દાબવાના, અને ઊની પોલી લાટો ઉપર વીંટાળીને સુકવવાના જુદા જુદા સંચાઓ હોય છે સુકા થયેલા કાગળો તૈયાર થઇ એક પછી એક ફાળકા ઉપર વીંટાય છે આ રીતે થયેલા કાગળને સરેસના પાણીમા બોળીને સુકાવી દે છે, તેથી લખવા જેવા બને છે અમેરીકા અને યુરોપમા કાગળ બનાવવા માટે મોટે ભાગે લાકડાના મેદા વપરાય છે તે માટે ઉત્તમ પ્રકારનું સાંચાકામ અને કસાયેલ તથા અનુભવી કામદારોનો ઉપયોગ થતો હોવાથી જે જાતના કાગળો

હીંદમા આયાત થાય છે તેવા કાગળો અહી બનતા નથી લાકડાને વહેરતા જે ભુકો પડે તેને રસાયણી ક્રિયાઓની ઉપયોગમા લેવાથી કાગળ બનાવવામા ઘણી સવળતા પડે છે આ લાકડાનો મેદો મોટે ભાગે સ્વીડન અને નોરવેથી વિશેષ પ્રમાણમા મળે છે, તોપણ રૂશીઆ, કેનેડા, ન્યુફાઉંડલેન્ડ અને જર્મનીમાથી કાચો માલ થોડો થોડો નીકાશ થાય છે કાગળ બનાવવામા ચાઇના કલે, ચાક અને હરસોઠનો ઉપયોગ કરવાથી આરપાર ન જોઈ શકાય તેવા કાગળો બને છે કાચી વસ્તુઓમાથી મળેલા માવાને સાફ કરવાને માટે સોડા, ચૂનો, બ્લીચીંગ પાઉડર ઇત્યાદિ વપરાય છે, અને સફાઇબધ બનાવવા માટે રોઝીન, ગ્લુ, જીલેટીન અને લાહીનો ઉપયોગ કરવામા આવે છે તથા તે ઉપર રગો આણવા માટે કોલ્ટારના રગોનો ઉપયોગ કરાય છે

દુનીઆમા જેટલા કાગળો બને છે તેનો ત્રીજો ભાગ યુનાઇટેટડ સ્ટેસ બનાવે છે, કેમકે ત્યા તથા કાનેડામા લાકડાનો મેદો અને પાણીની બહુજ સવડ હોય છે તે બને દેશો કાચો માલ ઇગ્લાડ મોકલે છે જેમાથી ઇગ્લાડ કાગળો બનાવે છે હાલમા પૂર્વ આફ્રીકામા આવેલા કેનીઆ સસ્થાનમાથી લાકડાનો માવો પુષ્કળ મળે તેમ હોવાથી ત્યાની સરકારે ટેન્ડરો માગ્યા છે કેનીઆમાં મોટા મોટા જગલો આવેલા છે, તેમા કીકુયુ અને મઉ પ્રાતમા વીસ હજાર ટન માવો દર વરસે મળે એવી વકી છે તેમજ બાબુ વાસમાથી પણ કાગળ બનાવવા માટે તજવીજ ચાલુ છે હાલમા એવી શોધ થઈ છે કે રબરના રેશામાથી કાગળ બની શકે અમેરીકાના હાવાઇના ટાપુમાથી શેરડીના રેશામાથી બનાવેલા કેટલાક જાડા કાગળના નમુના વીલાયત મોકલવામા આવ્યા છે જે પાણીથી ભીંજાય નહીં તેવા હોવાથી તે ઉપયોગી થઇ પડશે એમ મી કીટ્રઝ જણાવે છે

હવે મુખ્ય મુખ્ય કેટલી જાતના કાગળો કયે કયે સ્થળે બને છે અગર ક્યાથી આયાત કરાય છે તથા શુ શું ઉપયોગમાં વપરાય છે તેની ટુકી નોધ આપવી આવશ્યક છે —

૧ **મશીન ફીનીશ અથવા ગ્લેઝડ કાગળો** —આ કાગળો ચાલુ બુક પ્રીન્ટીંગ ઇત્યાદિ કામમા વપરાય છે, અને સારી જાતનો કાગળ લાકડાના માવાથી મુક્ત Woodfree હોય છે, તેથી તે જલદીથી રગ બદલતો નથી કે બટકી જતો નથી

૨ **રફ અથવા ન્યુસના**—(ચીનાઇ તરીકે ઓળખાતા કાગળો) વર્તમાન પત્રો, હેન્ડબીલો, અને એવા પરચુરણ સસ્તા કામો સારૂ વપરાતો કાગળ આ કાગળ મુખ્યત્વે નોર્વે—સ્વીડન, ઓસ્ટ્રીઆ અને કેનેડામા બને છે આપણા દેશમા તેની બનાવટ થતી નથી, કારણ કે હજુ અહીના જગ

લેનો ઉપયોગ કાચો માલ બનાવવાના કામમા કરવામા આવતો નથી, અને પરદેશથી મગાવેલો માવો મોઘો પડી જાય છે વળી તેને લાયકની રાક્ષસી મશીનરી પણ અત્રે નથી અને હાથીના દાતની માફક બહારથી સસ્તી જણાતી આપણા દેશની મજુરી પણ પોષાતી નથી, કારણ કે વીલાયતનો એક મજુર પોતાની જોખમદારીનો ખ્યાલ કરી એક દિવસમા જેટલુ કામ આઠ કલાકમા કરે તેટલુજ કામ ( તેના જેવુ સરસ તે થાય કે નહિ તે તો જુદો સવાલ છે) કરવાને આપણને અત્રે ચાર કે છ મજુર રોકવા પડે અને તેમને કદાચ બાર કલાક કામ કરવું પડે !

આમા રગીન અને સફેત અનેક જાતો આવે છે, અને ઇગ્લાડ એની નિકાશમા ઝાઝુ પડ્યુ નથી કારણ કે તેને માવા સારૂ પરદેશ ઉપર આધાર રાખવો પડે છે વિલાયતમા ઘણાખરા મોટા વર્ત્તમાનપત્રોની પોતાના ખપના કાગળ સારૂ પોતાની કાગળ બનાવવાની સ્વતત્ર મીલો હોય છે

૩ **ફુલ્સકેપ**—અસલના નાજદરબારોમા વિદૂષકોના માથાની ટોપીઓ બનાવવામા આ સાઇઝ કદાચ બહુ અનુકૂલ પડતી હશે, તેથીજ એનુ નામ ફુલ્સકેપ (મૂર્ખાની ટોપી) રાખ્યુ હશે ! પણ આપણે સમજીએ છીએ તેની એ કોઇ વિશિષ્ટ જાતના કાગળનુ નહિ, પરતુ સાઇઝ વિશિષ્ટનુ નામ છે અને આ કાગળની સાઇઝ ૧૩ ×૧૬½ ઇંચ છે એમા ક્રીમલેડ, ચીકણા, ક્રીમવોવ ઇત્યાદિ જાતો આવે છે તે સર્વે મુખ્યત્વે લખવાનાજ કામમા વપરાય છે, અને તેનુ ખાનદાન પણ Writing paper નુજ છે

૪ **ચોપડાના કાગળો**—અમદાવાદી કાગળોની બનાવટ સબધી હકીકત ઉપર આવી ગઈ છે આ હાથે બનાવવાના કાગળોનો ઉદ્યોગ આપણે ત્યાથી હવે લુપ્તપ્રાય થઇ ગયો છે, છતા અમદાવાદી ચોપડાના કાગળોની એ ખાસ ખુબી હજુ જળવાઇ રહેલી છે કે સળ પાડતા કે ચોળાતા તે કાગળો તે ઠેકાણેથી બટકી જતા નથી જ્યારે વિદેશી કાગળો એટલે અશે એ ગુણમા એની સરખામણી કરી શકતા નથી, છતા હીદ જેવા ગરીબ દેશમા સસ્તા માલનો ઉઠાવ વધુ થઇ શકે, તેથી આસ્ટ્રીઆ અને નોર્વે—કે જ્યાનો માલ બીજા દેશો કરતા માફક દરનો અને ઉત્તમ હોય છે—તે બહુ ચાલુ થઇ ગયો છે. જર્મની પણ તે બનાવે છે, પણ ઉપલા બે દેશો જેટલી તેની કદર કે ખ્યાતિ નથી

આ કાગળ આપણે ત્યા ચીકણા, દક્ષિણ હૈદ્રાબાદમા "રૂપકારી" ઇત્યાદિ નામથી ઓળખાય છે વિલાયતમા તેને Japan simili અથવા Indian account book paper કહે છે વેપારી આકડાઓ, ચીઠ્ઠી પત્રીઓ, હુડીઓ ઇત્યાદિ પરચુરણ કામો માટે એ સૌથી મજબુત, સરસ અને સુદર કાગળ છે

**૫ બેંક, બોંડ ઇત્યાદિ**—ખાસ મજબુત, અને કોપી કાઢવાનુ પાણી લગાડવા પછી પણ નરમ ન પડી જાય, અને લખતા છેકાય કે ફુટી નીકળે નહી, એવી જાતના રંગીન તથા સફેત કાગળો ને બેંક પોસ્ટ કહે છે તેમા સુંદર વૉટર માર્ક પણ હોય છે. એવી જાતો **અમેરિકા** બનાવે છે જે આપણા દેશમા બહુજ વખણાય છે અને ઇંગ્લાંડમા પણ તેની કદર થાય છે બીજે નંબરે ઇંગ્લીશ માલ આવે છે, પણ તે ભાવમા મોંઘો પડે છે, અને હવે તો નોર્વે–સ્વીડન, જર્મની, અને હોલેંડ પણ એની સારી જાતો કાઢે છે

**૬ મેનીફોલ્ડ, ટાઇપરાઇટર, તથા અનીઅન સ્કીન પેપર**—આમા પ્રથમના બે પાતળા પણ Writing paper ની જાતના અને બહુ ચીવટ પ્રકારના કાગળોની જાતો છે, જ્યારે ત્રીજો પણ તેવોજ આવે છે, પણ આપણા આ ગરીબ દેશમા તેની આયાત પોષાતી નથી વળી ભગવાન વિષ્ણુના થાળમાથી ગબડી ગયેલા કાંદા ( Onion ) ની છાલ જેવા પાતળા અને સુંદર તથા મજબુત કાગળનો–કે જેના પરથીજ એનુ એ નામ પડેલુ લાગે છે—હીન્દ જેવા ધર્મચુસ્ત દેશમા બહુ આવકાર ન થાય તો નવાઇ નથી !

**૭ પાર્ચમેંટ પેપર**—શેર સર્ટીફીકેટો, અને કીમતી દસ્તાવેજો ઇત્યાદિ સારૂ વપરાતો મોંઘો કાગળ

**૮ લેજર પેપર**—વિલાયતી ચોપડાઓ બાધવા વિગેરે કીમતી કામો સારૂ વપરાતા મોંઘા અને મજબુત કાગળની આ જાત છે અને મુખ્યત્વે તેની બનાવટમા ઇંગ્લાંડ પ્રમુખસ્થાન ભોગવે છે

**૯ હેંડમેઇડ**—આપણી કરન્સી નોટોના કાગળોની માફક હાથે બનાવેલા મજબુત અને લેજર પેપર કરતાયે મહત્ત્વના કામ સારૂ વપરાતો કાગળ, કે જે મુખ્યત્વે કરીને ઇંગ્લાંડથીજ અત્રે આવે છે

**૧૦ સુપર કેલેંડર્ડ, આઇવરી ફીનીશ, રીયલ આર્ટ, ઇમીટેશન આર્ટ,** વિગેરે—આ સર્વે કાગળો ચિત્રો છાપવાના ઉપયોગમા આવે છે, તેમજ બ્લોકો છાપવા હોય તેવા કેટલોગોને સારૂ પણ મુખ્યત્વે એજ વપરાય છે. આ બધામા "આઇવરી ફીનીશ" કાગળ મજબુતીમા વધુ હોય છે

**૧૧ લીથો, ક્રોમો**—ઇત્યાદિ કાગળો વિના આપણે સુંદર લેખકો અને રવિવર્મા આદિ ચિત્રકલાનિપૂણ આર્ટિસ્ટોના અદ્દભુત અને નયનમનોહર ચિત્રોના દર્શન ન કરી શકત

**૧૨ પોસ્ટર પેપર**—દિવાલે ચોટાડવાની જાહેર ખબર ઇત્યાદિ સારૂ ખાસ ઉપયોગમા આવતો કાગળ એમા અનેક જાતો આવે છે; પણ મુખ્યત્વે એક બાજુ રફ ( કે જેથી ચોટાડવાને સુગમતા થાય ) અને

બીજી બાજુ સુંદર ગ્લેઝડ કે જેથી અનેક રંગોના ચિત્રો સહેલાઇથી છાપી શકાય છે, અને વાર્નિશ લગાડવાથી તે ચિત્રો અત્યંત ચળકતા અને સુંદર દેખાય છે તેની (સરફેસ) સપાટી અત્યંત ગ્લેઝડ હોવાથી બહુજ થોડું વાર્નીશ તે પીએ છે

**૧૩ ટીશ્યુ અથવા સીલ્વર પેપર**—બહુજ પાતળા અને સફેદ યા રંગીન, પણ સ્વચ્છ અને સુંદર જાતના કાગળોનું આ નામ છે તેના વિના જેમ આદીસોનાના દાગીના આપણુને શોભીતા લાગતા નથી, તેમજ પેશાવરથી પીચ પણ અત્રે આવી શકત નહી. વળી પતંગો ઉડાવીને આંખો સુધાર વાનું સાધન પણ આપણે કદાચ આ કાગળ વિના મેળવી શકત નહિ!

**૧૪ મનીલા, બ્રાઉન, ક્રાફ્ટ**—આ બધી કાગળની જાતો Wrapping Papers એટલે માલ પેક કરવાના કાગળોની જાતો છે

**૧૫ ડ્રૉઇંગ પેપર**—આને કાટ્રીજ પેપર પણ કહે છે તે ડ્રોઇંગ વિગેરેના કામમાં મુખ્યત્વે વપરાય છે

**૧૬ સ્ટ્રૉબોર્ડસ**—ચોપડીના પુઠા, બાકસો, સુતરના પડિકા, ઇત્યાદિ ઉપયોગમાં આ લેવામાં આવે છે પીળા રંગના આ પુઠાની પેદાશ જર્મની, હોલેંડ અને જાપાનમાંજ મુખ્યત્વે થાય છે આપણે ત્યાં બંગાલમાં હાલમાં આવી એક મીલ કે જેનું નામ The Bengal Pasteboard & Paper Mills છે તે ઉભી થઇ છે પણ તેનો માલ હલકા પ્રકારનો આવતો હોવાથી અને ભાવમાં મોંઘો પડતો હોવાથી ખપતો નથી

**૧૭ કાર્ડબોર્ડ**—બાકસો, ચાલુ પોસ્ટકાર્ડો, ઇત્યાદિ ઉપયોગ સારૂ વપરાતો અને જેની ઉપર લખતા શાહી ફેલાય કે ફુટે નહિ તેવી સરફેસવાલો જાડો સફેદ યા રંગીન કાગળ આમાં આર્ટ સરફેસનો પણ (ચિત્રો સારૂ) આવે છે

**૧૮ પેસ્ટેડ બોર્ડ**—બોક્ષ બનાવવાના તથા હોઝીઅરી મીલો વિગેરેના કામમાં આવતા સ્ટ્રૉ બોર્ડની ઉપર સફેત અથવા રંગીન ચોટાડેલા કાગલોવાળા પુઠા

**૧૯ કવર પેપર**—બુકોની ઉપર કાચા પુઠા સારૂ મજબુત કાગળોની ખાસ જરૂર હોય છે કે જે અંદર બીજા કોઇપણ કાગળની મદદ વિના પુસ્તકનું રક્ષણ કરી શકે આ કાગળો ઘીના ભાવ કરતા પણ મોંઘા હોઇ શકે કારણ કે તેની સુંદરતા અને મજબુતાઇપરજ પુસ્તકના ખપનો અને સૌંદર્યનો આધાર છે આમાં માસિકો પર લગાડાતા સસ્તા કાગળથી તે છેક "સૌરાષ્ટ્ર" ની "રસધાર" ના કવર સુધીનો સમાવેશ થાય છે.

**૨૦ ફ્લીટ પેપર**—રંગના ડબા, સુતરના પડીકા, ઇત્યાદિ ઉપર સુંદર ચિત્રો સાથે લગાડાતા એક બાજુ રંગીન કાગળો

**૨૧ માર્બલ, ઇમીટેશન કલૉથ**—ઇ૦ ચોપડીઓના પૂઠા પર કપડાને બદલે જાતજાતના ચોટાડવાના કાગળો

ઉપરના કાગળોમા સ્ટ્રૉબોર્ડ, પેસ્ટેડ બોર્ડ વીગેરે હડરવેટ ઉપર વેચાય છે કાર્ડ બોર્ડ વિગેરે ગ્રસ ઉપર વેચાય છે, સુપરફેલેઠર્ડ, આઇવરી ફીનીશ, રફ, ફુલસકેપ વિગેરે રતલના ઉપર વેચાય છે રીમ ૪૮૦ થી ૫૦૦ કાગળનું આવે છે ગાસડી આશરે ૫૦૦ રતલની થાય છે, પરતુ ગાસડીના કદ સારૂ કશું ખાસ બધારણ નથી છતા એક ટનની ચારથી પાચ ગાસડીઓ બધાઇને આપણા દેશમા આવે છે કાગળમા ચાલુ રીવાજ શેકડાનો વટાવ ટકા એનો છે

ઉપરના સર્વે કાગળોની જાત "સુદામા પેપર માર્ટ" કે જે મુબઇમા કોટમા જનરલ પોસ્ટ ઓફીસ પાસે છે, તેઓ પરભારા મોટા જથામા આયાત કરતા હોવાથી તેમને ત્યાથી કીફાયત ભાવે મળી શકે છે

ઉપર મુજબ કાગળોમા સાઇઝ એટલે માપ કેવી રીતે આવે છે તેની હકીકત જાણુ માટે આપેલ છે

**કાગળોની ચાલુ સાઇઝો** ( સાઇઝ ઇચમાજ સમજવી )

| | | | |
|---|---|---|---|
| ૨૦×૨૭ | રૉયલ, | ૪૦×૨૭ | ડબલ રૉયલ |
| ૨૨×૨૯ | સુપરરૉયલ | ૨૯½×૪૩ | ,, સુપરરૉયલ |
| ૧૫×૨૦ | ક્રાઉન | ૨૦×૩૦ | ,, ક્રાઉન |
| ૧૭ +૨૨ | ડીમી | , ૨૨½×૩૫ | ,, ડીમી |
| ૧૩¼×૧૬½ | ફુલસકૅપ, | ૧૬½×૨૬½ | ,, ફુલસકૅપ |
| ૧૮×૨૩ | બેક પોસ્ટ, | ૪૦×૪૦ | કવૉડ ક્રાઉન |
| ૧૬½×૨૧ | લાર્જ પોસ્ટ | ૩૫×૪૫ | ,, ડીમી |
| | | ૨૭×૩૪ | ,, ફુલસકૅપ |

**લેજર પેપરની સાઇઝો**

| | | | |
|---|---|---|---|
| ૨૨×૩૦ | ઇંપીરીયલ | ૨૦×૩૧ | ડબલ થર્ડ |
| ૧૫`×૨૦ | સીંગલ થર્ડ | ૨૨½×૩૫ | ,, સેકડ |
| ૧૭½×૨૨½ | ,, સેકડ, | ૨૪×૩૮ | ,, ફર્સ્ટ |
| ૧૯×૨૪ | ,, ફર્સ્ટ, | ૧૭×૨૭ | ,, ફુલસકૅપ |
| ૨૦×૨૮ | સુપર રૉયલ | | |

**ચોપડાના કાગળોની સાઇઝો**

૨૩×૨૪½ સાહેબખાની ઉર્ફે ખંભાતી

૨૫½×૨૭½ શાસ્તરશાની

૩૩×૨૮ બહાદરખાની,

૨૧×૨૨½ મુરાદશાહી
૧૯×૨૧ વરાના
૧૭×૧૯ બીલીગરા

**નોંધ**—ઉપલી સાઇઝોમા દેશ અને જાત પ્રમાણે **ઇંચ અર્ધા ઇંચનો** ફેરફાર હોઇ શકે છે ઉદાહરણાર્થ–ડબલ સુપર રૉયલ સાઈઝનો ક્રાફ્ટપેપર હોય તો તેની સાઈઝ ૨૯½×૪૩ ને બદલે ૨૯×૪૪ કે ૨૯×૪૫ હોય છે, અને ડબલ ડીમીની ૨૨½×૩૫ને બદલે ૨૪×૩૬ હોય છે તેમજ રૉયલની સાઈઝ બગાલ-પજાબમા ૨૦×૨૭ને બદલે ૨૦×૨૬ હોય છે, ને ઇંગ્લાડમા તે ૨૦×૨૫જ હોય છે



## ૩૩ હાથીદાત ( Ivory )

હાથીદાતની નીપજ બર્મા, આફ્રીકાના ઘણા ભાગમા તેમાય મુખ્યત્વે કરીને ઇજીપ્તના મોટા ભાગમા અને સીલોન આદિ દેશોમા થાય છે મહીસુર અને દીલ્હી તરફના મુલકો કાઇ નીપજના દેશો કહેવાય નહી, જુજજાજ ઉપજ થાય એટલુજ

અહીં મુબઇમા જે હાથીદાત આવે છે, તે મોટે ભાગે આફ્રીકાથી અને વિલાયતથી આવે છે આફ્રીકાથી આવનાર માલ ગામઠી એટલે નબર કાઢયા વગરનો મીકસ માલ આવે છે તે પાચ રતલથી ૭૦ સીતેર રતલ સુધીના ટુકડા આવે છે વીલાયતથી જે માલ આવે છે તે નબરવાર કટ કરેલો માલ આવે છે જે ચુડીઓના કામમા વપરાય છે આફ્રીકાથી આવનાર મલમાથી ચુડીનો બર કાઢી લઇ બાકીનો ચીન જાપાન અને યુરોપના બીજા ભાગમા મોકલાય છે, જેના રમકડા આદિ ઘણી ચીજો બને છે ચુડીબગના હાથીદાતની ખપત મારવાડ, સીધ, પજાબ અને મુલતાન, ગુજરાત તેમજ કાઠીઆવાડમા થાય છે

દર વરસે હાથી દાત આશરે ૩૦ થી ૩૫ લાખનો માલ આ દેશમા આવે છે અને કુલ પેદાશ સવા બે કરોડને આશરેની ગણાય છે જેમાનો ઘણો ખરો માલ ખાનારા દેશ યુરોપ, અમેરીકા, ચીન અને જાપાન છે

જગબારી હાથી દાત આવે છે તેમા ઘણી જાત આવે છે એક દાતના જુદા જુદા કકડા પાડી તેના ભાવ જુદા જુદા થાય છે કારણ કે હાથીદાતનો છેવટનો ભાગ પોલો નીકળે, વચલો નક્કર નીકળે અને શરૂઆતનો વળી જુદોજ નીકળે, જેને પોલી મુસી, લાટા, તથા ચટ્ટા એમ જુદા જુદા નામ આપેલા હોય છે

એક આખો હાથીદાત હોય તેનો ભાવ હાલ સુરતી મણ ૪૧ા તોલ લેખેના રૂ ૩૮૦ થી ૪૫૦ ગણાય છે પણ જુદા જુદા જાતના કટકાનો ભાવ મણના ૨૮ રતલના હિસાબે રતલ એકનો ભાવ ગણાય છે જેમકે પોલી મુસી ન ૩ ના રૂ ૮ાા, ન ૪ ના રૂ ૬ા, લાટા ન ૨-૩ ગોળના રૂ ૧૨, ન ૪ ગોળના રૂ ૧૨ા, પોલી ફાકડી ગોળ ન ૪ ના રૂ ૮ાા, સ્લેટ ફાકડી રૂ ૯ આ મુજબ ગણાય છે

હાથીદાત જેમ બહુ જાડો, દેરખા, સારો, વગર ફાટેલો હોય તેમ ઉચો ગણાય છે તેમા વગર ગામનો માલમા ૩ાા ટકા અને આમા તય કપેલ માલમા ટકો ૦ા અને દલાલી ટકો ૦ાા કપાય છે માલના નાણા બીજે દિવસે લેવડ-દેવડનો ચાલ છે હાથીદાતના કારખાના જયપુર, મહીસુર, અમૃતસર, મોરબી વીગેરે સ્થળોએ છે જ્યા સુદર ચીજો તરેહવાર મળે છે બનાવટી હાથીદાતની બનાવેલી ચીજો બજારમા વેચાય છે, પણ તે અસલ હાથીદાત નહી તે બનાવટી હાથીદાત સેલ્યુલોઇડ જે કાગળ, કપુર અને દુધની મલાઈની બને છે, તેમાથી બનાવાય છે તે ઉપરાત કાસ્ટીક લાઇમ અને પ્લાસ્ટર ઓફ પારીસની બીજી વસ્તુઓ સાથે મેળવણીથી બની શકે છે પણ અત્રે ઉપયોગી હકીકત ન હોવાથી આપી નથી

હાથીદાત ઉપર લાલ, કસુબી, લીલો, પીળો, વાદળી વીગેરે જે જે રગ ચડાવવા હોય તેને લીબુના રસમા ચોવીશ કલાક રાખી તે તે જાતના રગ ચઢાવવાની પદ્ધતિ મુજબ રગ ચઢાવી શકાય છે

હાથીદાતને નરમ પાડવો હોય તો પાચ શેર પાણીમા એક ઓસ સુરાખારનો તેજાબ ( Nitric-acid ) નાખી તેનુ મિશ્રણ કરીને તેમા ત્રણથી ચાર દિવસ સુધી હાથીદાતને ડુબાડી રાખ્યો હોય તો તે નરમ બની શકે છે



## ૩૪ હુંડી ( Bill of Exchange )

હુંડી બે જાતની ગણાય છે એક દેશી રીતની હુંડી તે શરાફ ધારાની હુંડી અને બીજી પરદેશની હુંડી જે દરેક લાઇનોના પરદેશના વેપાર ઉપર આધાર રાખે છે, તેનુ મ્હોટુ કામકાજ બેંકો સાથેજ થાય છે

પરદેશની અગર વીલાયતની હુંડી કે જેનુ કામકાજ બેંકો સાથેજ કરવામા આવે છે તેનુ બજાર કોટમા ફ્લોરા ફાઉન્ટન આગલ છે જ્યા દલાલો, વેપારીને બજાર ભાવથી હુંડી બેંકમાથી અપાવે છે અને વેચી પણ આપે છે તથા કલેકશનમા પણ મુકાવી આપે છે વીલાયત અને અમેરીકા તથા દુનીઆના જુદા જુદા દેશોના ચલણ મુજબ દરેક હુંડીના નામ જુદા જુદા હોય છે જેમકે અમેરીકાનો લંડન ઉપરની હુંડીનો ડાલરમા ભાવ તે અમેરીકન ક્રોસરેટ કહેવાય છે, ઇંગ્લાંડની હુંડી જે પૌંડ, શીલીંગ પેન્સની હોય છે, તે સ્ટર્લીંગ હુંડી કહેવાય છે તેવી રીતે બધા દેશના ચલણનુ સમજવુ કયા કયા દેશમા કયુ કયુ ચલણ ચાલે છે તે નીચેની હકીકત ઉપરથી સમજાશે તેમજ સ્ટર્લીંગ હુંડીઆમણની ગણત્રીએ લડાઇ પહેલા જ્યારે ભાવો સ્થિર હતા ત્યારે મૂળ કીમત શુ લેખાતી તે પણ તે ઉપરથી જણાશે

| દેશનુ નામ | ચલણનું નામ. | તે ચલણના નાના અંશનું નામ | તે ચલણની સામાન્ય કીમત આશરે કેટલી પેની ગણાય ? | |
|---|---|---|---|---|
| હીંદુસ્થાન | રૂપીઓ | ૧૬ આના | ૧૬ | પેની |
| જાપાન | યેન | ૧૦૦ સેન | ૨૪॥ | ,, |
| શાંઘાઇ | ટેલ | ૧૦૦ કાશ | ૩૨ | ,, |
| હોંગકોંગ | ડાલર | ૧૦૦ સેન્ટસ | ૧૧॥। | ,, |
| સીંગાપુર | ,, | ,, | ૨૮ | ,, |
| ન્યુયોર્ક (અમેરીકા) | , | , | ૪૯ ~ | ,, |
| કાનેડા | , | ,, | ,, | ,, |
| મેક્સીકો | ,, | , | ૨૪॥ | ,, |
| મનીલા | , | ,, | ૨૪ | ,, |
| મેન્ટેવીડીઓ | ,, | ,, | ૫૧ | ,, |
| બ્રાઝીલ | મીલરેસ | ૧૦૦૦ રેસ | ૧૬ | ,, |
| પોરતુગાલ | ઇસ્કુદ | ૧૦૦૦ રેસ | ૫૩। | ,, |
| સ્પેન | પેસેટા | ૧૦૦ સેન્ટીમુમ | ૯॥ | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રીટન | પોંડ | ૨૦ શીલીંગ | ૨૪૦ | પેની |
| ફ્રાંસ | ફ્રાંક | ૧૦૦ સેન્ટીમીસ | ૯॥ | ,, |
| જર્મની–પોલાંડ | માર્ક | ૧૦૦ ફેનીજ | ૧૧॥ | ,, |
| બેલ્જીઅમ | ફ્રાંક | ૧૦૦ સેન્ટીમીસ | ૯॥ | ,, |
| હોલાંડ | ફ્લોરીન | ૧૦૦ સેન્ટ | ૧૯॥ | ,, |
| સ્વીડન | ક્રોન | ૧૦૦ ઓરે | ૧૩। | ,, |
| આસ્ટ્રીયા–હુંગરી | ,, | ૧૦૦ હેલર | ૧૦ | ,, |
| સ્વીટઝર્લાંડ | ફ્રેંક | ૧૦૦ સેન્ટીમીસ | ૯॥ | ,, |
| ઇટાલી | લાયરા | ૧૦૦ સેન્ટીસીમી | ,, | ,, |
| ગ્રીસ | ડ્રકમય | ૧૦૦ લેપ્ટા | ,, | ,, |
| બેલગ્રેડ | દીનાર | ૧૦૦ પરાસ | ,, | ,, |
| બુકારેસ્ટ | લેઇ | ૧૦૦ બાની | ,, | ,, |
| સોફિઆ | લેવા | ૧૦૦ સ્ટોટીકી | ,, | ,, |
| તુર્કસ્તાન | પીઆસ્ટર | ૪૦ પારાસ | ૨) | ,, |
| મીસર | ,, | ૧૦ મીલીમીસ | ૨॥ | ,, |
| વાલપારૈસો | પેસુ | ૧૦૦ સેન્ટાવુસ | ૧૮ | ,, |

આ પ્રમાણે દરેક દેશનુ ચલણ તથા મૂલ સ્થાયી કીંમત જણાવી છે એ કે હાલમા તો તે દરેક ચલણના ભાવમા મોટા ફેરફાર થઈ ગયા છે જેની હકીકત આગળ આવશે

સોનાનુ બજાર અમેરીકન ક્રોસ ઉપર ચાલે છે, ચાંદીનુ બજાર ચીનની હુંડી ઉપર ચાલે છે તેમ કાપડ, સુતર અને બીજા બજારો લંડનની હુંડી ઉપર આધાર રાખે છે, કારણકે જે જે દેશનો માલ આયાત અગર નીકાશ થયો હોય, તે તે દેશના નાણા, બજાર ભાવ મુજબ ભરવાના હોય છે અગર લેવાના હોય છે જેવાકે વીલાયતી કાપડ વીલાયતથી, લંડનથી, આવે તો તેના નાણા પવનથી ભરવાના હોય છે જર્મનીના નાણા માર્કથી ભરવાના હોય છે પારીસના ફ્રાંકના હિસાબે ભરવાના હોય છે, ચીનના રેશમી કાપડના ટેલથી ભરવાના હોય છે, અને જાપાનના યેનથી ભરવાના હોય છે એટલે જે ચલણમા સોદો કરવો હોય તે ભાવથી હુંડીના ભાવ ગણાય છે જેથી દરેક બજારોના હુંડીના ભાવ જાણવા જરૂર પડે છે, તે દલાલો જણાવે છે પરંતુ એકંદરે હુંડીનો મોટો આધાર લંડનના બજાર ઉપર એટલે પવનની હુંડી જે સ્ટર્લીંગ હુંડી તરીકે ઓળખાય છે તે ઉપર રહે છે કેમકે ગ્રેટબ્રીટન, પારીસ, કે ન્યૂયોર્કથી જે માલ આવે અગર તે તે સ્થળે જે માલ નીકાશ થાય તેની હુંડી બેંક મારફતે મુખ્યત્વે કરીને પૌંડ, શીલીંગ અને

પેમેમાજ કરાય છે, તેથી તે નાણા, બજાર ભાવે ભરવાના હોય અગર ડોકયુમેન્ટથી લેવાના હોય તે બેંક ધારા મુજબ દલાલી કાપી લઈ કરાવી આપે છે આવી હુંડીમા તરતની, તારની મુદતની, કલેકશનની એમ ભેદ છે તારની હુંડી ટી ટી કહેવાય, તુરતની ડી ડી ( દર્શનીય ) કહેવાય, અને મુદતની તે ત્રણ માસની, છ માસની એમ માસવાર ગણાય જેના નાણા તારથી અપાવવા હોય અગર બેંક ઉપરના તારના જવાબથી લેવાના હોય તે ટી. ટ (T T) એટલે **તારની** હુંડી કહેવાય જે હુંડીના ફર્સ્ટ ઓફ એકસચેન્જ, સેકન્ડ ઓફ એકસચેન્જ અગર "સોલા" તરીકે હોય ( એટલે હુંડી અને પેઠ, અગર એકથી હુંડીના કાઢેલા કટકા કે જેને ડ્રાફ્ટસ કહે છે ) તે રજુ કર્યેથી પેમ મળે છે તેને on Demand ( દેખાડ કરે કે તરતજ મળે તેવી ) એટલે **દર્શણીય હુંડી** કહે છે, તેના બજાર ભાવે નાણા અપાય, લેવાય છે આ ઉપરાંત જે હુંડી 0 days sight 60 days sight વિગેરેની હોય એટલે દેખાડ થયા પછી તેના નાણા ૩૦ દિવસે કે ૬૦ દિવસે હુંડીમા જણાવ્યા મુજબ મુદતે આપવા લેવાના હોય તે **મુદતની હુંડી** કહેવાય છે અંગ્રેજીમા તેને "સાઈટ બીલ" કહે છે, તે હુંડીમા જણાવેલા દિવસ ઉપરાંત વધારાના દિવસ જેને Days of grace કહે છે તે દરમ્યાન નાણા ભરી શકાય છે આ ઉપરાંત કેટલીક હુંડી એટલે "બીલ" કલેકશનની પણ હોય છે એટલે માલના ડોકયુમેંટ (માલનુ **ભરતીઉ, બીલ ઓફ લેડીંગ અને વીમા પલીસી** ) આપીને સાથે નાણાનું થતુ બીલ અપાય, અને જેના નાણા ભરપાઇ થયેથી વસુલ મળી શકે અને ત્યાસુધી બેંકમા પડી રહે તે હુંડીનુ નામ B/C ( એટલે Bill of Collection ) વસુલ થયે નાણા મળે તેવી હુંડી કહેવાય છે પરંતુ તેજ બીલ ઉપર બેંક પોતે લેનાર અગર વેચનારની શાખ ઉપર નાણા ( ચાલુ ભાવ મુજબ વ્યાજ લઇને ) આપે તો B/D (એટલે Bill of Discount) "વટાવેલી હુંડી" કહેવાય છે ઉપરના દરેક બીલોમા બેંકના લેવાના અને વેચવાના ભાવમા ફેરફાર રહેલો હોય છે જેમકે —

| | | શી પે આની | |
|---|---|---|---|
| તારની હુંડી | ( ટી ટી ) | ૧—૪—૯ | (બેંકનો વેચવાનો ભાવ હોય તો લેવાનો ૧-૪-૧૧ની આસપાસનો હોય) |
| દરશની ,, | ( ડી ડી ) | ૧—૪-૧૦ | (બેંકનો વેચવાનો ભાવ હોય તો લેવાનો ભાવ ૧-૪-૧૨ની આસપાસનો હોય) |
| ત્રણ માસની ,, | (બી સી) | ૧—૪-૧૫ | વેચવા લેવાના આશરે બએ આના ઓછા વધુ સમજી લેવા |
| ડીસકાઉંટ ત્રણ માસની | (બી ડી) | ૧—૫—૩ | |

આ મુજબ એકો અગર હુંડીનો વેપાર કરનારી પેઢીઓ લેવા વેચવાના જરૂરીઆત અને ગરજ મુજબ ભાવમા વધુ ઓછો ફેર રાખી શકે છે કેટલો ફેર રહેવો તેનુ કાંઇ ચોક્કસ બંધારણ ન હોય

હુંડીના આ જે ભાવ જણાવ્યા તે લંડન ઉપરની હુંડીના અત્રે મુંબઇની બજારના ભાવ જણાવ્યા, તેવી રીતે ન્યુયોર્કની, પારીસની, આફ્રીકાની વીગેરેની હુંડીના ભાવો પણ બોલાય છે તે ઉપરાત જાપાનીશ યેનના, અમેરીકન ડોલરના, જર્મની માર્કના, પારીસ ફ્રાંકના, શાંઘાઇ, સીંગાપુર, હોંગકોંગ, બેલ્જીઅમ, સ્વીડનના ક્રાઉનના તથા એક પવનના ક્રાઉ કેટલા તે દરેક ચલણના હાજર તથ હુંડીઆમણના ભાવ બજારમા બોલાય તે મુજબ લે વેચ પુષ્કળ થાય છે

દરેક હુંડીના ભાવ જેવી કે બીલ કલેકશન તારની હુંડી (ટી ટી) બીલ કલેકશન તુરતની હુંડી (ડી ડી) ત્રણ માસની હુંડી, છ માસની હુંડી વીગેરેના ભાવ બેંક મારફતે માલુમ પડે છે અને સોદા થઇ શકે છે મોટે ભાગે સ્ટર્લીંગ હુંડીઆમણનો ખપ વિશેષ માલુમ પડે છે જેથી તેના હિસાબ કેવી રીતે ગણાય છે તેની રીત નીચે મુજબ બતાવી છે આ રીતથી વેપારીઓને ગણતા વખત લાગે તેથી અને તેમા ભુલ થવા સભવ હોવાથી હુંડીઆમણના તૈયાર હિસાબ હોય તે બુકનો ઉપયોગ કરે છે, જેમા તુરતજ જવાબ મળી શકે છે ચાલુ બજારને ઉપયોગી હુંડીઆમણ શી ૧–૩॥ થી ૧–૬॥ સુધી લેખાય જે આ પુસ્તકમા આપવામા આવેલ છે, તે સર્વેને ઉપયોગી થઇ પડશે લડાઇના વખત દરમ્યાન અને ત્યાર પછી હુંડીઆમણ શી ૨–૬ અને ૨–૧૧ સુધી પહોચ્યુ હતુ કે જે વખતે આપણી નામદાર સરકારે સોનુ તોલા એકના રૂ ૧૯) ના ભાવે ટેન્ડરો બહાર પાડેલા હતા અને "રીવર્સ કાઉન્સીલ બીલો" ઉઘાડયા હતા આવો સમય કાઇકજ વખતે આવી શકે છે

વીલાયતની હુંડી એટલે સ્ટર્લીંગ હુંડીના હિસાબ ગણવાની રીત એવી છે કે —

| | |
|---|---|
| ૧ પોંડ | ૨૦ શીલીંગ |
| ૧ શીલીંગ | ૧૨ પેની |
| ૧ પેની | ૧૬ આની |

આ મુજબ ગણતા મૂળ રકમ જેટલા પવન, શીલીંગ પેની કે આની હોય તેના ઉપરના કોષ્ટક મુજબ આની કરવી, પછી હુંડીનો બજાર ભાવ જે શીલીંગ પેની અને આની કહ્યો હોય તેના પણ આની કરવી અને તે રકમ વડે ઉપલી રકમને ભાગતા જે આવે તે રૂપીઆ જાણવા, શેષ વધે તેને ૧૬

ગુણી આના ઠરવા, ભાગતા આના આવશે, અને ૧૨ ગુણી ભાગતા પાઈ આવશે તેમા ધ્યાનમા એટલુજ રાખવાનુ કે જો ભાવમા આની ન હોય તો બધી પેન્સજ રાખી ઉપર મુજબ હિસાબ ગણવો દાખલો —

૧૮૦ પવનના દર શીલીંગ ૧-૩-૧૧ (એટલે ૧ શીલીંગ ૩ પેની અને ૧૧ આની) ના ભાવે કેટલા રૂપીઆ ? તો

૧૮૦ ને ૨૦ ગુણતા ૩૬૦૦ શોલીગ, તેને ૧૨ ગુણતા ૪૩,૨૦૦ પેની થઇ અને ૧૬ ગુણતા ૬,૯૧,૨૦૦ આની થઇ તેને ૧-૩-૧૧ એટલે ૧૨+૩=૧૫ પેની તેની આની કરતા ગુણવા ૧૬=૨૪૦ આની થઇ તેમા ૧૧ ઉમેરતા ૨૫૧ નો સરવાળો થયો તે વડે ઉપની રકમને ભાગતા ૨૭૫૩ આવ્યા તે રૂપીઆ, બાકી વધ્યા (શેષ) ૧૯૭ તેને ૧૬ ગુણી ૨૫૧ થી ભાગતા ૧૨ આના આવ્યા, અને શેષ ૧૪૦ રહ્યા તેને ૧૨ ગુણી ૨૫૧ થી ભાગતા ૬॥ પાઇ આવી, તેથી ૧૮૦ પવનના ૧-૩$\frac{11}{16}$ લેખે રૂા ૨૭૫૩-૧૨-૬ પાઇ ઉપજ્યા

ઘણી વખતે આનીથી પણ ઓટો ભાવ હોય છે અરધી આની પાઆની અને તેથી પણ ઓછો હોય છે જેમકે ૧-૩$\frac{7}{32}$ લેખે ૧૦૦ પૌંડના કેટલા રૂપીઆ થાય ? તો ૧૬ ને બદલે ૩૨ ગુણવા એટલે ૧૦૦×૨૦×૧૨×૩૨=૭,૬૮,૦૦૦ તેને ૧-૩-૭/૩૨ એટલે ૧૨+૩=૧૫×૩૨=૪૮૦+૭=૪૮૭ થી ભાગતા રૂા ૧૫૭૭ આવ્યા તે જવાબ

આ તો હુંડીના નાણા કર્યા કહેવાય, પણ કેટલીક વખતે નાણા આપી પરદેશની હુડી લેવાની હોય છે (જેને ડરાફ કઢાવવો કહે છે) એટલે રૂપીઆ વટાવી પવન શીલીગ પેન્સનો ડરાફ (હુંડી) કઢાવી બીડવો હોય તો તેનો હિસાબ ઉલટી રીતે ગણવો જોઇએ એટલે—

ભાવ જે ચાલતો હોય તેની શીલીંગની આની કરવી અને તે વડે કહેલા રૂપીઆને ગુણી જે ગુણાકાર આવે તેને ૧૬ ભાગતા પેન્સ, ૧૨ ભાગી શીલીંગ અને ૨૦ ભાગી પાઉન્ડ એમ અનુક્રમે કરવા જેમકે રૂપીઆ ૧૨૫૫૫ નો વીલાયતની હુડી કરાવવી છે તેના દર શી ૧-૫-૨ લેખે કેટલા પવનની હુડી થશે ?

તો ૧×૧૨=૧૨+૫=૧૭×૧૬=૨૭૨+૨=૨૭૪ આની થઇ હવે ૧૨૫૫૫ ને ૨૭૪ થી ગુણતા ૩,૪૪,૦૦૭ આવ્યા તેને ૧૬ ભાગતા ૨૧૫૦૦$\frac{7}{16}$ પેની થઇ, ૨૧,૫૦૦ ને ૧૨ ભાગતા ૧૭૯૧$\frac{8}{12}$ શીલીગ થઇ, અને ૧૭૯૧ ને ૨૦ થી ભાગતા ૮૯$\frac{11}{20}$ પવન થયા એટલે ૮૯ પૌંડ ૧૧ શીલીગ અને ૮$\frac{7}{16}$ પેની થયા તે જવાબ

આપણા દેશમા સ્ટર્લીંગ હુડીના ભાવ મુખ્યત્વે કરીને લડન અને પરદેશો

ખાતેની આયાત નીકાશ ઉપર વધારે આધાર રાખે છે એટલે હીદમા આયાતનો વેપાર વિશેષ પ્રમાણુમા હોય, અને નીકાશનો વેપાર ઓછા પ્રમાણુમા હોય, તથા નાણાની સગવડતા હોય તો હુડીનુ બજાર તેજીમા ન આવી શકે એટલે ૧-૩-૯ દાખલા તરીકે ભાવ હોય તો તેથી ઉપરના ધોરણ મુજબ વધે નહી પરંતુ નરમ રહે

વળી આ દેશનુ હુડીઆણુ સને ૧૮૯૨ થી ૧૯૧૭ સુધી ૧૬ પેનીનો રૂપીઓ ગણાતો હોવાથી સ્થિર હતુ તે પાછુ ધીમે ધીમે અસ્થિર જણાવા લાગ્યુ અને બધા બજારો ઉપર અસર કરી આ હુડીનો ભાવ પરદેશોની સાથે સ્થિર કરવાને "મુબઈની દેશી વેપારી ચેમ્બર" બે ઉપાયો સુચવે છે (૧) નવા રૂપીઆ પાડવા નહી (૨) અને અવેજ વગરની નોટોની રકમ સરકારી મહેસુલમાથી ભરી આપવી આ ઉપાયો પછી હીદમા દુકાળો નહી હોય તો આયાત કરતા નીકાશ વધારે થશે તે વેળા હીદના ચલણમા સોક્કાની જેટલી જરૂર હશે તેટલી સોનાના સીક્કાથી પુરાશે (૧૯૨૨ ના આગસ્ટ) વળી હુડીઆમણુ ખોટી રીતે વધાર વાથી હીદી વેપારીઓને અને ઓરીશ માલ આયાત કરનારાઓને ભારે ખોટમા ઉતરવુ પડ્યુ, દરેક જાતના યાત્રિક ધધા ઉપર સામટી અસર થઈ, અને ફળ રૂપે વેપાર પડી ભાગ્યા, અને જો કે કારૂસલાઉ ફતેહ થઇ એમ લડનનુ ફઈને ન્શ્યલ ટાઇમ્સે પોતાના ૧૯૨૨ ના સપ્ટેબરના અકમા વિગત પૂર્વક વર્ણન કરેલ છે



## અંગ્રેજી હુંડીના હિસાબ (પૌંડના રૂપીઆ) શિ ૧-૩॥ પે થી શિ ૧-૩॥ પે ૦॥। આનો સુધી

| રકમ | ૧-૩ ૧/૨ (૧-૩॥) | | | ૧-૩ ૩૩/૬૪ (૧-૩॥ ૦। | | | ૧-૩ ૧૭/૩૨ (૧-૩॥ ૦॥) | | | ૧-૩ ૩૫/૬૪ (૧-૩॥ ૦।॥) | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ |
| પેન્સ ૧ | ૦ | ૧ | ૦ ૩૮ | ૦ | ૧ | ૦ ૩૭ | ૦ | ૧ | ૦ ૩૬ | ૦ | ૧ | ૦ ૩૫ |
| ૨ | ૦ | ૨ | ૦ ૭૭ | ૦ | ૨ | ૦ ૭૪ | ૦ | ૨ | ૦ ૭૨ | ૦ | ૨ | ૦ ૬૯ |
| ૩ | ૦ | ૩ | ૧ ૧૬ | ૦ | ૩ | ૧ ૧૨ | ૦ | ૩ | ૧ ૦૮ | ૦ | ૩ | ૧ ૪૯ |
| ૫ | ૦ | ૫ | ૧ ૯૩ | ૦ | ૫ | ૧ ૮૭ | ૦ | ૫ | ૧ ૮૧ | ૦ | ૫ | ૧ ૭[illegible] |
| ૬ | ૦ | ૬ | ૨ ૩૨ | ૦ | ૬ | ૨ ૨૪ | ૦ | ૬ | ૨ ૧૭ | ૦ | ૬ | ૨ ૯૮ |
| શિ ૧ | ૦ | ૧૨ | ૪ ૬૪ | ૦ | ૧૨ | ૪ ૪૯ | ૦ | ૧૨ | ૪ ૩૪ | ૦ | ૧૨ | ૪ ૧૯ |
| ૨ | ૧ | ૮ | ૯ ૨૯ | ૧ | ૮ | ૮ ૯૯ | ૧ | ૮ | ૮ ૬૯ | ૧ | ૮ | ૮ ૩૯ |
| ૩ | ૨ | ૫ | ૧ ૯૩ | ૨ | ૫ | ૧ ૪૮ | ૨ | ૫ | ૧ ૦૩ | ૨ | ૫ | ૦ ૫૮ |
| ૮ | ૩ | ૧ | ૬ ૫૮ | ૩ | ૧ | ૫ ૯૮ | ૩ | ૧ | ૫ ૩૮ | ૩ | ૧ | ૪ ૭૮ |
| ૫ | ૩ | ૧૩ | ૧૧ ૨૨ | ૩ | ૧૩ | ૧૦ ૪૭ | ૩ | ૧૩ | ૯ ૭૩ | ૩ | ૧૩ | ૮ ૯૮ |
| ૬ | ૪ | ૧૦ | ૩ ૮૭ | ૪ | ૧૦ | ૨ ૯૭ | ૪ | ૧૦ | ૨ ૦૭ | ૪ | ૧૦ | ૧ ૧૮ |
| ૭ | ૫ | ૬ | ૮ ૫૧ | ૫ | ૬ | ૭ ૪૬ | ૫ | ૬ | ૬ ૪૨ | ૫ | ૬ | ૫ ૩૭ |
| ૮ | ૬ | ૩ | ૧ ૧૬ | ૬ | ૨ | ૧૧ ૯૬ | ૬ | ૨ | ૧૦ ૭૬ | ૬ | ૨ | ૯ ૫૭ |
| ૯ | ૬ | ૧૫ | ૫ ૮૦ | ૬ | ૧૫ | ૪ ૪૫ | ૬ | ૧૫ | ૩ ૧૧ | ૬ | ૧૫ | ૧ ૭૭ |
| ૧૦ | ૭ | ૧૧ | ૧૦ ૪૫ | ૭ | ૧૧ | ૮ ૯૫ | ૭ | ૧૧ | ૭ ૪૬ | ૭ | ૧૧ | ૫ ૯૬ |
| ૧૯ | ૧૪ | ૧૧ | ૪ ૭૫ | ૧૪ | ૧૧ | ૧ ૪૧ | ૧૪ | ૧૦ | ૧૦ ૫૭ | ૧૪ | ૧૦ | ૭ ૭૪ |
| પૌંડ ૧ | ૧૫ | ૭ | ૮ ૯૦ | ૧૫ | ૭ | ૫ ૯૦ | ૧૫ | ૭ | ૨ ૯૨ | ૧૫ | ૬ | ૧૧ ૯૩ |
| ૨ | ૩૦ | ૧૫ | ૫ ૮૦ | ૩૦ | ૧૪ | ૧૧ ૮૧ | ૩૦ | ૧૪ | ૫ ૮૪ | ૩૦ | ૧૩ | ૧૧ ૮૭ |
| ૩ | ૪૬ | ૭ | ૨ ૭૦ | ૪૬ | ૬ | ૫ ૭૨ | ૪૬ | ૫ | ૮ ૭૬ | ૪૬ | ૪ | ૧૧ ૮૧ |
| ૪ | ૬૧ | ૧૪ | ૧૧ ૬૧ | ૬૧ | ૧૩ | ૧૧ ૬૩ | ૬૧ | ૧૨ | ૧૧ ૬૮ | ૬૧ | ૧૧ | ૧૧ ૭૫ |
| ૫ | ૭૭ | ૬ | ૮ ૫૧ | ૭૭ | ૫ | ૫ ૫૪ | ૭૭ | ૪ | ૨ ૬૦ | ૭૭ | ૨ | ૧૧ ૬૯ |
| ૬ | ૯૨ | ૧૪ | ૫ ૪૨ | ૯૨ | ૧૨ | ૧૧ ૪૫ | ૯૨ | ૧૧ | ૫ ૫૨ | ૯૨ | ૯ | ૧૧ ૬૩ |
| ૭ | ૧૦૮ | ૫ | ૨ ૩૨ | ૧૦૮ | ૪ | ૫ ૩૬ | ૧૦૮ | ૨ | ૮ ૪૫ | ૧૦૮ | ૦ | ૧૧ ૫૭ |
| ૮ | ૧૨૩ | ૧૩ | ૧૧ ૨૨ | ૧૨૩ | ૧૧ | ૧૧ ૨૭ | ૧૨૩ | ૯ | ૧૧ ૩૭ | ૧૨૩ | ૭ | ૧૧ ૫૧ |
| ૯ | ૧૩૯ | ૫ | ૮ ૧૨ | ૧૩૯ | ૩ | ૫ ૧૮ | ૧૩૯ | ૧ | ૨ ૨૯ | ૧૩૮ | ૧૪ | ૧૧ ૪૫ |
| ૧૦ | ૧૫૪ | ૧૩ | ૫ ૦૩ | ૧૫૪ | ૧૦ | ૧૧ ૦૯ | ૧૫૪ | ૮ | ૫ ૨૧ | ૧૫૪ | ૫ | ૧૧ ૩૯ |
| ૨૦ | ૩૦૯ | ૧૦ | ૧૦ ૦[illegible] | ૩૦૯ | ૫ | ૧૦ ૧૮ | ૩૦૯ | ૦ | ૧૦ ૪૩ | ૩૦૮ | ૧૧ | ૧૦ ૭૯ |
| ૩૦ | ૪૬૪ | ૮ | ૩ ૦૯ | ૪૬૪ | ૦ | ૯ ૨૮ | ૪૬૩ | ૯ | ૩ [illegible] | ૪૬૩ | ૧ | ૧૦ ૧૯ |
| ૪૦ | ૬૧૯ | ૫ | ૮ ૧૨ | ૬૧૮ | ૧૧ | ૮ ૩૭ | ૬૧૮ | ૧ | ૮ ૮૬ | ૬૧૭ | ૭ | ૯ ૫૮ |
| ૫૦ | ૭૭૪ | ૩ | ૧ ૧૬ | ૭૭૩ | ૬ | ૭ ૪૬ | ૭૭૨ | ૧૦ | ૧ ૦૭ | ૭૭૧ | ૧૩ | ૮ ૯૮ |
| ૬૦ | ૯૨૯ | ૦ | ૬ ૧૯ | ૯૨૮ | ૧ | ૬ ૫૬ | ૯૨૭ | ૨ | ૭ ૦૮ | ૯૨૬ | ૩ | ૮ ૩૮ |
| ૭૦ | ૧૦૮૩ | ૧૩ | ૧૧ ૨૨ | ૧૦૮૨ | ૧[illegible] | ૫ ૬૫ | ૧૦૮૧ | ૧૧ | ૦ ૫૦ | ૧૦૮૦ | ૯ | ૭ ૭૭ |
| ૮૦ | ૧૨૩૮ | ૧૧ | ૪ ૨૫ | ૧૨૩૭ | ૭ | ૪ ૭૫ | ૧૨૩૬ | ૩ | ૫ ૭૨ | ૧૨૩૪ | ૧૫ | ૭ ૧૭ |
| ૯૦ | ૧૩૯૩ | ૮ | ૯ ૨૯ | ૧૩૯૨ | ૨ | ૩ ૮૪ | ૧૩૯૦ | ૧૧ | ૧૦ ૯૩ | ૧૩૮૯ | ૫ | ૬ ૫૭ |
| ૧૦૦ | ૧૫૪૮ | ૬ | ૨ ૩૨ | ૧૫૪૬ | ૧૩ | ૨ ૯૩ | ૧૫૪૫ | ૪ | ૪ ૧૫ | ૧૫૪૩ | ૧૧ | ૫ ૯૬ |
| ૨૦૦ | ૩૦૯૬ | ૧૨ | ૪ ૬૪ | ૩૦૯૩ | ૧૦ | ૫ ૮૭ | ૩૦૯૦ | ૮ | ૮ ૩૦ | ૩૦૮૭ | ૬ | ૧૧ ૯૩ |
| ૩૦૦ | ૪૬૪૫ | ૨ | ૬ ૮૬ | ૪૬૪૦ | ૭ | ૮ ૮૦ | ૪૬૩૫ | ૧૩ | ૦ ૪૫ | ૪૬૩૧ | ૨ | ૫ ૯૦ |
| ૪૦૦ | ૬૧૯૩ | ૮ | ૯ ૨૯ | ૬૧૮૭ | ૪ | ૧૧ ૭૪ | ૬૧૮૧ | ૧ | ૪ ૬૧ | ૬૧૭૪ | ૧૩ | ૧૧ ૮૭ |
| ૫૦૦ | ૭૭૪૧ | ૧૪ | ૧૧ ૬૧ | ૭૭૩૪ | ૨ | ૨ ૬૮ | ૭૭૨૬ | ૫ | ૮ ૭૬ | ૭૭૧૮ | ૯ | ૫ ૮૪ |
| ૧૦૦૦ | ૧૫૪૮૩ | ૧૩ | ૧૧ ૨૨ | ૧૫૪૬૮ | ૪ | ૫ ૩૬ | ૧૫૪૫૮ | ૧૧ | ૫ ૫૨ | ૧૫૪૩૭ | ૨ | ૧૧ ૬૯ |
| ૨૦૦૦ | ૩૦૯૬૭ | ૧૧ | ૧૦ ૪૫ | ૩૦૯૩૬ | ૮ | ૧૦ ૭૩ | ૩૦૯૦૫ | ૬ | ૧૧ ૦૫ | ૩૦૮૭૪ | ૫ | ૧૧ ૩૯ |

નોંધ —એક પૈના ભાગાકાર કરતા ફક્ત બેજ આંકડા દેસીમલના આપ્યા છે.

## અંગ્રેજી હુંડીના હિસાબ (પૌંડના રૂપીઆ) શિ ૧-૩ા~ થી શિ ૧-૩ા ~ાાા આના સુધી.

| રકમ | ૧-૩$\frac{૬}{૧૬}$ (૧-૩ા~) | | | ૧-૩$\frac{૨૫}{૬૪}$ (૧-૩ા ~ા) | | | ૧-૩$\frac{૨૬}{૬૪}$ (૧-૩ા ~ાા) | | | ૧-૩$\frac{૨૭}{૬૪}$ (૧-૩ા ~ાાા) | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ |
| પેન્સ ૧ | ૦ | ૧ | ૦.૩૩ | ૦ | ૧ | ૦.૩૨ | ૦ | ૧ | ૦.૩૧ | ૦ | ૧ | ૦.૩૦ |
| ૨ | ૦ | ૨ | ૦.૬૭ | ૦ | ૨ | ૦.૬૫ | ૦ | ૨ | ૦.૬૨ | ૦ | ૨ | ૦.૬૦ |
| ૩ | ૦ | ૩ | ૧.૦૧ | ૦ | ૩ | ૦.૯૭ | ૦ | ૩ | ૦.૯૩ | ૦ | ૩ | ૦.૯૦ |
| ૫ | ૦ | ૫ | ૧.૬૮ | ૦ | ૫ | ૧.૬૨ | ૦ | ૫ | ૧.૫૬ | ૦ | ૫ | ૧.૫૦ |
| ૬ | ૦ | ૬ | ૨.૦૨ | ૦ | ૬ | ૧.૯૪ | ૦ | ૬ | ૧.૮૭ | ૦ | ૬ | ૧.૮૦ |
| શિ. ૧ | ૦ | ૧૨ | ૪.૦૪ | ૦ | ૧૨ | ૩.૮૯ | ૦ | ૧૨ | ૩.૭૫ | ૦ | ૧૨ | ૩.૬૦ |
| ૨ | ૧ | ૮ | ૮.૦૯ | ૧ | ૮ | ૭.૭૯ | ૧ | ૮ | ૭.૫૦ | ૧ | ૮ | ૭.૨૦ |
| ૩ | ૨ | ૫ | ૦.૧૪ | ૨ | ૪ | ૧૧.૬૯ | ૨ | ૪ | ૧૧.૨૫ | ૨ | ૪ | ૧૦.૮૧ |
| ૪ | ૩ | ૧ | ૪.૧૯ | ૩ | ૧ | ૩.૫૯ | ૩ | ૧ | ૩.૦૦ | ૩ | ૧ | ૨.૪૧ |
| ૫ | ૩ | ૧૩ | ૮.૨૪ | ૩ | ૧૩ | ૭.૪૯ | ૩ | ૧૩ | ૬.૭૫ | ૩ | ૧૩ | ૬.૦૧ |
| ૬ | ૪ | ૧૦ | ૦.૨૮ | ૪ | ૯ | ૧૧.૩૯ | ૪ | ૯ | ૧૦.૫૦ | ૪ | ૯ | ૯.૬૨ |
| ૭ | ૫ | ૬ | ૪.૩૩ | ૫ | ૬ | ૩.૨૯ | ૫ | ૬ | ૨.૨૬ | ૫ | ૬ | ૧.૨૨ |
| ૮ | ૬ | ૨ | ૮.૩૮ | ૬ | ૨ | ૭.૧૯ | ૬ | ૨ | ૬.૦૧ | ૬ | ૨ | ૪.૮૨ |
| ૯ | ૬ | ૧૫ | ૦.૪૩ | ૬ | ૧૪ | ૧૧.૦૯ | ૬ | ૧૪ | ૯.૭૬ | ૬ | ૧૪ | ૮.૪૩ |
| ૧૦ | ૭ | ૧૧ | ૪.૪૮ | ૭ | ૧૧ | ૨.૯૯ | ૭ | ૧૧ | ૧.૫૧ | ૭ | ૧૧ | ૦.૦૩ |
| ૧૯ | ૧૪ | ૧૦ | ૪.૯૧ | ૧૪ | ૧૦ | ૨.૦૯ | ૧૪ | ૯ | ૧૧.૨૭ | ૧૪ | ૯ | ૮.૪૬ |
| પૌંડ ૧ | ૧૫ | ૬ | ૮.૯૬ | ૧૫ | ૬ | ૫.૯૯ | ૧૫ | ૬ | ૩.૦૩ | ૧૫ | ૬ | ૦.૦૭ |
| ૨ | ૩૦ | ૧૩ | ૫.૯૨ | ૩૦ | ૧૨ | ૧૧.૯૮ | ૩૦ | ૧૨ | ૬.૦૬ | ૩૦ | ૧૨ | ૦.૧૪ |
| ૩ | ૪૬ | ૪ | ૨.૮૮ | ૪૬ | ૩ | ૫.૯૮ | ૪૬ | ૨ | ૯.૦૯ | ૪૬ | ૨ | ૦.૨૧ |
| ૪ | ૬૧ | ૧૦ | ૧૧.૮૫ | ૬૧ | ૯ | ૧૧.૯૭ | ૬૧ | ૯ | ૦.૧૨ | ૬૧ | ૮ | ૦.૨૮ |
| ૫ | ૭૭ | ૧ | ૮.૮૧ | ૭૭ | ૦ | ૫.૯૬ | ૭૬ | ૧૫ | ૩.૧૫ | ૭૬ | ૧૪ | ૦.૩૬ |
| ૬ | ૯૨ | ૮ | ૫.૭૮ | ૯૨ | ૬ | ૧૧.૯૬ | ૯૨ | ૫ | ૬.૧૮ | ૯૨ | ૪ | ૦.૪૩ |
| ૭ | ૧૦૭ | ૧૫ | ૨.૭૪ | ૧૦૭ | ૧૩ | ૫.૯૫ | ૧૦૭ | ૧૧ | ૯.૨૧ | ૧૦૭ | ૧૦ | ૦.૫૦ |
| ૮ | ૧૨૩ | ૫ | ૧૧.૭૧ | ૧૨૩ | ૩ | ૧૧.૯૫ | ૧૨૩ | ૨ | ૦.૨૪ | ૧૨૩ | ૦ | ૦.૫૭ |
| ૯ | ૧૩૮ | ૧૨ | ૮.૬૭ | ૧૩૮ | ૧૦ | ૫.૯૪ | ૧૩૮ | ૮ | ૩.૨૭ | ૧૩૮ | ૬ | ૦.૬૪ |
| ૧૦ | ૧૫૪ | ૩ | ૫.૬૩ | ૧૫૪ | ૦ | ૧૧.૯૩ | ૧૫૩ | ૧૪ | ૬.૩૦ | ૧૫૩ | ૧૨ | ૦.૭૨ |
| ૨૦ | ૩૦૮ | ૬ | ૧૧.૨૭ | ૩૦૮ | ૧ | ૧૧.૮૭ | ૩૦૭ | ૧૩ | ૦.૬૦ | ૩૦૭ | ૮ | ૧.૪૪ |
| ૩૦ | ૪૬૨ | ૧૦ | ૪.૯૧ | ૪૬૨ | ૨ | ૧૧.૮૧ | ૪૬૧ | ૧૧ | ૬.૯૦ | ૪૬૧ | ૪ | ૨.૧૬ |
| ૪૦ | ૬૧૬ | ૧૩ | ૧૦.૫૫ | ૬૧૬ | ૩ | ૧૧.૭૫ | ૬૧૫ | ૧૦ | ૧.૨૦ | ૬૧૫ | ૦ | ૨.૮૮ |
| ૫૦ | ૭૭૧ | ૧ | ૪.૧૯ | ૭૭૦ | ૪ | ૧૧.૬૯ | ૭૬૯ | ૮ | ૭.૫૦ | ૭૬૮ | ૧૨ | ૩.૬૦ |
| ૬૦ | ૯૨૫ | ૪ | ૯.૮૩ | ૯૨૪ | ૫ | ૧૧.૬૩ | ૯૨૩ | ૭ | ૧.૮૦ | ૯૨૨ | ૮ | ૪.૩૨ |
| ૭૦ | ૧૦૭૯ | ૮ | ૩.૪૬ | ૧૦૭૮ | ૬ | ૧૧.૫૭ | ૧૦૭૭ | ૫ | ૮.૧૦ | ૧૦૭૬ | ૪ | ૫.૦૪ |
| ૮૦ | ૧૨૩૩ | ૧૧ | ૯.૧૦ | ૧૨૩૨ | ૭ | ૧૧.૫૧ | ૧૨૩૧ | ૪ | ૨.૪૦ | ૧૨૩૦ | ૦ | ૫.૭૬ |
| ૯૦ | ૧૩૮૭ | ૧૫ | ૨.૭૪ | ૧૩૮૬ | ૮ | ૧૧.૪૫ | ૧૩૮૫ | ૨ | ૮.૭૦ | ૧૩૮૩ | ૧૨ | ૬.૪૮ |
| ૧૦૦ | ૧૫૪૨ | ૨ | ૮.૩૮ | ૧૫૪૦ | ૯ | ૧૧.૩૯ | ૧૫૩૯ | ૧ | ૩.૦૦ | ૧૫૩૭ | ૮ | ૭.૨૦ |
| ૨૦૦ | ૩૦૮૪ | ૫ | ૪.૭૭ | ૩૦૮૧ | ૩ | ૧૦.૭૯ | ૩૦૭૮ | ૨ | ૬.૦૧ | ૩૦૭૫ | ૧ | ૨.૪૧ |
| ૩૦૦ | ૪૬૨૬ | ૮ | ૧.૧૫ | ૪૬૨૧ | ૧૩ | ૧૦.૧૯ | ૪૬૧૭ | ૩ | ૯.૦૧ | ૪૬૧૨ | ૯ | ૯.૬૨ |
| ૪૦૦ | ૬૧૬૮ | ૧૦ | ૯.૫૪ | ૬૧૬૨ | ૭ | ૯.૫૯ | ૬૧૫૬ | ૫ | ૦.૦૨ | ૬૧૫૦ | ૨ | ૪.૮૨ |
| ૫૦૦ | ૭૭૧૦ | ૧૩ | ૫.૯૨ | ૭૭૦૩ | ૧ | ૮.૯૯ | ૭૬૯૫ | ૬ | ૩.૦૩ | ૭૬૮૭ | ૧૧ | ૦.૦૩ |
| ૧૦૦૦ | ૧૫૪૨૧ | ૧૦ | ૧૧.૮૫ | ૧૫૪૦૬ | ૩ | ૫.૯૮ | ૧૫૩૯૦ | ૧૨ | ૬.૦૬ | ૧૫૩૭૫ | ૬ | ૦.૦૭ |
| ૨૦૦૦ | ૩૦૮૪૩ | ૫ | ૧૧.૭૧ | ૩૦૮૧૨ | ૬ | ૧૧.૯૬ | ૩૦૭૮૧ | ૯ | ૦.૧૨ | ૩૦૭૫૦ | ૧૨ | ૦.૧૪ |

## અંગ્રેજી હુંડીના હિસાબ (પૌંડના રૂપીઆ) શિ ૧-૩॥= થી શિ ૧-૩॥ =॥ આના સુધી.

| રકમ | ૧-૩ ૫/૮ (૧-૩॥=) | | | ૧-૩ ૪૧/૬૪ (૧-૩॥=।) | | | ૧ ૩ ૨૧/૩૨ (૧-૩॥=.।) | | | ૧-૩ ૪૩/૬૪ (૧-૩॥= ।) | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ | આ | પૈ. | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ. | રૂ | આ. | પૈ. |
| પેન્સ ૧ | ૦ | ૧ | ૦.૨૮ | ૦ | ૧ | ૦ ૨૭ | ૦ | ૧ | ૦ ૨૬ | ૦ | ૧ | ૦ ૨૫ |
| ૨ | ૦ | ૨ | ૦ ૫૭ | ૦ | ૨ | ૦ ૫૫ | ૦ | ૨ | ૦ ૫૨ | ૦ | ૨ | ૦ ૫૦ |
| ૩ | ૦ | ૩ | ૦ ૮૬ | ૦ | ૩ | ૦ ૮૨ | ૦ | ૩ | ૦ ૭૯ | ૦ | ૩ | ૦.૭૫ |
| ૫ | ૦ | ૫ | ૧ ૪૪ | ૦ | ૫ | ૧ ૩૭ | ૦ | ૫ | ૧ ૩૧ | ૦ | ૫ | ૧ ૨૫ |
| ૬ | ૦ | ૬ | ૧.૭૨ | ૦ | ૬ | ૧.૬૫ | ૦ | ૬ | ૧ ૫૮ | ૦ | ૬ | ૧.૫૦ |
| શિ. ૧ | ૦ | ૧૨ | ૩ ૪૫ | ૦ | ૧૨ | ૩ ૩૦ | ૦ | ૧૨ | ૩ ૧૬ | ૦ | ૧૨ | ૩ ૦૧ |
| ૨ | ૧ | ૮ | ૬ ૯૧ | ૧ | ૮ | ૬ ૬૧ | ૧ | ૮ | ૬ ૩૨ | ૧ | ૮ | ૬ ૦૩ |
| ૩ | ૨ | ૪ | ૧૦.૩૬ | ૨ | ૪ | ૯ ૯૨ | ૨ | ૪ | ૯ ૪૮ | ૨ | ૪ | ૯ ૦૪ |
| ૪ | ૩ | ૧ | ૧.૮૨ | ૩ | ૧ | ૧.૨૩ | ૩ | ૧ | ૦ ૬૪ | ૩ | ૧ | ૦ ૦૬ |
| ૫ | ૩ | ૧૩ | ૫ ૨૮ | ૩ | ૧૩ | ૪ ૫૪ | ૩ | ૧૩ | ૩ ૮૦ | ૩ | ૧૩ | ૩ ૦૭ |
| ૬ | ૪ | ૯ | ૮ ૭૩ | ૪ | ૯ | ૭ ૮૫ | ૪ | ૯ | ૬ ૯૬ | ૪ | ૯ | ૬ ૦૯ |
| ૭ | ૫ | ૬ | ૦.૧૯ | ૫ | ૫ | ૧૧ ૧૬ | ૫ | ૫ | ૧૦ ૧૩ | ૫ | ૫ | ૯ ૧૦ |
| ૮ | ૬ | ૨ | ૩ ૬૪ | ૬ | ૨ | ૨ ૪૭ | ૬ | ૨ | ૧ ૨૯ | ૬ | ૨ | ૦ ૧૨ |
| ૯ | ૬ | ૧૪ | ૭ ૧૦ | ૬ | ૧૪ | ૫ ૭૭ | ૬ | ૧૪ | ૪ ૪૫ | ૬ | ૧૪ | ૩ ૧૩ |
| ૧૦ | ૭ | ૧૦ | ૧૦.૫૬ | ૭ | ૧૦ | ૯ ૦૮ | ૭ | ૧૦ | ૭ ૬૧ | ૭ | ૧૦ | ૬ ૧૪ |
| ૧૯ | ૧૪ | ૯ | ૫.૬૬ | ૧૪ | ૯ | ૨ ૮૬ | ૧૪ | ૯ | ૦ ૦૭ | ૧૪ | ૮ | ૯ ૨૮ |
| પૌંડ ૧ | ૧૫ | ૫ | ૯.૧૨ | ૧૫ | ૫ | ૬ ૧૭ | ૧૫ | ૫ | ૩ ૨૩ | ૧૫ | ૫ | ૦ ૨૯ |
| ૨ | ૩૦ | ૧૧ | ૬.૨૪ | ૩૦ | ૧૧ | ૦ ૩૪ | ૩૦ | ૧૦ | ૬ ૪૬ | ૩૦ | ૧૦ | ૦ ૫૯ |
| ૩ | ૪૬ | ૧ | ૩ ૩૬ | ૪૬ | ૦ | ૬ ૫૨ | ૪૫ | ૧૫ | ૯ ૭૦ | ૪૫ | ૧૫ | ૦ ૮૯ |
| ૪ | ૬૧ | ૭ | ૦ ૪૮ | ૬૧ | ૬ | ૦ ૬૯ | ૬૧ | ૫ | ૦.૯૩ | ૬૧ | ૪ | ૧ ૧૯ |
| ૫ | ૭૬ | ૧૨ | ૯ ૬૦ | ૭૬ | ૧૧ | ૬ ૮૬ | ૭૬ | ૧૦ | ૪.૧૬ | ૭૬ | ૯ | ૧ ૪૯ |
| ૬ | ૯૨ | ૨ | ૬ ૭૨ | ૯૨ | ૧ | ૧ ૦૪ | ૯૧ | ૧૫ | ૭ ૪૦ | ૯૧ | ૧૪ | ૧ ૭૯ |
| ૭ | ૧૦૭ | ૮ | ૩ ૮૪ | ૧૦૭ | ૬ | ૭ ૨૧ | ૧૦૭ | ૪ | ૧૦ ૬૩ | ૧૦૭ | ૩ | ૨ ૦૯ |
| ૮ | ૧૨૨ | ૧૪ | ૦ ૯૬ | ૧૨૨ | ૧૨ | ૧ ૩૯ | ૧૨૨ | ૧૦ | ૧ ૮૬ | ૧૨૨ | ૮ | ૨ ૩૯ |
| ૯ | ૧૩૮ | ૩ | ૧૦ ૦૮ | ૧૩૮ | ૧ | ૭ ૫૬ | ૧૩૭ | ૧૫ | ૫ ૧૦ | ૧૩૭ | ૧૩ | ૨ ૬૯ |
| ૧૦ | ૧૫૩ | ૯ | ૭ ૨૦ | ૧૫૩ | ૭ | ૧ ૭૩ | ૧૫૩ | ૪ | ૮ ૩૩ | ૧૫૩ | ૨ | ૨ ૯૯ |
| ૨૦ | ૩૦૭ | ૩ | ૨.૪૦ | ૩૦૬ | ૧૪ | ૩ ૪૭ | ૩૦ | ૯ | ૪ ૬૭ | ૩૦૬ | ૪ | ૫ ૯૮ |
| ૩૦ | ૪૬૦ | ૧૨ | ૮.૬૦ | ૪૬૦ | ૫ | ૫ ૨૧ | ૪૫૯ | ૧૪ | ૧ ૦૦ | ૪૫૯ | ૬ | ૮ ૯૭ |
| ૪૦ | ૬૧૪ | ૬ | ૪ ૮૦ | ૬૧૩ | ૧૨ | ૬ ૯૫ | ૬૧૩ | ૨ | ૯ ૩૪ | ૬૧૨ | ૮ | ૧૧ ૯૬ |
| ૫૦ | ૭૬૮ | ૦ | ૦.૦૦ | ૭૬૭ | ૩ | ૮ ૬૯ | ૭૬૬ | ૯ | ૫.૬૭ | ૭૬૫ | ૧૧ | ૨ ૯૫ |
| ૬૦ | ૯૨૧ | ૯ | ૯ ૨૦ | ૯૨૦ | ૧૦ | ૧૦ ૪૨ | ૯૧૯ | ૧૨ | ૨ ૦૧ | ૯૧૮ | ૧૩ | ૫ ૯૪ |
| ૭૦ | ૧૦૭૫ | ૩ | ૨ ૪૦ | ૧૦૭૪ | ૨ | ૦.૧૬ | ૧૦૭૩ | ૦ | ૧૦ ૩૪ | ૧૦૭૧ | ૧૫ | ૮ ૯૩ |
| ૮૦ | ૧૨૨૮ | ૧૨ | ૯.૬૦ | ૧૨૨૭ | ૯ | ૧ ૯૦ | ૧૨૨૬ | ૫ | ૬ ૬૮ | ૧૨૨૫ | ૧ | ૧૧ ૯૨ |
| ૯૦ | ૧૩૮૨ | ૬ | ૪.૮૦ | ૧૩૮૧ | ૦ | ૩ ૬૪ | ૧૩૭૯ | ૧૦ | ૩ ૦૧ | ૧૩૭૮ | ૪ | ૨ ૯૧ |
| ૧૦૦ | ૧૫૩૬ | ૦ | ૦.૦૦ | ૧૫૩૪ | ૭ | ૫ ૩૮ | ૧૫૩૨ | ૧૪ | ૧૧ ૩૫ | ૧૫૩૧ | ૬ | ૫ ૯૧ |
| ૨૦૦ | ૩૦૭૨ | ૦ | ૦.૦૦ | ૩૦૬૮ | ૧૪ | ૧૦ ૭૬ | ૩૦૬૫ | ૧૩ | ૧૦ ૭૦ | ૩૦૬૨ | ૧૨ | ૧૧ ૮૨ |
| ૩૦૦ | ૪૬૦૮ | ૦ | ૦ ૦૦ | ૪૬૦૩ | ૬ | ૪ ૧૪ | ૪૫૯૮ | ૧૨ | ૧૦ ૦૫ | ૪૫૯૪ | ૩ | ૫ ૭૩ |
| ૪૦૦ | ૬૧૪૪ | ૦ | ૦ ૦૦ | ૬૧૩૭ | ૧૩ | ૯ ૫૩ | ૬૧૩૧ | ૧૧ | ૯ ૪૧ | ૬૧૨૫ | ૯ | ૧૧ ૬૪ |
| ૫૦૦ | ૭૬૮૦ | ૦ | ૦ ૦૦ | ૭૬૭૨ | ૫ | ૨ ૯૧ | ૭૬૬૪ | ૧૦ | ૮ ૭૬ | ૭૬૫૭ | ૦ | ૫ ૫૫ |
| ૧૦૦૦ | ૧૫૩૬૦ | ૦ | ૦ ૦૦ | ૧૫૩૪૪ | ૧૦ | ૫ ૮૨ | ૧૫૩૨૯ | ૫ | ૫ ૫૩ | ૧૫૩૧૪ | ૦ | ૧૧ ૧૦ |
| ૨૦૦૦ | ૩૦૭૨૦ | ૦ | ૦.૦૦ | ૩૦૬૮૯ | ૪ | ૧૧ ૬૫ | ૩૦૬૫૮ | ૧૦ | ૧૧ ૦૬ | ૩૦૬૨૮ | ૧ | ૧૦ ૨૦ |

## અંગ્રેજી હુંડીના હિસાબ (પાઉંડના રૂપીઆ) શિ ૧-૩॥= થી શિ ૧-૩॥=॥ આના સુધી.

| રકમ | ૧-૩ ૧૧/૧૬ (૧-૩॥=) | | | ૧-૩ ૪૫/૬૪ (૧-૩॥=।) | | | ૧-૩ ૨૩/૩૨ (૧-૩॥=॥) | | | ૧-૩ ૪૭/૬૪ (૧-૩॥=।।) | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ | આ | પૈ | રૂ. | આ, | પૈ, | રૂ, | આ, | પૈ, | રૂ, | આ, | પૈ, |
| પેન્સ ૧ | ૦ | ૧ | ૦ ૨૩ | ૦ | ૧ | ૦.૨૨ | ૦ | ૧ | ૦.૨૧ | ૦ | ૧ | ૦.૨૦ |
| ૨ | ૦ | ૨ | ૦ ૪૭ | ૦ | ૨ | ૦.૪૫ | ૦ | ૨ | ૦ ૪૨ | ૦ | ૨ | ૦.૪૦ |
| ૩ | ૦ | ૩ | ૦ ૭૧ | ૦ | ૩ | ૦.૬૮ | ૦ | ૩ | ૦ ૬૪ | ૦ | ૩ | ૦.૬૦ |
| ૫ | ૦ | ૫ | ૧ ૧૯ | ૦ | ૫ | ૧ ૧૩ | ૦ | ૫ | ૧ ૦૭ | ૦ | ૫ | ૧.૦૧ |
| ૬ | ૦ | ૬ | ૧ ૪૩ | ૦ | ૬ | ૧ ૩૬ | ૦ | ૬ | ૧ ૨૮ | ૦ | ૬ | ૧.૨૧ |
| શિ. ૧ | ૦ | ૧૨ | ૨ ૮૬ | ૦ | ૧૨ | ૨ ૭૨ | ૦ | ૧૨ | ૨.૫૭ | ૦ | ૧૨ | ૨.૪૩ |
| ૨ | ૧ | ૮ | ૫.૭૩ | ૧ | ૮ | ૫ ૪૪ | ૧ | ૮ | ૫.૧૫ | ૧ | ૮ | ૪.૮૬ |
| ૩ | ૨ | ૪ | ૮.૬૦ | ૨ | ૪ | ૮.૧૬ | ૨ | ૪ | ૭.૭૨ | ૨ | ૪ | ૭.૨૯ |
| ૪ | ૩ | ૦ | ૧૧ ૪૭ | ૩ | ૦ | ૧૦ ૮૯ | ૩ | ૦ | ૧૦ ૩૦ | ૩ | ૦ | ૯ ૭૨ |
| ૫ | ૩ | ૧૩ | ૨ ૩૪ | ૩ | ૧૩ | ૧ ૬૧ | ૩ | ૧૩ | ૦ ૮૮ | ૩ | ૧૩ | ૦.૧૫ |
| ૬ | ૪ | ૯ | ૫ ૨૧ | ૪ | ૯ | ૪ ૩૩ | ૪ | ૯ | ૩ ૪૫ | ૪ | ૯ | ૨.૫૮ |
| ૭ | ૫ | ૫ | ૮ ૦૭ | ૫ | ૫ | ૭ ૦૫ | ૫ | ૫ | ૬ ૦૩ | ૫ | ૫ | ૫.૦૧ |
| ૮ | ૬ | ૧ | ૧૦ ૯૪ | ૬ | ૧ | ૯ ૭૮ | ૬ | ૧ | ૮ ૬૧ | ૬ | ૧ | ૭.૪૪ |
| ૯ | ૬ | ૧૪ | ૧.૮૧ | ૬ | ૧૪ | ૦ ૫૦ | ૬ | ૧૩ | ૧૧ ૧૮ | ૬ | ૧૩ | ૯ ૮૭ |
| ૧૦ | ૭ | ૧૦ | ૪ ૬૮ | ૭ | ૧૦ | ૩ ૨૨ | ૭ | ૧૦ | ૧ ૭૬ | ૭ | ૧૦ | ૦.૩૦ |
| ૧૯ | ૧૪ | ૮ | ૬ ૫૧ | ૧૪ | ૮ | ૩ ૭૨ | ૧૪ | ૮ | ૦ ૯૮ | ૧૪ | ૭ | ૧૦.૧૮ |
| પૌંડ ૧ | ૧૫ | ૪ | ૯ ૩૭ | ૧૫ | ૪ | ૬ ૪૪ | ૧૫ | ૪ | ૩ ૫૩ | ૧૫ | ૪ | ૦.૬૧ |
| ૨ | ૩૦ | ૯ | ૬ ૭૪ | ૩૦ | ૯ | ૦ ૮૭ | ૩૦ | ૮ | ૭ ૦૬ | ૩૦ | ૮ | ૧.૨૩ |
| ૩ | ૪૫ | ૧૪ | ૪ ૧૧ | ૪૫ | ૧૩ | ૭ ૩૪ | ૪૫ | ૧૨ | ૧૦.૫૯ | ૪૫ | ૧૨ | ૧ ૮૫ |
| ૪ | ૬૧ | ૩ | ૧.૪૮ | ૬૧ | ૨ | ૧ ૭૯ | ૬૧ | ૧ | ૨ ૧૨ | ૬૧ | ૦ | ૨.૪૭ |
| ૫ | ૭૬ | ૭ | ૧૦ ૮૫ | ૭૬ | ૬ | ૮ ૨૩ | ૭૬ | ૫ | ૫.૬૫ | ૭૬ | ૪ | ૩.૦૯ |
| ૬ | ૯૧ | ૧૨ | ૮ ૨૨ | ૯૧ | ૧૧ | ૨.૬૮ | ૯૧ | ૯ | ૯ ૧૮ | ૯૧ | ૮ | ૩.૭૧ |
| ૭ | ૧૦૭ | ૧ | ૫ ૫૯ | ૧૦૬ | ૧૫ | ૯ ૧૩ | ૧૦૬ | ૧૪ | ૦.૭૧ | ૧૦૬ | ૧૨ | ૪.૩૩ |
| ૮ | ૧૨૨ | ૬ | ૨ ૯૬ | ૧૨૨ | ૪ | ૩ ૫૮ | ૧૨૨ | ૨ | ૪ ૨૪ | ૧૨૨ | ૦ | ૪.૯૫ |
| ૯ | ૧૩૭ | ૧૧ | ૦.૩૩ | ૧૩૭ | ૮ | ૧૦ ૦૨ | ૧૩૭ | ૬ | ૭.૭૭ | ૧૩૭ | ૪ | ૫.૫૭ |
| ૧૦ | ૧૫૨ | ૧૫ | ૯ ૭૦ | ૧૫૨ | ૧૩ | ૪.૪૭ | ૧૫૨ | ૧૦ | ૧૧ ૩૦ | ૧૫૨ | ૮ | ૬ ૧૯ |
| ૨૦ | ૩૦૫ | ૧૫ | ૭ ૪૧ | ૩૦૫ | ૧૦ | ૮ ૯૫ | ૩૦૫ | ૫ | ૧૦.૬૧ | ૩૦૫ | ૧ | ૦ ૩૯ |
| ૩૦ | ૪૫૮ | ૧૫ | ૫ ૧૧ | ૪૫૮ | ૮ | ૧ ૪૩ | ૪૫૮ | ૦ | ૯ ૯૨ | ૪૫૭ | ૯ | ૬ ૫૮ |
| ૪૦ | ૬૧૧ | ૧૫ | ૨ ૮૨ | ૬૧૧ | ૫ | ૫ ૯૧ | ૬૧૦ | ૧૧ | ૯.૨૩ | ૬૧૦ | ૨ | ૦ ૭૮ |
| ૫૦ | ૭૬૪ | ૧૫ | ૦ ૫૨ | ૭૬૪ | ૨ | ૧૦ ૩૮ | ૭૬૩ | ૬ | ૮.૫૪ | ૭૬૨ | ૧૦ | ૬ ૯૮ |
| ૬૦ | ૯૧૭ | ૧૪ | ૧૦.૨૩ | ૯૧૭ | ૦ | ૨ ૮૬ | ૯૧૬ | ૧ | ૭ ૮૪ | ૯૧૫ | ૩ | ૧ ૧૭ |
| ૭૦ | ૧૦૭૦ | ૧૪ | ૭ ૯૩ | ૧૦૬૯ | ૧૩ | ૭ ૩૪ | ૧૦૬૮ | ૧૨ | ૭ ૧૫ | ૧૦૬૭ | ૧૧ | ૭ ૩૭ |
| ૮૦ | ૧૨૨૩ | ૧૪ | ૫ ૬૪ | ૧૨૨૨ | ૧૦ | ૧૧ ૮૨ | ૧૨૨૧ | ૭ | ૬ ૪૬ | ૧૨૨૦ | ૪ | ૧ ૫૭ |
| ૯૦ | ૧૩૭૬ | ૧૪ | ૩.૩૪ | ૧૩૭૬ | ૮ | ૪ ૨૯ | ૧૩૭૪ | ૨ | ૫ ૭૭ | ૧૩૭૨ | ૧૨ | ૭ ૭૬ |
| ૧૦૦ | ૧૫૨૯ | ૧૪ | ૧ ૦૫ | ૧૫૨૮ | ૫ | ૮ ૭૭ | ૧૫૨૬ | ૧૩ | ૫ ૦૮ | ૧૫૨૫ | ૫ | ૧ ૯૬ |
| ૨૦૦ | ૩૦૫૯ | ૧૨ | ૨ ૧૦ | ૩૦૫૬ | ૧૧ | ૫ ૫૫ | ૩૦૫૩ | ૧૦ | ૧૦ ૬૬ | ૩૦૫૦ | ૧૦ | ૩ ૯૩ |
| ૩૦૦ | ૪૫૮૯ | ૧૦ | ૩ ૧૫ | ૪૫૮૫ | ૧ | ૨ ૩૨ | ૪૫૮૦ | ૮ | ૩ ૨૪ | ૪૫૭૬ | ૧૫ | ૫ ૮૯ |
| ૪૦૦ | ૬૧૧૯ | ૮ | ૪ ૧૦ | ૬૧૧૩ | ૬ | ૧૧ ૧૦ | ૬૧૦૭ | ૫ | ૮ ૩૨ | ૬૧૦૧ | ૪ | ૭ ૮૬ |
| ૫૦૦ | ૭૬૪૯ | ૬ | ૫ ૨૫ | ૭૬૪૧ | ૧૨ | ૭ ૮૮ | ૭૬૩૪ | ૩ | ૧ ૪૦ | ૭૬૨૬ | ૯ | ૯ ૮૩ |
| ૧૦૦૦ | ૧૫૨૯૮ | ૧૨ | ૧૦ ૫૧ | ૧૫૨૮૩ | ૯ | ૩ ૭૬ | ૧૫૨૬૮ | ૬ | ૨ ૮૧ | ૧૫૨૫૩ | ૩ | ૭ ૬૬ |
| ૨૦૦૦ | ૩૦૫૯૭ | ૯ | ૯ ૦૩ | ૩૦૫૬૭ | ૨ | ૭ ૫૨ | ૩૦૫૩૬ | ૧૨ | ૫ ૬૩ | ૩૦૫૦૬ | ૭ | ૩ ૩૨ |

## અંગ્રેજી હુંડીના હિસાબ (પૌંડના રૂપીઆ) શિ. ૧-૩॥। થી શિ. ૧-૩.॥ પૈ. ૦॥। આના સુધી

| રકમ | | ૧-૩$\frac{૭}{૮}$ (૧-૩॥।) | | | ૧-૩$\frac{૬૭}{૬૪}$ (૧-૩॥। ૦।) | | | ૧-૩$\frac{૨૫}{૩૨}$ (૧-૩॥। ૦॥) | | | ૧-૩$\frac{૫૬}{૬૪}$ (૧-૩॥। ૦॥।) | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. |
| પેન્સ | ૧ | ૦ | ૧ | ૦ ૧૯ | ૦ | ૧ | ૦ ૧૭ | ૦ | ૧ | ૦ ૧૬ | ૦ | ૧ | ૦ ૧૫ |
| | ૨ | ૦ | ૨ | ૦ ૩૮ | ૦ | ૨ | ૦ ૩૫ | ૦ | ૨ | ૦ ૩૩ | ૦ | ૨ | ૦ ૩૦ |
| | ૩ | ૦ | ૩ | ૦ ૫૭ | ૦ | ૩ | ૦.૫૩ | ૦ | ૩ | ૦ ૪૯ | ૦ | ૩ | ૦ ૪૬ |
| | ૫ | ૦ | ૫ | ૦ ૯૫ | ૦ | ૫ | ૦ ૮૯ | ૦ | ૫ | ૦ ૮૩ | ૦ | ૫ | ૦ ૭૭ |
| | ૬ | ૦ | ૬ | ૧.૧૪ | ૦ | ૬ | ૧ ૦૭ | ૦ | ૬ | ૦ ૯૯ | ૦ | ૬ | ૦ ૯૨ |
| શિ | ૧ | ૦ | ૧૨ | ૨ ૨૮ | ૦ | ૧૨ | ૨ ૧૪ | ૦ | ૧૨ | ૧ ૯૯ | ૦ | ૧૨ | ૧ ૮૫ |
| | ૨ | ૧ | ૮ | ૪ ૫૭ | ૧ | ૮ | ૪.૨૮ | ૧ | ૮ | ૩ ૯૯ | ૧ | ૮ | ૩ ૭૦ |
| | ૩ | ૨ | ૪ | ૬ ૮૫ | ૨ | ૪ | ૬.૪૨ | ૨ | ૪ | ૫ ૯૮ | ૨ | ૪ | ૫ ૫૫ |
| | ૪ | ૩ | ૦ | ૯ ૧૪ | ૩ | ૦ | ૮.૫૯ | ૩ | ૦ | ૭.૯૮ | ૩ | ૦ | ૭ ૪૦ |
| | ૫ | ૩ | ૧૨ | ૧૧ ૪૨ | ૩ | ૧૨ | ૧૦.૭૦ | ૩ | ૧૨ | ૯.૯૮ | ૩ | ૧૨ | ૯ ૨૫ |
| | ૬ | ૪ | ૯ | ૧ ૭૧ | ૪ | ૯ | ૦.૮૪ | ૪ | ૮ | ૧૧.૯૭ | ૪ | ૮ | ૧૧ ૧૧ |
| | ૭ | ૫ | ૫ | ૪ ૦૦ | ૫ | ૫ | ૨.૯૮ | ૫ | ૫ | ૧ ૮૭ | ૫ | ૫ | ૦ ૯૬ |
| | ૮ | ૬ | ૧ | ૬ ૨૮ | ૬ | ૧ | ૫.૧૨ | ૬ | ૧ | ૩ ૯૬ | ૬ | ૧ | ૨ ૮૧ |
| | ૯ | ૬ | ૧૩ | ૮ ૫૭ | ૬ | ૧૩ | ૭.૨૬ | ૬ | ૧૩ | ૫ ૯૬ | ૬ | ૧૩ | ૪.૬૬ |
| | ૧૦ | ૭ | ૯ | ૧૦ ૮૫ | ૭ | ૯ | ૯.૪૦ | ૭ | ૯ | ૭ ૯૬ | ૭ | ૯ | ૬ ૫૧ |
| | ૧૯ | ૧૪ | ૭ | ૭.૪૩ | ૧૪ | ૭ | ૪ ૬૭ | ૧૪ | ૭ | ૧ ૯૨ | ૧૪ | ૬ | ૧૧ ૧૮ |
| પૌંડ | ૧ | ૧૫ | ૩ | ૯ ૭૧ | ૧૫ | ૩ | ૬ ૮૧ | ૧૫ | ૩ | ૩ ૯૨ | ૧૫ | ૩ | ૧ ૦૩ |
| | ૨ | ૩૦ | ૭ | ૭ ૪૨ | ૩૦ | ૭ | ૧ ૬૨ | ૩૦ | ૬ | ૭ ૮૪ | ૩૦ | ૬ | ૨ ૦૬ |
| | ૩ | ૪૫ | ૧૧ | ૫ ૧૪ | ૪૫ | ૧૦ | ૮ ૪૪ | ૪૫ | ૯ | ૧૧ ૭૬ | ૪૫ | ૯ | ૩ ૦૯ |
| | ૪ | ૬૦ | ૧૫ | ૨ ૮૫ | ૬૦ | ૧૪ | ૩ ૨૫ | ૬૦ | ૧૩ | ૩ ૬૮ | ૬૦ | ૧૨ | ૪ ૧૩ |
| | ૫ | ૭૬ | ૩ | ૦ ૫૭ | ૭૬ | ૧ | ૧૦ ૦૭ | ૭૬ | ૦ | ૭.૬૦ | ૭૫ | ૧૪ | ૫.૧૬ |
| | ૬ | ૯૧ | ૬ | ૧૦ ૨૮ | ૯૧ | ૫ | ૪ ૮૮ | ૯૧ | ૩ | ૧૧ ૫૨ | ૯૧ | ૨ | ૬ ૧૯ |
| | ૭ | ૧૦૬ | ૧૦ | ૮ ૦૦ | ૧૦૬ | ૮ | ૧૧ ૭૦ | ૧૦૬ | ૭ | ૩ ૪૪ | ૧૦૬ | ૫ | ૭ ૨૨ |
| | ૮ | ૧૨૧ | ૧૪ | ૫ ૭૧ | ૧૨૧ | ૧૨ | ૬ ૫૧ | ૧૨૧ | ૧૦ | ૭ ૩૬ | ૧૨૧ | ૮ | ૮ ૨૬ |
| | ૯ | ૧૩૭ | ૨ | ૩ ૪૨ | ૧૩૭ | ૦ | ૧ ૩૩ | ૧૩૬ | ૧૩ | ૧૧.૨૨ | ૧૩૬ | ૧૧ | ૯ ૨૯ |
| | ૧૦ | ૧૫૨ | ૬ | ૧ ૧૪ | ૧૫૨ | ૩ | ૮ ૧૪ | ૧૫૨ | ૧ | ૩.૨૦ | ૧૫૧ | ૧૪ | ૧૦ ૩૨ |
| | ૨૦ | ૩૦૪ | ૧૨ | ૨ ૨૮ | ૩૦૪ | ૭ | ૪ ૨૯ | ૩૦૪ | ૨ | ૬ ૪૧ | ૩૦૩ | ૧૩ | ૮ ૬૫ |
| | ૩૦ | ૪૫૭ | ૨ | ૩ ૪૨ | ૪૫૬ | ૧૧ | ૦ ૪૪ | ૪૫૬ | ૩ | ૯ ૬૨ | ૪૫૫ | ૧૨ | ૬ ૯૭ |
| | ૪૦ | ૬૦૯ | ૮ | ૪ ૫૭ | ૬૦૮ | ૧૪ | ૮ ૫૮ | ૬૦૮ | ૫ | ૦ ૮૩ | ૬૦૭ | ૧૧ | ૫ ૩૦ |
| | ૫૦ | ૭૬૧ | ૧૪ | ૫ ૭૧ | ૭૬૧ | ૨ | ૪.૭૩ | ૭૬૦ | ૬ | ૪ ૦૩ | ૭૫૯ | ૧૦ | ૩ ૬૩ |
| | ૬૦ | ૯૧૪ | ૪ | ૬ ૮૫ | ૯૧૩ | ૬ | ૦ ૮૮ | ૯૧૨ | ૭ | ૭ ૨૪ | ૯૧૧ | ૯ | ૧ ૯૫ |
| | ૭૦ | ૧૦૬૬ | ૧૦ | ૮ ૦૦ | ૧૦૬૫ | ૯ | ૯ ૦૨ | ૧૦૬૪ | ૮ | ૧૦ ૪૫ | ૧૦૬૩ | ૮ | ૦ ૨૮ |
| | ૮૦ | ૧૨૧૯ | ૦ | ૯ ૧૪ | ૧૨૧૭ | ૧૩ | ૫ ૧૭ | ૧૨૧૬ | ૧૦ | ૧ ૬૬ | ૧૨૧૫ | ૬ | ૧૦.૬૧ |
| | ૯૦ | ૧૩૭૧ | ૬ | ૧૦ ૨૮ | ૧૩૭૦ | ૧ | ૧ ૩૨ | ૧૩૬૮ | ૧૧ | ૬ ૮૭ | ૧૩૬૭ | ૫ | ૮.૯૩ |
| | ૧૦૦ | ૧૫૨૩ | ૧૨ | ૧૧ ૪૨ | ૧૫૨૨ | ૪ | ૯ ૪૬ | ૧૫૨૦ | ૧૨ | ૮.૦૭ | ૧૫૧૯ | ૪ | ૭ ૨૬ |
| | ૨૦૦ | ૩૦૪૭ | ૯ | ૧૦ ૮૫ | ૩૦૪૪ | ૯ | ૬ ૯૩ | ૩૦૪૧ | ૯ | ૪ ૧૫ | ૩૦૩૮ | ૯ | ૨.૫૨ |
| | ૩૦૦ | ૪૫૭૧ | ૬ | ૧૦ ૨૮ | ૪૫૬૬ | ૧૪ | ૪ ૪૦ | ૪૫૬૨ | ૬ | ૦ ૨૩ | ૪૫૫૭ | ૧૩ | ૯ ૭૯ |
| | ૪૦૦ | ૬૦૯૫ | ૩ | ૯ ૭૧ | ૬૦૮૯ | ૩ | ૦.૮૬ | ૬૦૮૩ | ૨ | ૮.૩૧ | ૬૦૭૭ | ૨ | ૫.૦૫ |
| | ૫૦૦ | ૭૬૧૯ | ૦ | ૯ ૧૪ | ૭૬૧૧ | ૭ | ૧૧ ૩૩ | ૭૬૦૩ | ૧૧ | ૪ ૩૯ | ૭૫૯૬ | ૭ | ૦ ૩૨ |
| | ૧૦૦૦ | ૧૫૨૩૮ | ૧ | ૬ ૨૮ | ૧૫૨૨૨ | ૧૫ | ૧૦.૬૬ | ૧૫૨૦૭ | ૧૪ | ૮.૭૯ | ૧૫૧૯૨ | ૧૪ | ૦ ૬૪ |
| | ૨૦૦૦ | ૩૦૪૭૬ | ૩ | ૦.૫૮ | ૩૦૪૪૫ | ૧૫ | ૯.૩૩ | ૩૦૪૧૫ | ૧૩ | ૫.૫૮ | ૩૦૩૮૫ | ૧૨ | ૧.૨૮ |

હાલમા આપણી બ્રીટીશ સરકારની નીચે મુજબ હોદી લોનો ચાલુ છે, જેના નાણા પ્રજા પાસેથી મેળવવામા આવ્યા છે અગ્રેજીમા તેને National Debt કહે છે આવી લોનોમા બે ભાગ છે એક Non Terminable Loans (વગર મુદ્દતની લોન્સ) એટલે સરકાર અમુક ઠેરવેલી મુદ્દતે તેના નાણા આપશેજ એમ જેમા નક્કી તારીખ કે વરસ જણાવેલ ન હોય પણ સરકારની મરજી પડે ત્યારે ભરપાઇ કરે અને તે વખતે પ્રથમ ત્રણ મહિનાની જાહેરખબરથી લોકોને જાણ કરે દાખલા તરીકે ૩ા ટકાની અને ૩ ટકાની આવી કેટલીક લોનો છે તે આ જાતની છે બીજી Terminable Loans (મુદ્દતની લોન્સ) એટલે જે લોનોના નાણા પગાર કરવાને અમુક તારીખ તેમા જણાવી હોય અગર તો અમુક ચોકકસ મુદ્દત કરતા વધારે મોડુ નહિ એવો વખત મુકરર કરેલો હોય તેવી લોનો ૪ ટકાની, ૪ા ટકાની વિગેરે લોનો આ જાતની છે તે નીચેની હકીકતથી જણાશે મજકુર હકીકત 'ધી ઇન્વેસ્ટર્સ ગાઇડ" જે સરકાર તરફથી બહાર પડે છે તે ઉપરથી તથા ૧૯૨૩ ના ડીસેબરના છેલ્લા અઠવાડીઆ દરમ્યાન રહેલા ભાવો તથા આકડા મુજબ જણાવેલા છે —

જે લોનો રૂપીઆના ચલણમા આ દેશમાં કાઢવામા આવી છે તેની વિગત દરેકની મૂળ કીમત રૂપીઆ ૧૦૦) એકસોની છે

## વગર મુદ્દતની લોનો.

| લોનનુ નામ | કયારે કાઢવામાં આવી | વ્યાજ કયારે મળે છે | કયારે ભરપાઇ થશે | ભાવ ડીસેબર ૧૯૨૩ |
|---|---|---|---|---|
| ૩ ટકાની | ઇ સ ૧૮૯૬-૯૭ | ૩૦ જુન અને ૩૧ ડીસેબર | સરકાર ત્રણ માસની નોટીસ આપ્યા બાદ | ૫૫ |
| ૩ા ,, | ૧૮૪૨-૪૩ | ૧લી ફેબરૂ અને ૧લી આગસ્ટ | ,, | ૬૩ા |
| ૩ા ,, | ૧૮૫૪-૫૫ | ૩૦ જુન અને ૩૧ ડીસેબર | | ૬૩। |
| ૩ા , | ૧૮૬૫ | ૧લી મે અને ૧લી નવેબર | ,, | ૬૩ા |
| ૩ા ,, | ૧૮૭૯ | ૧૬ જાનેવારી અને ૧૬ જુલાઇ | ,, | ૬૩ા |
| ૩ા ,, | ૧૯૦૦/૦૧ | ૩૦ જુન અને ૩૧ ડીસેબર | ,, | ૬૩ા |

## મુદ્દતની લોનો

| લોનનુ નામ | કયારે કાઢવામાં આવી | વ્યાજ કયારે મળે છે ? | છેલ્લામાં છેલ્લી ભરપાઇ થવાની તારીખ | ભાવ ડીસેબર ૧૯૨૩ |
|---|---|---|---|---|
| ૪ ટકાની | ૧૯૧૫-૧૬ | ૩૧ મે અને ૩૦ નવેબર | Not later than ૩૦ નવેબર ૧૯૨૦/૩ | ભરપાઈ થઇ ગઈ |
| ૪ ,, | ૧૯૧૬-૧૭ | ૧લી એપ્રીલ અને ૧લી અકટોબર | ૧ અકટોબર ૧૯૩૧/૩૬ | ૮૩॥ |

આ લોન કનવર્ઝન લોન કહેવાય છે કારણુ કે ૩॥ ટકાની લોનને આ લોનમા ફેરવી નાખવામા આવી છે.

| લોનનુ નામ | કયારે કાઢવામાં આવી | વ્યાજ કયારે મળે છે ? | છેલ્લામાં છેલ્લી ભરપાઇ થવાની તારીખ | ભાવ ડીસેબર ૧૯૨૩ |
|---|---|---|---|---|
| ૫ ,, | * ૧૯૨૩ | ૧૫ એપ્રીલ અને ૧૫ અકટોમ્બર | ૧૯૪૫-૫૫ | ૯૫॥ |
| ૫ ,, | ૧૯૧૭ | ૧૫ ફેબરૂઆરી અને ૧૫ આગસ્ટ | ૧૯૨૯-૪૭ | ૯૧ |
| ૫ ,, | * ૧૯૧૯ | ૧૫ એપ્રીલ અને ૧૫ અકટોબર | ૧૯૪૫-૫૫ | ૯૫॥ |
| ૫॥ ,, | * ૧૯૧૮ | ૧૫ માર્ચ અને ૧૫ સપ્ટેબર | ૧૯૨૫ | ૧૦૨॥ |
| ૫॥ ,, | * ૧૯૧૮ | ૧૫ માર્ચ અને ૧૫ સપ્ટેબર | ૧૯૨૮ | ૧૦૨॥ |
| ૬ ,, | * ૧૯૨૦ | ૧૫ ફેબરૂઆરી અને ૧૫ આગસ્ટ | ૧૯૩૦ | ૧૦૨ |
| ૬ ,, | * ૧૯૨૧ | ૧૫ માર્ચ અને ૧૫ સપ્ટેબર | ૧૯૨૬ | ૧૦૧ |
| ૬ ,, | * ૧૯૨૧ | ,, | ૧૯૩૧ | ૧૦૨ |
| ૬ ,, | * ૧૦૨૨ | ,, | ૧૯૨૭ | ૧૦૧ |
| ૬ ,, | * ૧૯૨૨ | ,, | ૧૯૩૨ | ૧૦૩ |
| ૫ ,, | * ૧૯૨૩ | ,, | ૧૯૩૩ | ૯૬। |

મજકુર રકમનુ કુલે દેવું આશરે બે અબજનો આકડો થવા જાય છે આ ઉપરાત પ્રાતિક લોન તથા બોમ્બે ડેવલપમેટ લોનની ગણત્રી આમા ગણેલી નથી

* આ ચિન્હવાલી લોનો ઇનકમટેક્ષથી ચોકખી સમજવી

આની લોન કાઢવાની શરૂઆત ઇસ્ટ ઇંડીઆ કુંપનીએ સને ૧૮૪૦-૫૦ દરમ્યાનમા કરેલી અને શરૂઆતમા પાચ ટકાને વ્યાજે નાણા લીધેલા, પરંતુ કંપની સરકારની આટ સારી બેસી જવાથી તેને થોડા વખતમા ચાર ટકે નાણા મળ્યા અને આગલી લોન આ બીજી લોન । ફેરવી આપી રફતે રફતે ૧૮૫૭ના બળવા પછી મહારાણી વિક્ટોરીઆના હાથમા હીન્દની રાજ્ય સત્તા આવ્યા બાદ અને રૈયતની ઉત્તમ વફાદારી અને સરસ રાજ્ય પદ્ધતિને લીધે ૩॥ ટકાની લોન કાઢવાને સરકાર ફતેહમંદ નીવડી અને ત્યારબાદ ૩॥ ટકાની લોનો પાછળ બતાવેલા વરસો દરમ્યાન જુદે જુદે વખતે નીકળવા પામી અને ઓછે વ્યાજે નાણા મલ્યા આ સાડા ત્રણ ટકાની લોનના નાણા પાછા આપવાની તારીખ સને ૧૯૦૪ ના ૧ લી આગસ્ટ બાદ ત્રણ માસની નોટીસ આપી ગમે ત્યારે આપવા જણાવેલ, જે હજુ સુધી સંપૂર્ણ ભરપાઈ થયેલ નથી પણ સરકારની ઇચ્છા થશે ત્યારે ત્રણ માસ અગાઉથી જાહેર કરી નાણા ભરપાઈ કરશે ત્રણ ટકાની જે લોન છે, તે સને ૧૮૯૬-૯૭ મા નીકળી તે વખતે નાણા બજાર સુંદર અને સગવડતાવાળુ હોવાથી ઓછે વ્યાજે નાણા મલ્યા, અને મજકુર લોન પ્રીમીઅમથી ચાર કરોડની કાઢવામા આવી અને તેમા ૧૮૫૩-૫૪ની અને ૧૮૯૩-૯૪ની લોનને ફેરવી દેવાને મંજુરી આપવામા આવી આ પ્રમાણે જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ ૧૯૦૦-૧ની ૧૯૧૫-૧૬ની તેમજ વોરલોનો વિગેરે કાઢવામા આવી, જે બધી હકીકત આપવાથી લખાણ થવા સંભવ છે, તેથી વિરમવુ પડે છે

સરકાર તરફથી ઉપરની વિગતે જે નાણા લોન વિગેરેના સાધન માર્ફતે લેવાય છે તે નીચના ત્રણ પ્રકારે લેવાય છે.

(૧) સ્ટૉક અથવા ચોપડામા ખાતે માડીને લેવુ તે (જેને બુકડેટ) કહે છે તે ) (૨) બેરર બોન્ડસ અને ત્રીજુ (૩) પ્રોમીસરી નોટ આમા સ્ટોક અથવા બુકડેટ એટલે સરકારને જે રકમ આપવામા આવે તે બદલ સર્ટીફીકેટ સરકાર તરફથી અપાય તેનુ નામ પબ્લીક ડેટ ઓફીસના સરકારી ચોપડામા રજીસ્ટર કરાય પણ તે સ્ટૉક જ્યારે વેચી નાખવો હોય ત્યારે બીજાના નામથી ફક્ત ટ્રાન્સફર ફોર્મમા સહી કરી ટ્રાન્સફર કરાવી શકાય છે આ પ્રકારના સ્ટોકથી એક ફાયદો એ છે કે મજકુર નાણાની ચોરાવાની કે ખોવાવાની કે આગની બીક લાગતી નથી તેમજ કોઇ માણુસ ખોટી રીતે પચાવી પાડી શકતો નથી સટાપનુ ખરચ પણ તેમા થતુ નથી તેનુ વ્યાજ જે "ઇન્ટરેસ્ટ વોરન્ટસ" કહેવાય છે તે ચેકથી મોકલવામા આવે છે અને તે ચેક અગર વ્યાજનુ વોરન્ટ કયા મોકલવુ તે બાબત અગાઉથી "ડીવીડંડ રીકવેસ્ટ ફોર્મ" તે ધણીને મોકલવામા આવે છે અને તે જણાવે તે સ્થળે નાણા સરકાર પહોચાડે છે.

(૨) **બેરર બોન્ડ** એ એક એવી જાતનુ સરકારી લખત છે કે જેટલા નાણા સરકારમા ભર્યા હોય તેનુ વ્યાજ અગર રકમ જે કોઇ તે લઇને જાય તેને મળે છે, અને વટાવી શકાય છે તેની સાથે વ્યાજની કુપનો જોડેલી હોય છે જેનુ વ્યાજ પાકતી મુદતે લઇ શકાય છે દરેક કુપન છમાસની હોય છે તે કુપન ફક્ત રજુ કર્યાથી વ્યાજ મળે છે કુપનો ખલાસ થયેથી બોન્ડ પાક્યા ગણાય છે

(૩) **પ્રામીસરી નોટ**—એ પણ સરકારી ખતપત્ર છે તે બજાર ભાવે ખરીદ પણ કરાય છે અને વેચી પણ શકાય છે માત્ર તેની પછવાડે સહી કરવાથી અરસપરસ લેવડ દેવડ થાય છે અને તેની પાકતી તારીખે રજુ કર્યાથી જે છેલ્લા ધણીના નામ ઉપર હોય તેને વ્યાજ આપવામા આવે છે આગલી બને જામીનીગીરીઓ કરતા પ્રામીસરી નોટ આ રીતે લેવડ દેવડનુ સાધન હોવાથી તેમા ફરક રહેલ છે તે આ છે આ પ્રામીસરીનોટ એક અગર એક કરતા વધારે ધણીના નામે લઇ શકાય છે

**ટ્રેઝરી બીલ્સ**—એટલે ટુંક વખત જેને કે ત્રણમાસ છમાસ કે વરસને માટે જોઇતા પૈસા અમુક વખત લઇને જે સર્ટીફીકેટ આપવામા આવે છે તે મજકુર બીલના નાણા પાકતી મુદત પુરેપુરા ભરપાઇ કરાય છે ખરીદતી વખતે તે ડીસ્કાઉટથી (વટાવ બાદ કરી) આપવામા આવે છે પણ તેની નાનામા નાની રકમ ૫૦૦૦ નીજ રાખેલી છે

**પોસ્ટઓફીસ કેશ સર્ટીફીકેટ**—જે લોકો નાની રકમ બચાવીને તેનુ વ્યાજ ઉપજાવવા માટે ઇચ્છા રાખતા હોય તેઓને ટપાલ ઓફીસમાથી મલી શકે છે, તેની મુદત પાચ વરસની રાખેલ હોય છે, અને મૂળ કીમત કરતા ઓછા ભાવે મલે છે જેમ કે ૧૦ના ૭।।, ૨૦ના ૧૫।।, ૫૦ના ૩૮।।, ૧૦૦ ના ૭૭।। વિગેરે આ મુજબ ભાવે મલી શકે છે

ઉપર પ્રમાણેની જે લોનોને પ્રામીસરી નોટ કહેવામા આવે છે, તે રાજ્ય પોતાના વહીવટી મહેસુલ ઉપર તથા આટ ઉપર કાઢે છે આ ઉપરાત જુદા જુદા ખાતાના નામથી પણ લોન કાઢી શકે છે જેવા કે ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ, પોર્ટ ટ્રસ્ટ, મ્યુનીસીપાલીટી વિગેરે, એટલે તે તે ખાતાની આવક ઉપર તુરત જોઇતા નાણા તે તે ખાતાની આહેધરી (Credit ઉપર લઇ શકે છે દાખલા તરીકે પોર્ટ ટ્રસ્ટ છે, તેને કબજે ગોદી છે, હવે ગોદી ફી,–ધક્કા ચાર્જ–વીગેરેની આવક હમેશની ચાલુ કહેવાય, અને ગોદીનુ અમુક બાધકામ કરવાની જરૂર જણાતા જોઇતી નાણાની રકમ તે આવક ઉપર લઇ શકાય છે તે બોન્ડ, ડીબે-

ચરો કે લોન પણ એક જાતની લોનજ કહી શકાય મુબઈ, કરાચી, કલકત્તા, રગુન અને મદ્રાસ વિગેરે મોટા શહેરોએ પોત પોતાના સદરહુ ખાતાની, જુદા જુદા વ્યાજના દરની અને જુદી જુદી સાલમા ભરપાઇ કરવાની તારીખવારી સખ્યાબધ લોનો કાઢેલી છે, જેની વિગત "કેપીટલ" પત્ર જોવાથી જણાશે તે દરેકના ભાવ તેના વ્યાજ ઉપર ઓછા વત્તા રહે છે જેમકે મુબઇના તે તે ખાતાના ડીસેબર ૧૯૨૩ મા નીચે મુજબ ભાવો છે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ ટકાના | પોર્ટ ટ્રસ્ટ બોન્ડ | રૂા ૧૦૦ની | કીમતનો | ભાવના | રૂા | ૭૪ાા |
| ૬ | ,, | ,, ,, | ,, | ,, | ,, રૂા | ૧૦૦ |
| ૪ | ,, | મ્યુનીસીપાલ લોન | ,, | ,, | ,, રૂા | ૭૪ |
| ૪ | ,, | ઇમ્પ્રુવમેટ ટ્રસ્ટ | ,, | ,, | ,, રૂા | ૭૩ |
| ૬ | ,, | મ્યુનીસીપાલ બોડ | ,, | ,, | ,, રૂા | ૧૦ |

ઉપર જણાવેલ નોટ, બોન્ડ કે લોન લેવી વેચવી હોય તો દલાલ હથુ અગર બેકમા તેના સોદા થઇ શકે છે દલાલો કોટમા કુવારા પાસે બેસે છે સરકારી જામીનગીરી અને ડીબે-ચરો દલાલ મારફતેજ લેવાય વેચાય છે તેની દલાલી લેતા અને વેચતા નીચે મુજબ આપવામા આવે છે

દલાલીનો ધારો

૩ અને ૩ાા ટકાની સરકારી નોટ, તથા પાા ટકાના વોરબોન્ડ રોકડથી વેચતા લેતા દલાલી સેકડે બે આના અને વાયદાની હોય તો સેકડે એક આનો મુંબઇના મ્યુનીસીપાલ પોર્ટ ટ્રસ્ટના અગર ઇમ્પ્રુવમેટ ટ્રસ્ટના ડીબેચરોની દલાલી સેકડે બે આના અને હરકોઇ જોઇન્ટ સ્ટોક કુપનીના ડીબેંચરો માટે સેકડે અરધો ટકો

(૨) આ તો પ્રોમીસરી નોટની વાત થઇ, કે જે નોટ એક જાતની અમુક મુદતની સરકારી હુડીજ કહી શકાય અને પાકી તારીખે નાણા મલી શકે પણ તે સિવાય નોટની એક બીજી જાત છે તેને **કરન્સી નોટ** કહે છે. એટલે દેશમા જે લીગલ ચલણ ચાલતુ હોય તે નામની નોટ સરકાર કે બેક કાઢે છે. તેના નાણા તો માગે ત્યારે તુરતજ મલવા જોઇએ કારણકે તેમા Promise to pay એમ લખેલુ હોય છે આપણા દેશમા જે રૂપીઆ એકની, અઢીની, પાચની, દસની, પચાસની, સોની, પાચસોની, હજારની, અને દસ હજારની ફરતી નોટો છે તે આ જાતની નોટો છે તેના નાણા કદી પણ ખોટા થનાર નહીં કારણ કે જે નોટો કાઢવામા આવી હોય છે તેટલીજ રકમનુ સોનુ કે ચાદી પુરાતમા રાખેલુજ હોય છે. નોટો કાઢવાનુ કારણ એમ છે કે મુબઇ કલકત્તા જેવા મોટા

શહેરોમા દસ હજારની હુડી ભરવા જતા હજાર હજારની કોથળીઓ ભરી રોકડા રૂપીઆ લઇ જતા ગાડીભાડું, મજુરી અને સાથે ચોકીદારની જરૂર પડે, પણ દસ હજારનો એક કટકો કે દસ કટકા લઇ ખીસામા નાખી એક માણસ ભરી આવે આથી નોટોની લેવડ દેવડથી નાણા વ્યવહારમા સુગમતા પડે છે. નોટોથી દેશમા નાણા વધ્યા હોય એમ જણાય છે તેમજ સરકારની કે બેકની શાહુ-કારીમા લોકોને પુરતો વિશ્વાસ હોવાથી નોટોથી વેચાતુ લેવાની શક્તિ રોકડા નાણાની બરોબર હોય છે

આ મુજબ નોટો સરકાર એટલે રાજ્ય પોતાના દેશની દોલત ઉપર કાઢી શકે છે, તેવી રીતે ઇગ્લાડ, આફ્રીકા, અમેરીકા વીગેરે દેશોની ખાનગી બેકોને પણ ચલણી નાણાની નોટો કાઢવાનો અખત્યાર મળ્યો હોય છે જેમકે બેક ઓફ ઇગ્લાડથી એક પવનની, પાચ પવનની નોટ, નેશનલ બેક ઓફ સાઉથ આફ્રીકાની નાતાલ, પ્રીટોરીઆ વીગેરે શાખાની એકથી દશ પવન સુધીની નોટો, સ્ટાડર્ડ બેક ઓફ સાઉથ આફ્રીકાની દશ શીલીંગથી દશ પવન સુધીની નોટે, બેંક અલ્ત્રામરીનાની પવનની નોટો વિગેરે એ બતાવે છે કે તે તે બેકોની શાહુકારીમા લોકોને ભરોસો હોવાને લીધે તે નાણાને બદલે વપરાય છે આવી નોટો કાઢનારાઓએ તે તે રાજ્યની સરકાર પાસે નોટોનુ માગે ત્યારે સોનુ આપવુ-હાજર કરવું, એવી શરત કરેલી હોય છે અને સરકારે તેના ઉપર ફરજ નાખેલી હોય છે એટલે આવા ધારાથી કઇ તે બેકોને પોતે કાઢેલી બધી નોટો જેટલા નાણા ( સોનુ ) રાખવા પડતા નથી કેમકે બધા લોકો કઇ સામટા માગણી કરવા આવતા નથી એટલે કાઢેલી નોટોનાથી ત્રીજો ભાગ રોકડ નાણુ હવાલામા રાખ્યુ હોય તો પણ ચાલી શકે એટલે ત્રણ કરોડની નોટ કડાડે તેના બદલામા એક કરોડ અનામત મુકે તો ચાલી શકે, એટલે બાકીના બે કરોડ રૂપીઆ દેશમા વધ્યા ગણાય આનુ નામ તે નોટોથી દેશમા નાણા વધ્યા એમ ગણી શકાય રાજ્ય પોતે સોનુ કે ચાદી અનામત રાખ્યા વિના નોટો કાઢવાનુ શરૂ રાખે તો દેશ પાયમાલ થઈ જાય અને તેની કીમત રહે નહી જેમ રૂશીઆના રૂબલનુ અને જર્મનીના માર્કનુ થયુ તે દાખલા મોજુદ છે જર્મનીના માર્કની જે સખ્યા મૂળ ડીપાઝીટના પ્રમાણમા હતી, તેના કરતા વધારે નોટો ફ્રાસનુ દેવુ ભરવા માટે છાપવાનુ શરૂ કર્યાથી માર્કની કીંમત ઘટતી ગઇ, તે એટલે સુધી કે તા ૧ લી આગસ્ટ ૧૯૨૦ ના રોજે એક પવનના માર્ક ૧૨૦ હતા તે નીચે મુજબ વધતા વધતા એક પવનના બે અબજ ઉપર જતા રહ્યા તે ભાવ કયારે અને કેટલો વધ્યો તેની વીગત —

| ૧૯૨૦ ની | આગસ્ટની | તારીખ | ૧ લીએ | એક પવનના | માર્ક | ૧૬૦ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૨૧ | ,, | ,, | ,, | ,, | | ૨૯૦ |
| ૧૯૨૨ | જાનેવારી | ,, | ,, | ,, | | ૮૦૦ |
| ૧૯૨૨ | માર્ચ | ,, | ,, | ,, | | ૧૦૦૦ |
| ૧૯૨૨ | એપ્રીલ | ,, | ,, | ,, | | ૧૩૩૦ |
| ૧૯૨૨ | મે | ,, | ,, | ,, | | ૧૨૫૦ |
| ,, | જુન | ,, | ,, | ,, | | ૧૩૦૦ |
| ,, | જુલાઇ | ,, | ,, | ,, | | ૧૬૫૦ |
| ,, | આગસ્ટ | ,, | ,, | ,, | | ૨૮૫૦ |
| ,, | ,, | ,, | ૨ જી | ,, | | ૩૭૦૦ |
| ,, | ,, | ,, | ૩ જી | ,, | | ૩[illegible]૭૦ |
| ,, | ,, | ,, | ૪ થી | ,, | | ૩૩૦૦ |
| ,, | ,, | ,, | ૧૫ મી | ,, | | ૪૫ ૦ |
| ,, | ,, | ,, | ૧૮ મી | ,, | | ૫૫૫૦ |
| ,, | ,, | ,, | ૧૯ મી | ,, | | ૫૪૫૦ |
| ,, | ,, | ,, | ૨૩ મી | ,, | | ૮૫૦૦ |
| ,, | ,, | ,, | ૨૪ મી | ,, | | ૯૦૦૦ |

તે વખતે એટલે તા ૧ ૯-૨૨ ના રોજે ૨૧૫ અબજ માર્કસની નોટો ચલણમા હતી અને ત્યાર પછી નવી નોટો [illegible] અને બુન્ડે બહાર પડતી ગઇ એટલે ભાવ કુદીને એક પવનના ૩૫૦૦૦ ના ૧૦ ૦૦૦ સુધી બોલાયો અને તા ૮-૮-૨૩ ના રોજે લડનમા તેનો ભાવ [illegible] પવનના બે કરોડ સીતેર લાખ ભાવ બોલાયો હતો, ૧૯૨૩ ના નોવેમ્બરમા માર્ક એક પવનના એક અબજ થઇ છેવટમા ૪૮ કરોડ મહા અબજ [illegible] મા એ અબજ ઉપર ભાવ થયો હતો અને આખરે તે ચલણ જર્મનીને બધ કરવુ પડયુ અને અંતે જર્મનીને નાદાર સ્થિતિએ આવવુ પડયુ રશીઆના રૂબલની પણ તેવીજ સ્થિતિ થઇ હતી અને જ્યારે ૧૯૨૦-૨૧ મા ઘુસસટો ચાલ્યો હતો તે દરમ્યાન સરકારે જાહેરનામુ બહાર પાડી તે નોટો પોતાના સ્વાધીન [illegible] સહેલ બવ કરાવી લોકોને પાયમાલ થતા બચાવ્યા હતા

આ ઉપરથી એમ માલુમ પડે છે કે સોનુ કે ચાંદી રીઝર્વમા (અનામત) રાખ્યા વિના જો નોટો [illegible]ટવામા આવે તો તે ચલણી નોટોની કીમત ઘટી જાય અને રાજય તથા દેશ દેવાળીઆ થઇ જાય સન ૧૯૨૨મા દરેક રાજય પાસે રીઝર્વનુ પ્રમાણ કેટલુ હતુ તે નીચે જણાવેલા કોઠામા જોઇ શકાશે

| દેશનું નામ | ૧૯૧૩ માં | ૧૯૧૮ માં | ૧૯૨૧ મા ( રીઝર્વ હતુ ) |
|---|---|---|---|
| સ્પેન | ૨૪ ગણુ | ૬૬ ગણુ | ૫૯ ગણુ |
| આસ્ટ્રેલીઆ | ૦ | ૦ | ૪૪ ,, |
| ફ્રાસ | ૬૧ | ૧૧ | ૯ ,, |
| ઇજીપ્ત | ૯૪ | ૭ | ૯ ,, |
| બેલ્જીઅમ | ૨૩ | ૮ | ૪ ,, |
| ગ્રીસ | ૧૦ | ૪ | ૨ ,, |
| આસ્ટ્રીઆ હંગરી | ૪૨ | ૦ | ૦ ,, |
| જર્મની | ૪૫ | ૧૦ | ૦ ,, |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૦ | ૭૫ | ૧૧૩ ,, |
| ગ્રેટબ્રીટન | ૧૧૮ | ૧૧૨ | ૧૦૧ ,, |
| જાપાન | ૫૨ | ૬૧ | ૮૦ ,, |
| હોલાંડ | ૫૧ | ૬૫ | ૬૩ ,, |
| કાનેડા | ૪૦ | ૩૨ | ૩૭ ,, |
| ઈટલી | ૬૨ | ૮ | ૫ ,, |
| સ્વીટઝર્લાંડ | ૫૪ | ૪૨ | ૫૪ ,, |

(ચેમ્બઝ્માથી)

આ ઉપરથી જણાશે કે ફ્રાંક લાયરા, માર્ક વિગેરેની નોટો અનામત ફંડ વિના કાઢવામા આવેલી હોવાથી ભાવ ઘટી ગયા જેમ નોટ અને લોન એ નાણા લઇને લખી આપેલા સરકારી ડોક્યુમેંટ ( લખત-હુંડી ) છે, તેવી રીતે બેંક કે શરાફ પણ નાણા લઇ " લેટર્સ ઓફ ક્રેડીટ, આઇ ઓ યુ, ચેક વીગેરે લખી આપે છે, જેના નાણા અમુક વખતે જણાવેલ સ્થળે અને મુદતે વસુલ કરી શકાય છે **ચેકમા** એવુ છે કે જો " બેરર " ના હોયતો તે બેંકમા લઇ જનાર માણસને તેના નાણા તુરતજ મલે છે, " ક્રોસ " નો હોય તો ખાતામા નખાય છે ત્યારે નાણા મલે છે, અને " **ઓર્ડરનો** " હોયતો તેમા જણાવેલ આશામીની સહી લીધા બાદજ ખાત્રી કરી નાણા આપે છે

અસલના વખતમા રાજ્યો દોલત એકઠી કરી રાખતા અને તેનો જોઇએ ત્યારે ઉપયોગ કરતા હાલના જમાનામા મોટામોટા રાજ્યોની સરકારો-મ્યુનીસીપાલીટીઓ-ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટો જેવા ખાતાઓ, પોતાની પાસે નાણાને અભાવે મોટી મોટી લોનો ઉભી કરી પ્રજા પાસેથી નાણા અમુક મુદતની શરતે લે છે અને પાકતી મુદતે તે ભરપાઇ કરે છે, અગર તો મુદત લંબાવે છે, કે તેની જગ્યાએ બીજી લોન ઉભી કરે છે

## (૩૮) સ્ટોક અને શેર (Stocks and shares)

અત્યાર પહેલા જે નોટો અને લોનોની વાત થઇ તે "સ્ટોક" સબંધમા થઇ, હવે જે હકીકત આવે છે તે શેર સબંધમા છે મોટી મીલો, રેલ્વેઓ કે મોટા જબરદસ્ત તાતા કુ ના જેવા રાક્ષસી ખાતાઓ બાધવાના એટલી જબરી મુડીની જરૂર પડે છે કે એકજ આશામી તે ભાગ્યેજ પૂરી પાડી શકે, (કાર્નેજી જેવો કોઈકજ હોઇ શકે) તેથી તેવા કામ માટે જોઇતી મુડી હજારો માણસ એકઠા મલીને કહાડે છે કેટલી મુડી જોઇશે તે કુપની ઉભી કરનારાઓ નક્કી કરે છે અને તે મુજબ માણસ દીઠ વરાડ પાડે છે, હવે જે વરાડ થયો તે એક માણસનો તેટલો ભાગ અથવા **શેર** દાખલા તરીકે એક મીલ સુતર અને કાપડની ઉભી કરવા માટે રૂા ૨૫ લાખની જરૂર છે, હવે ૨૫૦ ના વરાડને હીસાબે દશ હજાર (ભાગ એટલે) શેરો કાઢવા જોઇએ, એટલે જે એક શેર રાખે, તે તેટલો ભાગીદાર, એવા દશ હજાર ભાગીદાર ભેળા થાય, ત્યારે કપની ઉભી થાય હવે કોઇ નાણાવાલો હોય તે ૨૫૦ ના એકસો શેર રાખે અને સાધારણ મુડીવાલો હોય તે એક શેર રાખે જેમ સો શેર વાલો મોટો ભાગીદાર તેમ એક શેર વાલો નાનો ભાગીદાર તો ખરો પરતુ પત્યાળાના ભાગાદાર અને આવી લીમીટેડ કુપનીના ભાગીદાર વચ્ચેનો ફેર એટલોજ કે પંત્યાળાના ભાગીદારને વહીવટ ચલાવવાનો હક્ક હોય છે, જ્યારે લીમીટેડ કુપનીના ભાગીદારને તેવો હક્ક હોતો નથી તેનો કારોબાર એજટોજ કરે છે ભાગીદારને તો નફા મુજબ વહેચણીજ મળે છે કુપનીના વહીવટમા તે માથુ મારી શકતો નથી હવ આ શેર જે થયા તે એક જાતનુ લખત ( Certificate ) છે, એટલે ઉપર મુજબ રૂ ૨૫૦) આપવાથી તેને જે લેખ કરી આપવામા આવે છે તેને શેર સર્ટીફીકેટ કહે છે તે શેર, બજાર ભાવે-શેર બજારમા વેચી શકાય છે લઇ શકાય છે વેપારમા કે ઉદ્યોગમા તે કારખાનાનો નફો સારો થતા હોય તો તેના શેરના ભાવ વધવા ઉપર હોય છે, અને ખોટ પડતી હોય તો ભાવ ઉતરતા જાય છે આવી કુંપનીમા શેરના ભાગ પ્રમાણે નફાની વહેચણી થાય છે તેમાય થોડીક બારીકી છે, એટલે મૂળ પ્રથમ કાઢેલા શેરો જે ઓરડીનરી કહેવાય, તે કાઢયા બાદ તે પછી વધારે થાપણની જરૂર પડે, તો ડીફર્ડ શેરો, પ્રેફરન્ન (પહેલા અને બીજા) શેરો, ડીબેચરો વિગેરે કાઢવામા આવે છે ( જેની વિગત આગળ જણાવી છે ) મજકુર પ્રેફરન્સ શેરો અને ડીબેચરોને તો અમુક વ્યાજ આપવાની બોલી કરી હોય છે અને તે મુજબ તેઓ વ્યાજનાજ હક્કદાર છે બાકી ઓરડીનરીઅનો, ડીફર્ડ શેરો વાલા નફા તોટાનાજ હક્કદાર છે. અને મીલ કે તે ખાતુ ફડચામા જાય તો પહેલો

હક્ક ડીબેંચરવાળાનો, પછી પ્રેફરન્સ શેર વાળાનો, પછી ઓરડીનરી શેરવાળાનો અને છેવટમા ડીફર્ડ શેરવાળાનો હક્ક ( એટલે સરખા હક્કના ભાગીદારોનો હક્ક ) લાગુ પડે છે

દાખલા તરીકે કંપનીનુ કામકાજ સંકેલવાનો ( Wind up કરવાનો ) વખત આવે તો કયા કયા શેરવાળાને કેવી કેવી રીતે ભાગ મળે ? આવો સવાલ ઉભો થાય ત્યારે કાયદામા એવુ જણાવેલુંછે કે-થાપણ ઉપર પ્રથમ હક્ક ડીબેંચરવાળાનો, પછી સેકન્ડ પ્રેફરન્સવાળાનો, પછી ફર્સ્ટ પ્રેફરન્સવાળાનો (વધ્ધમાન- અને સાદા પ્રેફરન્સવાળાનો) પહોચે આ બધાને પુરેપુરી થાપણ મલ્યા પછી વધારો રહે તોજ ઓરડીનરીવાલાને પુરૂ અગર કાળે પડતુ મલે છે, અને જો ઓરડીનરીવાલાઓને પુરેપુરૂ મળે તોજ પછી ડીફર્ડવાલાને મલે છે પ્રેફરન્સ શેરવાલાઓને થાપણ પુરેપુરી મલે છે, તેનુ વ્યાજ અને થાપણ સલામત ગણાય છે નફો વધારે હોય તો તેનો લાભ ઓરડીનરીવાલા અને ડીફર્ડ શેર ધરાવનારાઓને મલે છે કંપનીની કીમત દશગણી થાય તો પણ ડીબેંચર અને પ્રેફરન્સ શેરોની કીમત તો તેટલીજ રહે છે, કારણ કે તે વ્યાજખાઉ શેરો છે પણ ઓરડીનરી અને ડીફર્ડ શેરોની કીમત દશગણી થઇ જાય છે

કુંપનીની થાપણનો એકજ જથ્થો (ભંડોળ) તે સ્ટોક ગણાય છે અને તે થાપણના ભાગલાને (face value ને ) શેર કહેવામા આવે છે, અર્થાત્ સ્ટોકના ભાગલા થાય પણ શેરના ભાગલા ન પાડી શકાય શેરના નાણા હફ્તે હફ્તે ભરી શકાય, જ્યારે સ્ટોકના નાણા પહેલેથીજ નક્કી થાય છે જ્યારે દેશમા નાણુ વધી પડયુ હોય ત્યારે વ્યાજ ખાવા રોકવુ પડે તે સરકારી જામીનગીરીઓમા એટલે નોટોમા અગર શેરમા રોકવા સગવડતાવાળુ હોવાથી શેરોના ભાવ વધે છે હવે મૂળ ભાવ કરતા તે શેરનો ઓછો ભાવ બોલાય તો સેંકડે આટલા ટકા **ડીસકાન્ટે** છે એમ કહેવાય છે મૂળ ભાવ કરતા વધારે ભાવ બોલાય તો સેંકડે આટલા ટકા **પ્રીમીયમે** છે એમ કહેવાય છે, અને મુદ્દલ ભાવે હોય તો સરભર ભાવે છે એમ કહેવાય છે જેમ કે રૂા. ૧૦૦ નો શેર હોય તેનો ભાવ રૂા ૯૦ થયા તો દસ ડીસકાન્ટે છે એમ કહેવાય છે, ૧૧૦ થયા તો દસ પ્રીમીયમે ગણાય છે અને ૧૦૦ પડી રહ્યા હોય તો **પારે** છે એટલે સરભર ભાવ ગણાય છે

શેરના નફાના પ્રમાણમા જે વ્યાજ આવે, તેને **ડીવીડન્ડ વોરન્ટ** કહે છે રૂા. ૨૫૦) નો શેર કંપની ઉઘડતી વખતે લેવા માટે આપણે માગણી કરી હોય અને તે માગણીની અરજી પાસ થાય તો તેના નાણા એકી સાથે ભરવા

પડતા નથી પણ છુટક હપતાથી ભરવાના હોય છે તે દરેક હપતાને કોલ ( Call ) કહે છે જેમકે અરજી સાથે અમુક રૂપીઆ ડીપાજીટ મોકલવા પડે છે, ત્યાર પછી અરજી પાસ થાય ત્યારે પ્રથમ એલોટમેટના પસા ભરવા પડે, અને ત્યાર પછી કપનીના ડાયરેકટરો નક્કી કરે તે મુજબ પહેલા હપતાથી બીજા હફતાથી એમ જુદી જુદી વખતે જુદે જુદે નિયત સમયે પેસા ભરવાના હોય છે જે ધણી આવા શેરોમા નાણુ રોકે તેને (Invistor) ઇન્વેસ્ટર કહે છે

કુપનીઓ સબધી હકીકત

લીમીટેડ કુપનીઓ બે પ્રકારની હોય છે ખાનગી લીમીટેડ કુપની અને જાહેર લીમીટેડ કુપની ખાનગી લીમીટેડ કુપનીમા ૧૯૧૩ ના ઇંડીઅન કંપનીઝ એકટ પ્રમાણે મેબરોની સખ્યા ૫૦ સુધીની હોય છે, અને તે પોતાના શેર કે ડીબેચર જાહેરમા બહાર પાડી શકે નહી, તેને પોતાનો હિસાબ રજીસ્ટર ઓફીસમા મોકલવો પડતો નથી, તેમજ હિસાબ તપાસનાર ( ઑડીટર ) ડાયરેકટર કે એજટ ને ન નીમતા બીજા કોઇની નીમણુક કરે છે, આવી કુપની ઓનો ફાયદો એ છેકે ખાનગી વેપારોમા ખોટની મર્યાદા બધાયેલી હોવાથી કોઇને આચકો લાગતો નથી જાહેર લીમીટેડ કુપનીઓ છે તે મદેહનજરો ( Prospectus ) બહાર પાડે છે, જેની અદર કુપની સ્થાપવાનો હેતુ ડાયરેકટરો, એજટો, બેકરો, શાખાઓ વીગેરેના નામ, મુડીની રકમ, ઓરડીનરી થાપણ, ડીબેચર થાપણ વીગેરે જણાવેલી હોય છે તેમા ખાસ ધ્યાનમા રાખવાનુ એવુ છે કે (૧) ઓરડીનરી થાપણ ડીબેચર થાપણ કરતા વધારે હોવી જોઇએ (૨) એજટો પોતાની લાઇનના ખાસ અનુભવી હોવા જોઇએ (૩) ડીબેચરમા નાણુ રોકનારે ટ્રસ્ટડીડ વિષેની બધી માહિતિ મેળવવાની અગત્ય છે (૪) ડાયરેકટરો હોદ્દાવાળા કરતા હુશીઆરીવાળા હોવા જોઇએ (૫) કુપનીનો હેતુ જરૂરીઆત ચીજ ઉત્પન્ન કરવાનો છે કે સામાન્ય ચીજ માટે છે તે તપાસવુ જોઇએ (૬) મદેહનજરનુ લખાણુ ચોખવટ દેખાડે છે કે દ્વિ અર્થવાળુ છે તે જોવુ (૭) શેરોની સખ્યા મર્યાદિત છે કે અનલીમીટેડ (અમર્યાદિત) છે તે ધ્યાનમા રાખવાનુ છે, આતો મુખ્ય મુખ્ય કારણો જણાવ્યા છે વળી આવી કુપનીમા "આર્ટીકલ્સ ઓફ એસોશીએશન" હોય છે તેમા કપનીના સામાન્ય કાયદાઓ, ડાયરેકટરો એજટો, અને ભાગીદારો એ સર્વના હકકોની વિગત જણાવેલી હોય છે આ ઉપરાત "મેમોરેન્ડમ ઓફ એસોશીએશન" જે કહેવાય છે તે કપનીનુ ખતપત્ર છે, તેમા કુપનીના કામકાજના ઉદ્દેશો, વહીવટ ચલાવવાની રીત, થાપણની હકીકત તથા કેટલી રકમના ડીબેચરો કાઢવાની સત્તા કુપની ધરાવે છે, વિગેરે હકીકત જણાવેલી હોય છે

આવી કુંપનીઓ જે જે જાતના શેરો કાઢે છે તે સબંધી ઉપયોગી

હકીકત જણાવવાની જરૂર છે બનતા સુધી કુંપનીની

દરેક જાતના શેરોની હકીકત થાપણુ ઓર્ડીનરી શેરોમાજ વહેચાયેલી હોય છે, પણ

જરૂર પડતા બીજી જાતના શેરો કાઢી કંપનીની થાપણ

ઉઘરાવે છે અને વધારી મુકે છે તેના નામ —ડીફ્ડ શેરો, પ્રેફરન્સ શેરો સાદા અને વર્દ્ધમાન શેરો ( Cumulative ) અને ડીબેચરો (મુદતન અને બીન મુદતના)

**ઓર્ડીનરી શેરો**—(Ordinary) આધારણ સામાન્ય રીતે મુડી ભેગી કરવ માટે કાઢેલા શેરો આ શેરોની વ્યાજની વહેચણી કાઇ બાધેલી હોતી નથી પ્રેફરન્સ શેર ધરાવનારાઓને વ્યાજ અપાયા બાદ નફાની રકમના વધારા મુજબ બધી વહેચણી ઓર્ડીનરી વાલાને મલે છે

**ડીફર્ડ શેરો**—( Deferred ) એટલે વીલબી શેરો આ શેરોને વ્યાજ મલવાની રીત એવી છે કે પ્રફરન્સ અને ઓરડીનરી શેરવાલાને વ્યાજની વહેચણી મલ્યા બાદ વધારા મુજબ વ્યાજની વહેચણી મલે છે ડીફર્ડ શેરની સખ્યા ઓરડીનરીના કરતા ઘણીજ નાની હોવાથી વહેચણીનો ફાળો ડીફર્ડ વાલાને મોટો મલે છે અને નથી મલતો તો ઘણા વરસ સુધી નથીજ મલતો આ બાબતમા તાતા ડીફર્ડ નો દાખલો સને ૧૯૨૦ થી ૨૩ સુધીમા મોજુદ છે

**પ્રેફરન્સ શેરો** ( Preference , એટલે પસદગીના શેરો એનો અર્થ એટલો છે કે ઉપરના બન્ને જાતના શેરો કાઢયા બાદ વધારે મુડીની જરૂર હોય ત્યારે આ શેરો કાઢવામા આવે છે આ શેર બે જાતના હોઇ શકે, સાદા ( Simple ) અને વર્ધ્ધમાન ( Cumulative ) જ્યારે કુંપનીને નફો થાય અને વહેચણી અપાય ત્યારે ઉપરના ઓરડીનરી અને ડીફર્ડ શેરોને વ્યાજની વાટણી આપવા પહેલા આ શેરોને અમુક ઠરાવેલા ટકા વ્યાજ મલે છે તેમા (૧) સાદા પ્રેફરન્સ શેરોને જે વર્ષે નફો થાય, તેજ વરસે વ્યાજ મળે બાકી ન મળે અને (૨) વર્ધ્ધમાન પ્રેફરન્સ શેરોને કયુમ્યુલેટીવ ( Cumulatives ) દરેક વરસનુ અમુક ટકા વ્યાજ મલવુજ જોઇએ જો કંપનીને કેટલાક વરસ પર્યંત નફો ન થાય તો આ શેરોનુ વ્યાજ તેટલા વરસ સુધી ચડયાજ કરે, અને જે વરસે પુરતો નફો થાય ત્યારે ચડેલુ વ્યાજ આ વર્ધ્ધમાન ( Cumulative ) શેરોને અપાય ત્યાર બાદ બીજા શેરો માટે વહેચણી થાય છે આ બાબતમા વિષ્ણુ-કોટન મીલ્સનો દાખલો મોજુદ છે

ફર્સ્ટ પ્રેફરન્સ, સેકન્ડ પ્રેફરન્સ વીગેરે શેરોમા કેટલાક એવા શેરો હોય કે અમુક વ્યાજ મલ્યા પછી, ગંજાવર નફો હોય તો ઓરડીનરીવાલાને અપાય્યા પછી ફરીથી અમુક ટકા વહેચણી મલે છે

**ડીબેચરો** ( Debentures ) નો અર્થ ખત કે દસ્તાવેજ થાય છે તેનો, અવ શેર નહીં અર્થાત્ ઉપરના બધા શેરો કાઢવા છતા નાણાની જરૂર પડે તો આ દસ્તાવેજથી નાણા અમુક વ્યાજ ઠરાવી મેલવી શકાય છે દાખલા તરીકે તાતા કુ પનીવાલાએ ૫૦ લાખ પવનના ડીબેચરો ૭ ટકાના વ્યાજે લડનમા ૧૯૨૨ ના આગસ્ટમા કાઢયા તે આ દસ્તાવેજની અદર કપનીએ ઉછીના લીધેલા નાણાની વીગત તથા શરતો લખેલી હોય છે શેર ધગવનારા કુ પનીના ભાગીદાર ગણાય છે અને ડીબેચર ધરાવનાના કપનીના લેણદાર ગણાય છે કપની નફો કરે કે નુકશાન કરે પણ ડીબેચરવાલાને ઠરાવેલુ વ્યાજ મલવુ જ જોઇએ, નહીતર તે ખતવાલો, કુ પની સામે પગલા ભરી શકે અને કપનીની મીલકત વેચાવી પણ શકે ડીબેચર એટલે કપનીનુ કરજ-દેવુ સમજવુ ડીબે-ચર કાઢવાથી લાભ એટલોજ કે ઓછે વ્યાજે નાણા મેલવવાથી કપનીના નફા માથી ફક્ત વ્યાજ આપી નફાની વહેચણી ભાગીદારોને વધારે મલી શકે છે **જેમ ભાગીદારોના પૈસે એજટોને લાભ તેમ ડીબેચરોના પૈસે શેર ધરાવનારને લાભ** કલકત્તાની ઘણીખરી શણની મીલોએ ઓરડીનરી થાપણ જેટલાજ ડીબેચરો કાઢેલા છે હવે શેરો વટાવથી (at discount) કહાડી ન શકાય પણ ફાયદેથી ( at premium ) કહાડી શકાય છે પણ ડીબેચરો તો વટાવે પણ કહાડી શકાય છે

ડીબેચરો પાચ જાતના છે (૧) મુદતના ( Redeemable ) એટલે અમુક મુદતે ભરપાઇ કરી આપવાની શરતે લીધેલા નાણા (૨) બીન મુદતના ( Irredeemable ) એટલે તે ઉપર દર વરસે ઠરાવેલુ વ્યાજ આપવામા આવે પણ થાપણ કયારે પાછી આપવામા આવે તેની મુદત ન હોય (૩) સાદા ( Simple ) એટલે કુ પનીની મીલ્કત ઉપર હક્ક નથી હોતો, તેમજ ગીરો વગરના હોય છે તે (૪) ( Mortgaged ) એટલે જેમા કપનીના લેણા ઉપર ચોક્કસ હક્ક હોય છે, અર્થાત્ કપનીની મીલ્કત ડીબેચર ધરાવનારા ને ત્યા ગીરો ખત મુકેલી ગણાય છે (૫) ઉડન ( floating ) એટલે આ ડીબેચર ધરા વનારને રડયાની વખતે કપનીના સાધારણ લેણદારોના કરતા કપનીના લેણા ઉપર પહેલા હક્ક પહોચે છે

ઉપર મુજબ શેર સબધી હકીકત જણાવી તેમા ડીફર્ડ શેરોને વહેંચણી કેવી રીતે વ્યાજની વટાય છે તેનો દાખલો તાતા કુ પનીના શેરોનો લેતા નીચે મુજબ અપાય તેથી જણાઇ આવશે

સોથી પ્રથમ પ્રેફરન્સ શેરોની ૭ ટકા લેખેની વર્ત્તમાન વહેચણી,

પછી ઓરડીનરી શેરોની ૮ ટકા લેખેની વહેચણી, ત્યારબાદ નફામાથી ૨૫ ટકા લેખે ડીફર્ડ શેરોને વહેચણી, આટલુ અપાઇ ગયા પછી કપનીનો નફો જો વધારે હોય તો તે વધેલા નફામાથી ૫૦ ટકા ઓરડીનરી શેરોને અને ૫૦ ટકા ડીફર્ડ શેરોને અધો અર્ધ વહેચી આપે

આટલી હકીકત શેરની જણાવી હવે **શેર બજાર** સબધી જણાવીશુ

શેર બજાર સબધી હકીકત

શેર બજાર એ દુનીઆમા ઉત્તમ રીતે કાયદા પૂર્વક સ્થપાયેલ બજાર છે, અને કોઇપણ સીકયુરીટીનુ છુટથી ખરીદી અને વેચાણ કરવા માટે અતિ ઉત્તમ સાધન હોવાથી ગમે તે વખતે તેના ભાવ નક્કી થઇ શકે છે માન્ય રાખેલી સીકયુરીટીના જાહેર વેચાણ લેવાણના ભાવ દિવસના દરેક કલાકે નીકળે છે. શેરો અને સ્ટોકો અઢારમા સેકામા હેયાતીમા આવ્યા છે, તેની શરૂઆત લડનની બેકમા સને ૧૮૦૧ ની સાલમા તેજ બેકના શેરોના લેવાણ અને વેચાણ કરવા માટે એકઠા થયા ત્યારે થઈ, પણ સદરહુ કામને માટે ઘણા જણા એકઠા થવાથી અને બેકના કામકાજને ખલલ પહોચવાથી એક જુદી જગ્યા લઈ વખતો વખત તે ઉપર કામ વધારવામા આવ્યુ હાલ તે જગ્યા લડનની "ધી રોયલ એક્ષચેઇજ" તરીકે ઓળખાય છે મુબઈમા શેરબજારની શરૂઆત થઈ ત્યારે એટલે સને ૧૮૬૧-૬૫ મા બજારમા ભાગ્યેજ એક ટકાની અઠવાડીઆમા ઉથલપાથલ થતી તે વખતે રૂનો ભાવ રૂા ૬૦ થી ૭૫ ખાડી એકનો હતો પણ અમેરીકાની લડાઈ વખતે ખાડીના ભાવ રૂા ૬૦૦ થી ૭૦૦ સુધી પહોચ્યા હતા અને પરપોટા કપનીઓ ઘણી કાટી નીકળી હતી અને ૧૯૧૫-૧૯ ની જર્મન સાથેની મ્હોટી લડાઇ વખતે પણ તેવુજ બન્યુ હતુ વળી મુબઇના શેરબજારની ખરેખર શરૂઆત તા ૯-૭-૧૮૭૫ ના રોજથી જ્યારે સર દીનશાહ પીટીટે એસોશીએશનનો હોલ બાધવા નાણા આપ્યા ત્યારથી થઇ હતી. અમેરીકન લડાઇ વખતે શેરબજાર ખાતે જેમ શેઠ પ્રેમચદ રાયચદનુ નામ મશહુર હતુ તેવી રીતે જર્મન લડાઇ વેળા શેરબજારમા સર શાપુરજી ભરૂચાનુ નામ નામાંકિત હતુ અસલ વારે શેઠ પ્રેમચદ રાયચદના વખતમા શેરબજાર સવારના ૯ થી સાજના ૭ સુધી ભરાતુ પણ હાલમા કેટલાક વરસો થયા સવારના ૧૨ થી બપોરના ૩ સુધી બજારનો ટાઇમ રાખવામા આવ્યો છે શરૂઆતમા મુબઇના દલાલોની સખ્યા આશરે સવાસોની આસપાસ હતી, આજે પાચસો લગભગની મોજુદ છે, જ્યારે લડન દેશ પરદેશની જામીનગીરીઓ લેવા વેચવાનુ મોટુ સ્થળ હોવાથી ત્યા આશરે પાચ હજાર મેબરો છે અને ત્યાના બજારમા ઘણા પેટા વિભાગ છે જેમકે રેલ્વેનુ બજાર કે જ્યા બધી રેલ્વેનાજ સોદા થાય, કોન્સલોનુ બજાર કે જ્યા નોટ અને કોન્સ-

લોનીજ લેવડ દેવડ થઇ શકે, પરચુરણ કંપનીઓનુ બજાર, અમેરીકાની મીલોનુ બજાર, ઇન્ડીઅન સીકયુરીટીનુ બજાર વિગેરે ત્યારે મુંબઇમા એકજ સ્થળે બધા સોદા થાય છે મુંબઇમા દલાલના કાર્ડની કીમત અસલવારે ફક્ત રૂપીયા પાચની રૂા ૫) ની હતી ત્યાર બાદ રૂા ૫૧) હતી, તે સને ૧૯૧૦ મા રૂા. ૧૦૦૦) ની અંકાઇ, સને ૧૯૨૦મા રૂા ૨૫૦૦૦)ની ગણાઇ અને સને ૧૯૨૧મા એક દલાલનુ કાર્ડ રૂા ૪૩૦૦૦ થી એક મારવાડી દલાલે ખરીદ કર્યુ હાલમા તેની કીમત (માર્કેટવેલ્યુ) બજારભાવ ઉપર આધાર રાખે છે તે કાર્ડ કાઢવાની સત્તા શેરબજારની કમીટીની છે દલાલના કાર્ડની જે જામીનગીરી મંડળી પાસે રહે છે તે દલાલ નીષ્ફળ નીવડે કે મરી જાય તો તે રકમમાથી દલાલોનાજ નાણા અપાય છે અને બાકીનો વધારો તેના વારસોને અપાય છે મુંબઇમા બે શેરબજાર છે, જુનુ અને નવુ. આ હકીકત જુના બજારનેજ લગતી છે આ તો કાર્ડની કીમત થઇ પણ દરેક દલાલને વાર્ષિક લવાજમ એસોશીએશનમા રૂા ૫) અને ધરમાદો રૂા ૧) મલી રૂા ૬) ભરવા પડે નવા શેર બજારમા કાર્ડની કીમત રૂા ૨૫૦૦) ભરવા પડે

શેરબજારની જગ્યા તથા સંસ્થા ખાનગી ગણાય છે સરકારની સાથે તેમા કાઈ લાગતુ વળગતુ નથી તે એક કમીટીની (Association) ની માલીકીનુ ગણાય છે, વહીવટ કમીટીના મેમ્બરો કરે આ મેમ્બરોમા બે જાત હોઇ શકે જોબર્સ (સટ્ટો કરનાર) અને બ્રોકર્સ (દલાલો) વીલાયતમા આવા બે વર્ગો છે, પણ મુંબઇમા તો બધા દલાલોનીજ પંક્તિમા ગણાય છે દરેક દલાલ કે જોબરને કાર્ડ હોય તોજ બજારમા સોદો કરી શકે લંડનમા તો દલાલને શેર જોઇતા હોય તો પ્રથમ જોબર પાસે જવુ પડે, કારણકે તે જોબર કેટલાક શેરો ધારાવતો હોય છે

બજારમા કામ કરનારા દલાલો ઉપરાત કેટલાક સબબ્રોકરો પણ હોય છે જેઓ દલાલના ભાગમા કામ કરે છે ઘરાકોની જવાબદારી પોતાના ઉપર અને બજારના લેણાની જોખમદારી દલાલ ઉપર આ મુખ્ય ધોરણ ઉપર તેઓનુ કામ ચાલે છે

શેરબજારથી થતા લાભ

જો શેર બજાર ન હોય તો નાણુ રોકનાર કોઇ કંપનીના શેરો લે નહી કારણકે નાણા જોઇતા હોય ત્યારે મેલવવા મુશ્કેલ પડે શેર બજારની સગવડથીજ ઢોલી નાણાવાળા શેરોમા નાણુ રોકવાની હીમત કરે છે દેશની પ્રગતિ અને પ્રવૃત્તિ જે લીમીટેડ કંપનીઓને લીધેજ છે, તેથીજ રેલ્વે, ટ્રામ, આગબોટ

વીગેરે સાધનોનો લાભ મળી શકે છે, અને તે બધાની લેવડદેવડ કરનાર શેરબજાર હસ્તી ન ધરાવતુ હોય તો દેશની આબાદી દેખાય નહી આથી **શેર બજાર એ નાણા બજારનુ એક જબરૂ સ્થાન છે.** દુનીઆમા પ્રથમ પક્તિનુ શેરબજાર લડનનુ, બીજે નબરે ન્યુયોર્કનુ, અને ત્રીજે નબરે મુબઈનું ગણાય છે મુબઈમા બે શેરબજાર છે તે દલાલ સ્ટ્રીટમા આવેલ છે સને ૧૯૧૫-૧૯ ની જબરી બ્રીટીશ જર્મન લડાઈ વખતે હીદુસ્થાનમા કુપનીઓ એટલી બધી ઉગી નીકળી કે દરેક માણસ **શેર** શબ્દ થી વાકેફ થયેલો છે તેજ અરસામા કલકત્તા, મદ્રાસ, અમદાવાદ, સ્થળે જુના વખતના શેરબજારો હતા તે નવા અને મોટા રૂપમા આવ્યા અને સુરત, રગુન, કરાચી વીગેરે સ્થળોએ નવાજ શેરબજાર ઊભા થયા

દલાલના રીવાજ

શેરબજારમા દલાલના નામથીજ વેપાર થઇ શકે છે ગમે તેવો માતબર આશામી હોય, પણ જો તે દલાલ તરીકેનુ કાર્ડ લઇ એસોશીએશનમા રજીસ્ટર થયેલ ન હોય ત્યા સુધી પોતાના નામથી વેપાર કરી શકે નહી આ બજારમા દલાલ પોતાના નામથી પોતાને હિસાબે અને જોખમે વેપાર કરી શકે છે એટલે ઘરાકોનો સોદો કર્યો હોય તેનુ, અને બજારમા સામા બીજા દલાલ સાથે સોદો કર્યો હોય તેનુ, અર્થાત્ તે બનેનુ જોખમ (તેમાથી ગમે તે આશામી સોદો કર્યા પછી નાણા ન આવે ત્યા સુધીમા નબળી પડી જાય તેનુ જોખમ) તેની માથે રહે છે આવા સોદાને કારણે મુબઈમા લેતા અને વેચતા બને બાજુથી દલાલી મળે છે દલાલીનુ ધોરણ ચોક્કસ નથી દરેક દલાલ પોતાના ગ્રાહક સાથેજ નક્કી કરી લે છે દલાલીનો રીવાજ હાલમા મોટા ફેરફારને લીધે એવો છે કે રૂા ૨૦૦ ની કીમતના શેર હોય ત્યા સુધી રૂા ૧, ૨૦૦ થી ૧૦૦૦ સુધીના શેરમા રૂા ૨ાા, ૧૦૦૦ થી ૨૦૦૦ સુધીના શેરમા રૂા ૫, અને તે ઉપરના શેરમા રૂા ૧૦ આ દલાલી વાયદાના સોદામા અપાય લેવાય છે તે ધોરણ મુજબ જણાવ્યુ છે પરતુ ગેરડાના શેરો તથ પ્રેસ, જીન, રેલ્વે, બેકો વિગેરેના શેરોમા દલાલી એસોશીએશનના ધારાની ચોપડી જે છાપેલી આવે છે તે મુજબ લેવાય છે મોટા પુનાના શેરમ દલાલી રૂા ૫૦ છે, તેવી રીતે જે શેરોના ભાવ બજારમા બોલાતા નથી અર્થાત્ જે શેરોના સોદા કરતા અને લેનાર વેચનારની તપાસ કરતા મહેનત વધારે પડે તેમા દલાલી વધારે પડે છે

કલકત્તામા ખરીદીની દલાલી લેવામા આવતી નથી વેચાણના કોન્ત્રાકટ ફારમમા દલાલી અને શેરોના ભાવ જુદા જણાવવામા આવે છે અને દરેક શેર માટેની દલાલી ચોક્કસ ઠરેલી હોય છે ત્યા મોટુ કામકાજ રોકડાનુજ થાય છે. વાયદાનુ ઘણુ થોડુજ ચાલે છે, આશરે ૨૫૦ દલાલો ત્યા આગળ છે જે

બધા કામ કરતા નથી તેઓને દાખલ થતા પાચ હજાર ડીપાઝટ આપવાનો તથા અમુક સખ્યાના શેરો લેવાનો ધારો છે

શેરબજાર કોને માટે છે?

શેરબજારમા દરેક માણુસ હમેશા શેર લેવા તરીકે એટલે "ઇન્વેસ્ટર" તરીકે વેપાર કરતો નથી, પણ ભાવોની વધાઘટી મુજબ નફો નુકશાન ભોગવે છે શેર બજારમા દલાલો, વેપારીઓ બેકરો અને બેંકો, ઉદ્યોગીક સંસ્થાઓ, નાણા વાળા અને સામાન્ય પ્રજા પણ કામ કરે છે મુબઇની બજારમા ક્યાક્યા શેરોના વાયદાના સોદા બોર્ડની સમતિ મુજબ થાય છે, તેના નામ પાટીઆ ઉપર આપેલા હોય છે તે ઉપર દરેક અરધા કલાકે ભાવોમા થતી ફેરફારી લખવામા આવે છે આ ઉપરાત જુદ જુદા ન્યુસપેપરવાલાઓ રીપોર્ટવાલાઓ વીગેરે પોતાના ઘરાકને તેવા રીપોર્ટોથી વાકેફ કરે છે જેવા કે "ગુસ્તાદજી"નો રીપોર્ટ, "શેરસ્ટેક બુરો" વીગેરે આ સબધમા "બોબે ક્રોનીકલ" અને "એડવોકેટ ઓફ ઇંડીઆ" દરરોજની દરેક શેરમા વધારેમા વધારે અને ઓછામા ઓછી થયેલી વધાઘટી જણાવતા રહે છે, બજાર જોસમા હોય ત્યારે એક દિવસમા પાચથી દસ વખત ભાવોમા વધઘટ થયા કરે છે જેને (Big fluctuations) કહે છે અને બજાર શાત હોય એટલે કાઇપણ ઉથલ પાથલ ન હોય ત્યારે ભાવ એકના એકજ રહે છે તેને ( Tape quatitions ) કહે છે

શેરોની જબરી વધાઘટી વખતે કેવી રીતે વર્તવુ ?

શેરબજારમા હમેશા વધઘટ શેરના ભાવના પ્રમાણુમા મોટી થાય જો કે રોકડાના શેરના સોદામા જુજ ફેરફારી દેખાય, પણ વાયદાના એટલે બોર્ડે એક માસની મુદતે કરવાની છુટ આપી હોય તેવા શેરોમા ઉથલ પાથલ ઘણી વખતે મોટી હોય છે તે વખતે જેઓ મગજ ઉપર કાબુ ન રાખતા નહી જેવા ભાવની ઉથલ પાથલમા ગભરાઇ જાય તેવા સટો કરવાને લાયક બને નહી અને ઘણી વખતે ઉલટોજ સોદો (વેચવાને બદલે લેવાનો અને લેવાને બદલે વેચવાનોજ) કરી નાખે સટાબજારમા કામ કેમ કરવુ તે સબધી હકીકત "સટ્ટો અને વાયદાનો વેપાર" એ મથાળા નીચે આપી છે ત્યા જોવી અમારા ધારવા મુજબ તો જે લોકો બજારમા ઉભા રહી વેપાર કરે છે, તેના કરતા બહાર ગામ રહી જે લોકો શેરનો ( ખરા માલનો ) વેપાર ખેડતા હોય છે તે વિશેષ કમાઇ શકે છે કેમકે તેઓને તુરતમા થતી વધઘટની ખબર પડતી નથી, અને ઇન્વેસ્ટર તરીકે વેપાર કરતા હોવાથી ઊચામા ઊંચી વધમા પોતાનો માલ વેચી શકે છે અને નીચામા નીચા ઘટેલા ભાવમા તેઓ માલ લઇ શકે છે પણ શેર બજારમા ઊભા રહી વેપાર કરનારાઓના મગજ કરતા હીસ્ટારીઆના દરદવાળી ઓરતોનુ મગજ પણ વધારે ધીરજવાળુ હોય છે એમ અનુભવીઓનુ

કહેવું છે દાખલા તરીકે લડાઇ વખતે એક એવો ભુમાટો આવ્યો કે "પારીસ જર્મનોએ લીધુ" ત્યા નાગપુર અને કોહીનુર જેવા શેરોમા ૨૦૦ બસો વધી ગયા, એમ ધારીને કે ત્યાની-લેંકેશાયરની-મીલો પડી ભાગી અને અહીની હીંદુસ્તાનની મીલોએ કમાણી કરી લીધી બીજે દિવસે તે વાત ખોટી ઠરી એટલે ત્રણસો ટકા ઉપલા શેરોમાથી ઘટી ગયા, જાણેકે મીલોએ કરેલી કમાણી ઊડી ગઇ વરસાદના વખતમા એવા ખબર આવ્યાકે કોલંબામા વાવાઝોડું થયુ અને વરસાદનો પ્રવાહ કાઠીઆવાડ ભણી તણાયો એટલે બજારમા શેરોના ભાવ વધી જાય, અને બીજે દિવસે મુબઇના ખુદ શેર બજારમા વરસાદ થાય છતા સો ટકા ઘટી જાય, જાણે કે શેરના કાગળીઆ પલળી જવાથી સુકવવા માટે તડકાની જરૂર પડે આવા મગજ જ્યા હોય ત્યા ખરો વેપાર કરતા સટ્ટો વધીજ જાય ટુકમા એટલુ જ કહેવાનુ કે એકદમ અને થોડીવાર રહેતા ભાવો ઉપર જે નજર રાખે છે, તે હિસાબે કમાય છે થોડુ, પણ ગુમાવે છે વધારે. આમા કોઇ અપવાદનો દાખલો બને તેને આપણે નશીબદારજ લેખીએ ખરો ઇન્વેસ્ટર તો મહિનાના તેડનો દિવસ આવે ત્યા સુધી ગભરાતો નથી, અને નાણા વાલો અને માલવાળો હોય તો વેપારમા નફોજ કરે છે એટલે જે ગોઠવણથી અને ઇરાદાથી સોદો કરે છે અને વગર નીશાને કંઇપણ કરતો નથી ને લાભ મેળવે છે તેઓ જે સોદો કરે છે તેમા નીચેની હકીકત ધ્યાનમા રાખે છે

(૧) જે શેરો લેવા હોય તેના અતિ ઊચા અને અતિ નીચા ભાવોના કોઠા તપાસે છે (૨) છેલ્લા બે પાચ વરસના વ્યાજ જાણી હાલના બજારમા તેનો ભાવ સરખાવે છે (૩) અમુક શેરની ખરીદી કે વેચાણ વધારે છે કે નહિ, અર્થાત કૉર્નર (ખેલો) કરવા માગે છે કે નહી તે જાણે છે (૪) જે શેરનો કૉર્નર કરવા માગતા હોય તેમા સારૂ ઇન્વેસ્ટમેટ છે કે નહી તેનો વિચાર કરે છે આટલો વિચાર કરનાર ચઢતા ભાવે વેચી શકે છે અન ઉતરતા ભાવે લઇ શકે છે, અને મક્કમ વિચારે કરેલો સોદો યોગ્ય વખતે નફો મેળવી આપે છે ફક્ત નજીવા ફેરફારો અને રોજની વધઘટ જોવાની નથી, આ ઉપરાત નફો કે નુકશાન થાય ત્યા નશીબની બલિહારી માનવી

કૉર્નર શું?

કૉર્નર ( Corner ) એટલે ખેલો અર્થાત્ એક હાથ માલ કરવે તે એકજ અથવા થોડા શખ્સોની બનેલી એક સાન્ડીકેટ, એક કપનીએ કહાડેલા શેરોની ખરી સખ્યા કરતા વધુ મોટા પ્રમાણમા શેરો ખરીદવા લાગે તેને કોરનરીંગ કહે છે. અને વેચનાર પોતાનો સઘળો માલ ડીલીવરી કરી શકતો નથી અને પછી સડોવાયાથી તેજી પક્ષ જણાવે તે ભાવે પતાવટ કરવા પડે છે આવી વાત અમુક શેર સબધી જ્યારે સાભળવામા આવે છે ત્યારે તેજીવાળા ( Bull ) અને

મદીવાળા ( Bear ) ની વચ્ચે ટંટા બખેડા થવાનો સંભવ દેખાય છે, ત્યારે તે શેર સબંધમા કડચો એસોશીએશનની બોર્ડ કરે છે અને ભાવ બાંધી આપે છે કે આ ભાવથી ઊંચે ભાવે કૉર્નરવાલા શેરનો સોદો થઇ શકે નહી જેમકે ૧૯૨૨ના સપ્ટેમ્બરના વાયદામા બોર્ડે "કરીમભાઇ"ના શેરનો ભાવ રૂા ૨૧૭૫ થી અને "દેવીડનો" ભાવ ૧૯૭૫ થી બાંધી આપ્યો અને મદીવાલાને તે ભાવથી વેચાણ કાપવા પડયા નહીતર તેજીવાલી સીંડીકેટે ( કેટલાક નાણાવાલાઓ એકત્ર થઇ જે કમીટી વેપાર કરવાને બને તેને Syndicate કહે છે તેણે ) કરીમનો ભાવ રૂા ૨૫૦૦ અને દેવીડનો ભાવ રૂા ૨૨૦૦ નો બોલાવવા ધાર્યો હતો આવી રીતે પ્રજા ગેર રસ્તે દોરાઇ ઊંચા ભાવે ખરીદીઓ કરે નહી તેમાટે ગવર્નીંગ બોર્ડ ભાવ બાંધી આપે છે ગવર્નીંગ બોર્ડ બોલાવવા વખત લાગે તો પ્રમુખ અગર સેક્રેટરી કામ ચલાઉ તરીકે તેમ કરી શકે કૉરનરોના ભાવ બાંધવાથી દલાલોને પણ બચાવી શકાય છે કારણકે કૉર્નર નિષ્ફળ નીવડેતો જોખમદારી તો દલાલોનીજ હોવાથી ઘરાક નાણા ન આપે તો તેઓનો મરોજ થાય છે

કૉર્નર થવાનુ મૂળ કારણ એ છે કે જે કંપનીઓનો મોટો સટ્ટો થાય છે તેના શેરો, શેરબજાર ખાતે ઘણી નાની સંખ્યામા રહેલા હોય છે કારણ કે સધર આશામીઓ પાસેનો માલ બજાર ખાતે હમેશા નીકળવા પામતો નથી કૉર્નર ઈરાદા પૂર્વક કરવામા આવે છે, અગર અણધાર્યો પણ થાય છે આવા કોરનરો તોડવાનો ઉપાય સામાન્ય રીતે એ છે કે જે શેરોમા કોરનર થયું જણાય કે તરકટી ભાવો દેખાય તો તરતજ તેનો સોદો કમીટીએ બંધ કરવો અને ભાવ ન બાંધતા લેવા વેચવાના કોન્ટ્રાકટ મુજબ ડયુડેઇટે ડીલીવરી થઇ જાય ત્યા સુધી વચમા ન પડવુ અને લીલામમા ઉપાડવાનો ભાવ પાંચપચીસ ટકા વધુ રાખવો, અને તે પછી તે વાયદાનો સોદો તદન બંધ કરવો, તે ઉપરાત બીજો રસ્તો એવો છે કે ઊંચી રકમના થોડા શેરો રાખવા કરતા ઓછી કીમતના મોટી રકમના શેરો હોય તો પણ કોરનર કરી શકાતુ નથી કારણકે સામાન્ય જન સમાજના મોટા પ્રમાણમા તેનું સરકયુલેશન થવાથી તેમ કરવુ અશકય થઇ પડે છે, એમ અનુભવીઓનુ માનવુ છે

ખરીરીતે જોતા શેરબજારમા નાણા રોકે તે વેપાર કરનારા કરતા સટ્ટ-ખોર આશામીઓ નાણાનો ધુમાડો કરી પાયમાલ થયાના ઘણા દાખલા મોજુદ છે કેમકે "હાર્યો જુગારી બમણુ રમે અને જીત્યો જુગારી ચોગાણુ રમાવે" તેના કરતા નાણા રોકનાર તરીકે સટ્ટો કરવો બહેતર છે સામાન્ય રીતે ખરીદદારો અજાણ અને ધનવાન બની જવાને આતુરતા ધરાવનારા હોવાથી સટ્ટાની જાળમા ફસાય છે આવા સટ્ટાથી વગર મુડીના પૈસાદાર બની ગયા છે, અને કેટલાકને તેના પરિણામ સહન કરવા પડયા છે

ત્રાન્સફર કોને કહે છે ?

શેરોનો ધંધો કરનાર માણસ જે શેરો ખરીદે છે તે બીજાના નામના હોવાથી પોતાના નામ ઉપર ચડાવવા જોઇએ નહીતર વ્યાજ પોતાને મળે નહી, ખોવાઇ જાય તોપણ મુશીબત, વીગેરે કારણથી સલામતી ખાતર પોતાના નામનાજ કરે છે આજે બીજના નામથી પોતાના નામ ઉપર ચડાવવા તેને ત્રાન્સફર ( Transfer deed ) કહે છે તેમા લેનાર અને વેચનાર એ બનેને સહી કરવી પડે છે તથા સરકારી ધારા મુજબ સ્ટાપ ડયુટી લેનાર ધણી લગાડે છે ત્યારે કુપનીના સેક્રેટરી તેના નામ ઉપર ચડાવી આપે છે હાલમા સ્ટાપડયુટી રૂા ૨૦૦ ના ભાવ સુધી સેકડે આઠ આના અને બસો કરતા વધુ રકમ માટેના શેર ઉપર સેકડે બાર આના પડે છે સ્ટાપ માટેની વીગત પાના ૨૪૧ મે જોવી જે શેરો એવી રીતે નામે નહી ચડાવતા વેચનારની સહીવાલા શેરો તેવા ત્રાન્સફર સાથે રાખી મુકે છે તે બ્લેક ત્રાન્સફર સાથના શેરો કહેવાય છે આવા બ્લેક શેરો ખોવાઇ જાય તો જેના હાથમા આવે તે વેચી શકે છે સટોડીઆઓ પોતાને નામે ચડાવ્યા વગરના બ્લેક શેરો બેકમા એટલા માટે રાખે છે કે પોતાની ચળવળની કોઇને ખબર પડે નહી

શેરના ભાવની વધઘટના અનુમાનો

શેરોના ભાવો કયા કારણથી વધે અગર કયા કારણથી ઘટે તેનો કોઇ સગિન નિયમ નથી પરતુ નીચેના નિયમો ઉપર અનુભવીઓની ટાપ હોય છે લેનારા બહુ હોય અને વેચનારા થોડા હોય ત્યારે વધે, એથી ઉલટુ હોય ત્યારે ઘટે વ્યાજની વહેચણી કેટલી આપી શકશે તે ઉપર પણ આધાર રહે છે આ ઉપરાત દેશમા સુકાલ છે કે દુષ્કાળ, લડાઇ વિગેરે આફત આવે એમ છે કે નહી ? હુડીઆમણ સ્થિર છે કે અસ્થિર ? નવી જગાત વધારે પડશે કે ઓછી થશે ? દેશમા નાણાની છુટ કેવી છે ? તથા વ્યાજનો દર શુ ચાલે છે ? વિગેરે બાબતો ઉપરથી અનુમાન બધાય છે

બદલા પતાવટ વગેરે

આટલી ઉપયોગી હકીકત ટુકમા જણાવ્યા બાદ વાયદાની આખરે બદલાનુ કામકાજ કેમ કરાય છે ? તે તથા વલણની પતાવટ અને હવાલા સબધી હકીકત બહુ લબાણ થવાના ભયથી ટુકમા જણાવીએ છીએ જાપાનમા એક સામટા ત્રણ માસના સોદા કરવા દેવામા આવે છે અહી મુબઇમા એક માસનાજ સોદા ચાલે નાખવા માસની આખર તારીખે ચાર પાચ દિવસ બીજા માસમા તે સોદા બદલાવી છે. અને રાખેલા હોય છે

**બદલા**—દરેક માસની છેલ્લી ચાર પાચ તારીખ દરમ્યાન **ઉપલો** વાયદો ખુલે છે ત્યારે બદલાનુ કામકાજ થાય છે બદલા એટલે એક મહીનાનુ કામકાજ બીજા મહિનામા બદલાની ઊભુ રાખવુ તે, એટલે ચાલુ માસનું નવાણુ વેચાણુ સરખુ કરી તે મુજબ ઉપલા વાયદામા તેજ વેપાર ઉભો રાખવો તે બદલા **તેજીના** અને **મદીના** એમ બે રીતે થાય છે તેનો અરથ એવો છે કે અમુક શેરનો ચાલુ માસનો લીધેલો વાયદો વેચી ઉપલા વાયદાનુ તેજ શેરનુ લેણુ કરવુ તે તેજીનો બદલો કહેવાય, અને ચાલુ માસના વાયદાના વેચેલા શેર ઉપાડી લઇને ઉપલા વાયદાનુ તેજ શેરનુ વેચાણુ ઊભુ રાખવુ **ને** મદીનો બદલો કહેવાય આમ લેવાણુ વેચાણુ કરતા બે વાયદાની વચ્ચે ભાવમા જે ફરક રહે તે બદલાનુ વ્યાજ અર્થાત્ બદલાનો ગાળો ગણાય છે મજકુર ગાળો નાણાની છુટ બજારમા કેવી છે તે ઉપર આધાર રાખે છે બહુ છુટ હોય તો પોણો ટકો, દશ આના જેટલુ વ્યાજ પડે, અને નાણા ભીડ હોય તો બે ટકા જેટલો પણ ગાળો રહી શકે

**મજકુર બદલા કોણ કરે છે ?**:—માલ ડીલેવરી લેવા અશકત હોય, અને તેજ વેપારનો ઊભો રાખવો હોય તે વ્યાજ આપી તેજીના બદલા કરે છે અને વીયાજ ખાનાર શરાફ અગર વેચેલો માલ તુરત ન કાઢી આપનાર મદીના બદલા વ્યાજ ખાવા કરે છે બદલા ત્રણ જાતના હોય છે સીધા, ભાવોભાવના, અને ઊંધા દાખલા તરીકે ઇદોરનો સપ્ટેબર વાયદાનો ભાવ રૂા ૬૦૦ છે, અને નવો અકટોબર વાયદો નીકળતી વખતે તેનો ભાવ રૂા ૬૦૫ બોલાણો તે પાચ ફેર બદલો (વ્યાજ) ગણાય એટલે સપ્ટેબરનો વાયદો ૬૦૦ મા ખપે અને અકટોબરનો ૬૦૫મા મળે આ સીધો બદલો ગણાય આ વાયદો ૬૦૦મા ખપી અકટોબરનો વાયદો ૬૦૦ માજ મલે તે ભાવો ભાવનો બદલો અને આ વાયદો ૬૦૫મા ખપી ઉપલો અકટોબરનો વાયદો ૬૦૦ મા મલે તે ઊંધો બદલો કહેવાય છે બજારમા વેચાણુ બહુ થયા હોય, અને માલ નમલતો હોય તો ઊંધા બદલો થાય છે અને બદલાનો ગાળો મોટો તેમ ખોટા લેણવાળાઓ વધારે સમજવા, સામાન્ય રીતે મોટા બદલાને મદીની નીશાની અને ઊંધા બદલાને તેજીની નીશાની લોકો ગણે છે પણ તે વાત હમેશા ખરી પડતી નથી એમ અનુભવીઓને માહિત હશે

બદલાના દિવસ પૂરા થયા પછી પતાવટના દિવસો બૉર્ડ તરફથી નક્કી થયેલા હોય છે જે લગભગ દસ બાર દિવસ સુધી ચાલે છે અગાઉ તો પતાવટ આમન સામન દલાલો કરી લેતા અને હવાલા બૉર્ડ તરફથી નક્કી થયાબાદ નંખાતા પણ હલમા બે વરસ થયા બધુ કામકાજ "ક્લીઅરીંગ હાઉસ" (Clearing House)

મારફતે થાય છે એટલે દલાલો પોતાના માણસ પાસે લેવડદેવનું લીસ્ટ તૈયાર કરી તે કલીઅરીંગ હાઉસને સોપી દે છે મુબઇની જુની શેરબજારે કલીઅરીંગ હાઉસ તરીકે "બેક ઓફ ઇડીઆની" નીમણુક કરી છે અને તે બદલ તેને પચાસ હજાર રૂપીઆ વર્ષાસન આપે છે અને તે નાણા દરેક મેમર પાસેથી રૂા ૧૦) લઇને વસુલ કરાય છે અગાઉ જ્યારે આમન સામન પતાવટ થતી ત્યારે બોર્ડ પાચ જાતના હવાલા નખાવતી પણ કલીઅરીગ હાઉસ થતાં, પહેલા તો બાકી લેવા રહેતા શેરોની ચીઠ્ઠીઓ મોકલી, શેરની ડીલીવરીનુ લીસ્ટ કમ્પ્લીટ કરી, કલીઅરીગ હાઉસને મોકલાવી દે તે નક્કી થયા બાદ વલતે દિવસે શેરો ટ્રાન્સફર સાથે કલીઅરીગ હાઉસને મોકલી આપે તેમા જો ફેરફાર પડે તો કલીઅરીંગ હાઉસ બોર્ડને જણાવે જેથી બોર્ડ ઉભા બીઝનેસ માટે તે ધણીના જોખમે લીલાઉમાથી માલ ઉપાડે તથા વેચી નાખે અને પાકા હવાલાના ભાવ તે તે પાર્ટીને આપી દીએ કલીઅરીંગ હાઉસની મૂક ચલ્તી પાકો હવાલોજ છે ત્યારબાદ શેરોનુ પેમેટ શરૂ થઇ રહ્યા બાદ વલણની ચીઠ્ઠી તથા નાણાનુ સ્ટેટમેન્ટ કલીઅરીંગ હાઉસને પહોચાડી આપે અને પતાવટ પૂરી થઇ ગઇ જ્યારે દરેકના ખાતામા હિસાબ મળી જાય એ બધુ કામકાજ રીતસર પૂરૂ થઇ જાય, ત્યારબાદ બીજે દિવસે કલીઅરીંગ હાઉસવાલા દરેકને આપવાના નાણા તથા શેરો બોર્ડના હુકમથી ડીલીવરી કરે છે

ટુંકમા હાલમા પહેલા બે દિવસે દલાલો માહોમાહે કેટલા સોદા થયા છે તે સરખાવે છે ત્રીજે દિવસે શેરની ડીલીવરી અપાય છે ચોથે દિવસે પાકા હવાલા અપાય છે પાચમે દિવસે ભાવોની સરખામણી કરવામા આવે છે અને ત્યાર બાદ એક બે દિવસ શેરો ઘરાકોને આપવામા અને નાણાની આપલેમા જાય છે અને આરીતે પતાવટ પૂરો થાય છે.

મુબઇના શેર બજારમા દર મહિને પતાવટ થાય છે, લડનમા દર પદર દિવસે થાય છે અને ન્યુયોર્કમા દરરોજ કરાય છે મુબઇમા રોકડાના સોદામા ટ્રાન્સફર ઉપર સહી થયા પછી વેચનારને આઠ દિવસે નાણા મળે છે કેટલાક ટ્રાન્સફરો બહારગામથી આવવાના હોવાથી આ ઢીલ થવા પામે છે વાયદાના સોદામા અત્યાર લગણ ૨૯ કુપનીઓના નામ હતા તે તા ૭-૧-૨૪ થી ૪૦ ના નામ રાખવાના છે

શેર સબધી, શેરબજાર સબધી, તથા દરેક ઉપયોગી બીજી બાબના સક્ષેપમા જણાવી હવે શેરબજારમા જે જે મુખ્ય મુખ્ય કુપનીઓના શેરોના ભાવો બોલાય છે તે સબધી યોગ્ય માહિતી નીચે મુજબ આપી છે, જે દરેક વાચનારને ઉપયોગી થઇ પડવા સભવ છે. મુંબઇ ઇલાકામા (૧૯૧૯-૨૦ મા)

૮૯૧ કારખાના બધા મલીને હતા ત્યાર બાદ બહુ ફેરફાર થયો નથી, જેમા ૫૫૯ રૂના જીનો અને પ્રેસો તથા ૧૭૯ રૂની મીલો હતી એકલા મુબઈનીજ મીલોમા દરરોજ બે લાખ મજુરો કામ કરે છે, જેટલા મજુરો હીદના કોઇ પણ શહેરની મીલમા કામ કરતા નથી મુબઇ શહેરમા ૮૨ મીલો છે જેમા ૩૧ લાખ કરતા વધુ સ્પન્ડલો અને ૬૫ હજાર કાપડ વણવાના સચાઓ છે અમદાવાદની મીલો બાદ કરતા (અમદાવાદ શહેર મીલ મથકને નામે અળખાય છે તે બાદ કરતા) જે જે મીલોના પ્રમોના બેન્ડ વિગેરેના સોદા મુબઇની શેર બજારમા બોલાય છે તેની ઉપયોગી હકીકત આપી છે

તા ક—શેરબજાર અને તેના દલાલોની મડળીનુ બધારણ, વહીવટ, રીતશીવાજો, ધારાધોરણ સોદાઓના નિયમો, વિગેરેના સવાલ તપાસવા, અને પ્રજાની તે સબધમા કોઇ ફરીયાદ હોય તો સાભળવા અને મડળીના કામમા કઇ અનિયમિતતા હોય તે નાબુદ રોકતી પ્રજાના હિતનું લાગુ કરવા તથા ઉપરના ધારા ધોરણ અને રીતિઓમા ઘટતા ફેરફાર સુચવવા ગવર્નરઇન કાઉન્સીલ તરફથી છ સભાસદોની એક કમીટી જેને "શેરબજાર એન્કવાયેરી કમીટી" કહે છે, તે લડનના શેરબજારના પ્રમુખ 'સર વીલફ્રીડ એટલે"ના પ્રમુખપણા નીચે તા ૨૩-૧૧-૨૩ થી શરૂ થઇ હતી અને તા ૧૫-૧૨-૨૩ ના રોજ ખતમ થઇ હતી તેમા જેને સુચનાઓ જેવી કે દલાલોના ફર એક સરખો રાખવો, ટ્રાન્સફર ફારમો એક સરખા રાખવા, ભાવના લીસ્ટ બહાર પાડવા, ઓછા તહેવાર પાળવા, પતાવટ બાબત કેટલા દિવસ રોકી શકાય ? તે અને માસિક કે પખવાડીક કે કેવી પતાવટ રાખવી ? તે માટે વિચાર કરવાની સુચનાઓ થઇ છે મજકુર કમીટીમા મોટી રકમના વેપારીઓ, મોટા મીલમાલેકો, બેકના અને લીમીટેડ કપનીના મેનેજર અને શેરબજારના નામાકિત દલાલો તેમજ સામાન્ય પ્રજાવર્ગના આશામીઓની જુબાની લેવામા આવી હતી



મુબઇના શેર બજારમાં વાયદાના તથા હાજરના જે શેરોના સોદા થાય છે તેમાંની મુખ્ય મુખ્ય કંપનીઓની ઉપયોગી પણ સંક્ષિપ્ત હકીકત નીચે મુજબ છે:—

(તા ૩૧-૧૨-૨૩ સુધી સ્પીંડલો, લુમ્સ અને રીઝર્વ ફંડ કેટલુ તેના આકડા "કેપીટલ" પત્રને આધારે મુકયા છે.)

મીલો —

| કંપનીના શેરનુ નામ | શે મૂળકી (Face Value) | શેરોની સંખ્યા | સ્પીન્ડલ્સ (તાંત) | લુમ્સ (શળ) | રીઝર્વ અને બીજા ફંડ આશરે ડીસે ૧૯૨૩ સુધીના | ભાવ ૩૧-૧૨-૨૩ ના રોજે | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ઇંદોર માલવા | ૧૦૦ | ૨૦૦૦૦ | ૩૩૬૩૧ | ૧૨૭૫ | રૂા એકોતેર લાખ | ૫૦૦ | દસ લાખના ડીબેચરો છે. |
| કરીમભાઇ | ૨૫૦ | ૧૮૮૦૦ | ૮૫૧૪૦ | ૧૦૧૪ | ,, સાડા ત્રેસઠ ,, | ૪૭૫ | વીસ લાખના ડીબેચરો છે |
| ક્રેસંટ | ૧૦૦ | ૧૫૦૦૦ | ૪૪૬૮૮ | ૧૧૦૬ | ,, સાડા ચોપન ,, | ૨૧૧ | બાર લાખના ડીબેચર છે |
| કોલાબા લેંડ એન્ડ મીલ | ૧૦૦ | ૨૮૦૦૦ | ૪૪૭૩૬ | ૭૦૦ | ,, પચાસ ,, | ૧૫૫ | |
| કોહીનુર | ૫૦૦ | ૪૦૦૦ | ૬૯૨૦૦ | ૧૩૯૪ | ,, સાઠ ,, | ૧૪૨૦ | દસ લાખના ડીબેચરો છે |
| ડેવીડ | ૨૫૦ | ૯૬૦૦ | ૬૭૮૧૬ | ૯૫૪ | ,, સાડી ચોસઠ ,, | ૬૦૦ | |
| ન્યુગ્રેટ ઇસ્ટર્ન | ૨૦૦ | ૭૫૦૦ | ૮૬૪૬૮ | ૧૦૫૯ | ,, સાડી એકતાલીસ લાખ | ૫૨૫ | આઠ લાખના પ્રેફરન્સ છે |
| નાગપુર (સે ઇ) | ૧૦૦ | ૪૬૮૭૫ | ૧૦૦૩૫૨ | ૨૨૨૦ | ,, એક કરોડ છન્નુ ,, | ૫૨૫ | પચાસ લાખના પ્રેફરન્સ છે |
| પર્લ | ૨૫૦ | ૮૦૦૦ | ૩૨૪૦૦ | ૧૦૩૬ | ,, એકતાલીસ ,, | ૫૮૫ | પંદર લાખના ડીબેચર છે |
| ફાઝલભાઇ | ,, | ૭૨૦૦ | ૫૨૨૫૬ | ૧૩૧૦ | ,, સાડી સડસેઠ લાખ | ૮૮૦ | બાર લાખના ડીબેચરો છે |
| ફીનલે | ,, | ૮૦૦૦ | ૪૬૦૭૨ | ૮૧૨ | ,, એકતાલીસ લાખ | ૬૭૦ | .. |
| ફીનીક્ષ | ૧૦૦ | ,, | ૫૧૩૬૦ | ૫૮૨ | ,, પચાવન લાખ | ૫૧૦ | .. |
| બ્રેડબરી | ૨૫૦ | ૪૦૦૦ | ૩૫૫૮૪ | ૫૮૩ | ,, સાડી એકવીસ લાખ | ૫૫૦ | દસ લાખના ડીબેચર અને પંદર ,, પ્રેફરન્સ |
| બોમ્બે ડાઇંગ | ,, | ૧૨૫૦૦ | ૧૦૫૨૬૦ | ૩૪૪૭ | ,, બે કરોડ પચાસ લાખ | ૮૪૫ | .. |
| સ્વદેશી | ૧૦૦ | ૨૦૦૦૦ | ૫૬૪૩૨ | ૧૫૪૨ | ,, એક કરોડ | ૫૨૫ | .. .. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સ્વાન | ૨૫૦ | ૪૦૦૦ | ૩૬૬૬૬ | ૬૦૦ | રૂા પચીસ લાખ | ૮૬૦ | |
| શાપુરજીભરૂચા | ૧૦૦ | ૫૦૦૦૦ | ૮૦૮૪૬ | ૫૪૮ | ,, વીસ લાખ | ૨૨૫ | ૧૨ા લાખના ડીબેંચર અને ૨૫ લાખના પ્રેફરન્સ |
| નીરક્ષ | ૨૫૦ | ૮૦૦૦ | ૩૨૦૦૦ | ૧૮૦૦ | ,, સાડી એકવીસ લાખ | ૩૫૧ | દસ લાખના ડીબેંચરો |
| ગ્રેઅર્થ | ૧૦૦ | ૧૮૫૦૦ | ૫૪૭૮૦ | ૩૦૩૮ | ,, એક કરોડ સત્તર લાખ | ૪૨૧ | |
| ધી ડી. સાસુન યુનાઇટેડ | ૧૦ | એક કરોડ | ૨૧૭૪૫૫ | ૫૬૫૯ | ,, એક કરોડ અગીઆર લાખ | ૩ | |
| અમદાવાદ એડવાન્સ | ૧૦૦ | ૧૦૦૦૦ | ૩૦૬૬૨ | ૬૦૦ | , સાડી અડતાલીસ લાખ | ૪૮૦ | |
| એપોલો મીલ | ૫૦૦ | ૨૪૦૦ | ૨૮૫૮૦ | ૭૫૦ | ,, સત્તર લાખ | ૬૩૫ | દસ લાખના ડીબેંચર ,, , ૭ ટકાના પ્રેફરન્સ |
| ડીન | ૨૫૦ | ૩૨૦૦ | ૩૮૮૧૬ | | ,, વીસ લાખ | ૬૬૦ | આઠ લાખના ડીબેંચર |
| ઓકસફર્ડ સાસુન | ૨૦૦ | ૮૫૦૦ | ૪૫૪૦૮ | | , પચીસ લાખ | ૩૪૧ | ૧૨ લાખના પ્રેફરન્સ |
| એલ્ફીન્સ્ટન | ૧૦૦ | ૫૦ હજાર | ૪૮૧૨૮ | ૭૬૪ | , વીસ લાખ | ૫૫ | પ્રેફરન્સ સેરો છે |
| એપોલો | ૫૦ | ,, | ૪૦૬૫૪ | | ,, ત્રીસ લાખ | ૨૪ | |
| ગોકળ | ૧૦૦ | ૧૦ હજાર | ૨૯૧૦૪ | ૭૪૪ | ,, એકવીસ લાખ | ૭૫ | ૧૦ લાખના ડીબેંચરો |
| હીંદુસ્થાન | ૧૦૦૦ | ૧૨૦૦ | ૨૩૧૮૪ | ૯૧૧ | ,, ચાલીસ લાખ | ૧૨૦૦ | ,, ,, |
| ઇન્ડીઅન મેન્યુ | ,, | ૬૦૦ | ૨૩૩૯૨ | ૭૨૮ | ,, પચીસ લાખ | ૧૨૦૦ | |
| જમશેદ | ૨૫૦ | ૪૦૦૦ | ૩૧૫૨૦ | ૩૬૫ | ,, સોળ લાખ | ૧૪૦ | દસ લાખના ડીબેંચરો ૪ લાખના પ્રેફરન્સ ૪૦ લાખના ડીબેંચરો |
| કસ્તુરચંદ | ૫૦૦ | ૨૪૦૦ | ૨૧૦૦૦ | ૮૯૦ | ,, સાડી ત્રીસ લાખ | ૨૧૦ | |
| ,, નવા | ૨૫૦ | ૨૪૦૦ | | | | | |
| ખાનદેશ | ૧૦૦૦ | ૭૫૦ | ૨૦૫૬૮ | ૪૩૫ | ,, ચાળીસ લાખ | ૨૪૨૦ | ...... |
| ખટાઉ | ૧૦૦ | ૧૦ હજાર | ૪૪૨૮૪ | ૧૧૦૧ | ,, સાડીઆડસઠ લાખ | ૨૯૫ | ,, |
| લક્ષ્મી કોટન | ૧૦૦૦ | ૧૬૦૦ | ૪૫૭૯૨ | ૮૫૧ | ,, ઓગણોતેર લાખ | ૫૨૦૦ | ૭ા લાખના ડીબેંચર ૮ લાખના પ્રેફરન્સ પ્રેફરન્સ સેરો છે |
| માધવરાવ સીંધીયા | ૧૦૦ | ૧૮ હજાર | ૪૩૧૦૮ | ૫૦૦ | ,, દસ લાખ ચોરાસી હજાર | ૭૦ | |
| માધવજી | ,, | ૧૩૫૦૦ | ૩૭૪૫૨ | ૬૬૭ | ,, સાડીબાસઠ લાખ | ૨૬૫ | |
| મથુરાદાસ | ૫૦૦ | ૪૮૦૦ | ૩૬૯૫૨ | ૭૭૩ | ,, ઓગણીસ લાખ | ૪૦૦ | |
| માણેકજી પીટીટ | ,૧૦૦૦ | ૩૬૦૦ | ૧૪૮૩૮૮ | ૪૫૫૬ | ,, બાદી કરોડ | ૩૨૦૦ | |

## પરચુરણ કંપનીઓ (હુન્નર ઉદ્યોગની)

| કંપનીના શેરનુ નામ | શેરની મૂળ કીંમત | શેરોની સંખ્યા | રીઝર્વ ફંડ રૂપીઆ ડીસેંબર ૧૯૨૩ | શેરનો ભાવ ૩૧-૧૨-૨૩ના રોજે | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| આલકોક એશડાઉન | ૧૦૦ | ૮૬૨૫ | સીતેર લાખ | ૨૮૫ | |
| ઇંડીઅન બ્લીચીંગ એન્ડ ડાઇંગ | ૧૦૦ | ૧૨ હજાર | સોળ લાખ | ૧૯૨॥ | |
| જુના બર્મા (બર્મા ટ્રેડીંગ કો.) | ૧૨૫ | ૮૨ ,, | પચાણુ લાખ | ૨૭૫ | |
| નવા બર્મા | ૨૦ | ૮૪ ,, | | ૧૨૫ | |
| તાતા આયર્ન એન્ડ સ્ટીલ ઓરડી | ૭૫ | ૨ લાખ અને નવા દોઢ લાખ | ચાર કરોડ | ૩૦ | ૨ કરોડના ડીબેંચર |
| ,, ડીફર્ડ | ૩૦ | ૨૫ હજાર જુના<br>૨૫ ,, નવા | | ૧૧૦ | ૬ ટકાના ફર્સ્ટ પ્રેફરન્સ<br>૭॥ ટકાના સેકન્ડ ,, |
| તાતા હાઇડ્રો એ | ૧૦૦૦ | ૧૦ હજાર જુના<br>૮ ,, નવા | ચોવીશ લાખ | ૬૯૦ | પ્રેફરન્સ શેરો તથા ડીબેંચરો છે |
| કટની ઓરડી | ૧૦૦ | ૧૪૪૦૦ | છવીસ લાખ | ૮૫ | પાચ લાખના પ્રેફરન્સ |
| ,, ડીફર્ડ | ૪૦ | ૧૫૦૦ | | ૨૬૦ | સાત લાખના ડીબેંચર |
| બોબે ત્રામ ઓર | ૫૦ | પાંચ લાખ | અઠોતેર લાખ | ૯૦ | એક કરોડના ડીબેંચરો |
| ,, સ્ટીમર ,, | ૨૫૦ | ૧૮ હજાર | સીતેર ,, | ૮૫ | પંદર લાખના પ્રેફરન્સ |
| શીવરાજપુર સેન્ટ્રલ ઇંડીઆ | ૧૦ | ૫૦ ,, | પાચ , | ૩૦ | |
| માઇનીંગ | ૧૦ | ૫૦ , | બાર ,, | ૨૫ | |
| બુદી | ૧૦ | દોઢ લાખ | પચીસ | ૧૦ | પાચ લાખના ડીબેંચર |
| ઇંડીઅન સીમેંટ | ૨૫૦ | ૭૯૦૦ | વીસ ,, | ૬૫ | એક લાખના ડીબેંચર |
| સીધીઆ | ૩૦ | ૭ લાખ | બાર ,, | ૬॥। | |
| બરમા પેટ્રોલ | ૩૦ | વીસ લાખ | . ... | ૫॥ | |
| બેઢમ પાઇલ | ૭૦ | ૫૦ હજાર | ૭ લાખ | ૨૦ | સાડા ૭ લાખના ડીબેંચરે. |

| | | | | |
|---|---|---|---|---|
| **પ્રેસો** | | | | |
| ન્યુબીરાર | ૫૦૦ | ૧૨૫૦ | સાડા આઠ લાખ | ૬૮૦ |
| મનમાડ | ૨૫૦ | ૧૪૦૦ | ૪૩૫૨૦ | |
| ન્યુમોફ્યુસીલ | ૪૦૦ | ૩૧૨૫ | એકવીસ લાખ | ૭ ૫ |
| વોલકર્ટ | ૫૦૦ | ૧૭૦૦ | ૫૬૨ લાખ | |
| **બેંકો** | | | | |
| અલ્હાબાદ બેંક | ૧૦૦ | ૧૫ હજાર | | ૩૨૦ |
| | ૫૦ | ૧૦ હજાર | | ૧૫૦ |
| ઇંડીઆ ,, | ૧૦૦ (ભરાયના ૫૦) | ૨ લાખ | ૮૧॥ ,, | ૭૮ |
| બરોડા ,, | ,, ,, | ૫૦ હજાર | ૧૯ ,, | ૭૨ |
| સેંટ્રલ ,, ઓફ ઇંડીઆ | ૫૦ (ભરાયા ૨૫) | ૧ લાખ | ૨॥ ,, | ૫૦ |
| યુનીઅન બેંક | ૧૫ (૭॥ ભ) | ૧૦ ,, | ૨ ,, | ૩॥ |
| (મુંબઇ બેંક) ઇમ્પીરીયલ | ૫૦૦<br>૧૨૫ નવા | | ૪ કરોડ ૨૨ લાખ | ૧૩૭૫<br>૩૨૨ |

## "૩૯ સટ્ટો અને વાયદાનો વેપાર" (Difference between Speculation & Forward Delivery business )

ઘણીખરી વખતે વાયદાના વેપારને સટ્ટો કહેવામા આવે છે આથી આપણે કાચો સટ્ટો અને પાકો સટ્ટો એમ બે ભાગ પાડીએ

કાચો સટ્ટો અને પાકો સટ્ટો

કાચો સટ્ટો કે જેના સોદામાં માલની આપ–લે બીલકુલ થતી નથી, પણ ખાલી મોઢાની વાતોજ કરવામા આવે છે, અને જે ફરક ( Difference ) રહે તે લેવા દેવામા આવે છે તે સરવે કાચા સટ્ટાઓ છે જેવાકે—રૂના કાચી ખાડીના, અફીણના આકના, લીવરપુરની રૂની ગાસડીઓના થતા વેચાણ ઉપર તેજી મંદી લગાડી સોદા કરવા તે, તેમજ આઠ દિવસના વલણે રૂ, ચાદી કે સોનાના કાચા સોદા થાય તે આવા કાચા સોદાની ફરીઆદ કોરટમા બીલકુલ ચાલતી નથી, જેથી તેવા સોદાઓમા બેઉ પારટીઓની શાખ ઉપર પૈસાની આપ–લે થાય છે. આ સટ્ટાને જુગાર પણ કહી શકાય

પાકા સટ્ટાને વાયદાના વેપારનુ નામ આપી શકાય જે વેપાર અમુક માલ કે જેવાકે—રૂ, અલસી, ઘઊ, એરંડા, સોનુ ચાદી, શેર, બારદાન વીગેરેની ટૂંકી કે લાંબી મુદતે માલની ડીલેવરી લેવા આપવાના કન્ત્રાકટો લેનાર અને વેચનાર ધણી વચ્ચે સ્ટાપ લગાડી કરવામાં આવે છે, અગર તો એસોશીએશનના ધારા મુજબ સોદો આમન સામન રજુ કરવામા આવે છે, આનું નામ લોકો સટ્ટો ભલે કહે, પણ તે વાયદાના વેપારની આપ–લે ઠરાવેલી મુદત ઉપર કરવી આપવી હોવાથી તે વેપાર કહેવાય છે તેમજ એસોશીએશનના ધારા સરકારમા રજીસ્ટર થયેલા હોવાથી તે પ્રમાણે ચાલવાને બન્ને પાર્ટીઓ બધાયેલી છે, અને તેની સાક્ષી કોરટમા વજુદ પડે છે

વળી જેમ ખેતરમા ઘઉં કે રૂનો પાક ઊભો હોય, ત્યારથી ખેતરનો ધણી આખો ઉભડ પાક અગર અમુક ખાંડી વેપારીને વેચવાની કબુલાત આપે, અગર માડી આપે, અને તે પાક ઉતર્યે બાંધેલા ભાવે તોલી આપે, તે મુજબ જાણો કે સોનુ કે શેર એક વાયદાની મુદતે લીધુ તેના નાણા હમણાં ન ભરતા પાકેલી મુદતે ભરી માલ લઇ લેવો, અગર મુદત દરમ્યાન ભાવમા ફેરફાર થાય તો લાભ–નુકશાન વહોરવુ, તેને વેપારજ કહી શકાય આમા સટ્ટો ત્યારેજ કહેવાય કે પોતાની શક્તિ ઉપરાંત માલ લેવાય જાય, અને પાકતી મુદતે પુરતા નાણા ન હોવાથી ભાવ કાપે, અગર પોતાની પાસે માલ ન હોય છતાં ભાવ ઘટવાની આશાએ માથા ઉપર વેચાણ કરે અને ભાવ ઘટે નહી તો નાણા

ભરી આપવા પડે, આથી જે માલ પોતાની શક્તિ ઉપરાંત લેય કે વેચે, તેને સટ્ટાનું રૂપ આપી શકાય

હવે આવા વાયદાના વેપારની બાબતમા કેટલી કેટલી બાબત ધ્યાનમા રાખવાની છે તેની સંક્ષેપમા નોધ લઇશુ

૧ દરેક માલના વિલાયતના તારોથી વાકેફ થવુ, લંડન, પારીસ, ન્યુયૉર્કના ક્રોસરેટ વીગેરે હુંડીઆમણથી તે માલનુ પોસાણ અત્રે થઇ શકે છે કે કેમ તેની ગણત્રી કરવી, વળી બજારમા કયા કયા મોટી ઓફીસવાલાની વેપારીની, મીલવાળાની, કે સટોડીઆની ખરીદી વેચાણ છે? માલની છત છે કે અછત એટલે પાક કેટલો ઉતરવા સંભવ છે? વીગેરે બાબતો ધ્યાનમા લેવી, દેશાવરના પાક સંબંધી સમાચાર, લોકોની મનોવૃત્તિ કેવી છે તે (કારણકે ઘડીક ઘડીકના જે ફેરફારો થાય છે તે ખાસ લોકોની મનોવૃત્ત ઉપર આધાર રાખે છે) આવક ચડત કેટલી છે? કયારે થશે? તથા શુ કારણથી ઘટે છે કે વધે છે આ બધુ દરરોજના ડેલી રીપોર્ટો તથા છાપાઓ વાચી વાકેફ થવુ એ આવશ્યક છે

૨ વાયદાના વેપારમા ઉત્તાવળ કરી, તક જોયા વિના જે આડતીઓ હકશીને ખાતર વેપાર કરાવે, તેના ઉપર ન ચાલતા પોતાની મનોવૃત્તિ ઉપર મન કબુલ કરે તોજ કામ કરવુ કારણકે "સાકર ખાતા દાત પડે" તે કહેવત મુજબ પોતાના વિચારથી વખતે નુકશાન જાય તો પસ્તાવો પણ ઓછો થાય છે પરંતુ આ સ્થળે એવો અરથ કરવાનો નથી કે, ધ્યાન પહોચાડી સમય ઓળખનાર આડતીઆની રૂખ કે સલાહ વિના કામ કરી નાખવું

૩ જે જે વાયદાનો વેપાર જેવો કે રૂ, અલસી, ઘઉ વિગેરેમા છ છ માસ કે વરસ વરસની મુદતનો હોય તેમા તેજી મંદી લગાડવાથી કે એકલી તેજી અગર એકલી મંદી લગાડવાથી વહેલા મોડો રંગ આવી જાય છે ત્યારે લાભ લઇ લેવો, આમા જોખમ બાધ્યો અને લાભ પણ અણચિંતવ્યો મલી આવે રૂમા તો લાબી મુદતની સોસો ટકા ફેરે અને પચાસ પચાસ ટકાફેરે પણ ગલી લગાડાય છે, અને ઓચિંતો ભાવ વધઘટ થતા ઓછે પૈસે વધારે લાભ મળે છે પણ માથાનો વેપાર લાબી મુદત સુધી જીરવી શકાય નહી અને ગભરાઇને સોદો ખોટે પણ કાપી નાખવો પડે રૂની પેઠે અલસીમા પણ બે ટકા ઉંચી અને બે ટકા નીચી તેજી મંદી નંખાય છે, જે એક સાથે લગાડતા એક બાજુનો ભાવ તો જરૂર પકડાય, ત્યારે તે પેટે બીન જોખમે વેપાર ઘણી વખત થાય છે અને નવી ડીપાજીટ ભરવી પડતી નથી ટુંકમાં બહુ ભાવો ઘટી ગયા હોય ત્યારે એકલી તેજી નાખવી, બહુ ભાવ વધી જઇ ટોચના થયા હોય ત્યારે એકલી મંદી નાખવી, અને સ્થિર બજારે જોટાના દામ

ઓછા હોય તો લગાડવા આમ દરેક તક સાચવી, દીર્ઘસૂત્રતા ન કરે તો લાભ મળવા સભવ છે તેમજ તેજી મદી કે એકતરફી ગલી લગાડી વેપાર કરવો હોય તેટલી વખત થાય અને જ્યારે ન કરવો હોય ત્યારે પીઠબજારે પૈસા પાછા ખાઇ જવાય એટલે મીઠાઇના રમકડાની પેઠે રમવા જેવુ છે રમવુ હોય ત્યા સુધી રમાય અને ખાવું હોય ત્યારે ખવાય

આમા બહાર ગામના ઘરાકોએ ખાસ ધ્યાનમા રાખવાનુ છે કે તારથી ભાવ મગાવી સોદો કરવાને બદલે અગાઉથી લીમીટ આપવાથી ફાયદો થાય છે પોતાના સોદા માટે અમુક ભાવ થયે વેચવુ કે મદી નાખવી, અમુક થયે ખરીદવુ કે તેજી નાખવી વીગેરે બાબતની લીમીટ આપી રાખી હોય તો તેવા ભાવ આવ્યે સોદો થઇ શકે છે, તકેતક સચવાય છે, અને વેપાર પણ જામે છે પણ જો લીમીટ ન આપી રાખી હોય, અને ભાવના ખબર તારથી આવે અને પાછો તારથી જવાબ અપાય તેટલામા તો તે ભાવ ચાલ્યો જાય, અને સોદો રહી જાય પણ લીમીટ આપી હોય તો તુરત સોદો થઇ શકે છે

૪ જે માલનો સટ્ટો ચાલતો હોય તેની આખી દુનીઆ ઉપરની પેદાશ અને ખપના આકડા ધ્યાનમા રાખવા, નાણાની છુટ બજારમા કેવી છે તથા વ્યાજનો દર જે ચાલે છે તે માલની આવક વખતે શુ રહેશે તે પણ ધ્યાનમા રાખવુ, અને ( Due-date ) પાકતી મુદતે કેટલો માલ આવવા સભવ છે અને કેટલો બાકી રહેશે તેનો વિચાર કરવો જરૂરનો છે

૫ હીદુસ્થાનમાથી અલસી, ઘઉ, રૂ, શણ, બારદાન વીગેરે માલ ચીન, જાપાન, યુરોપ અને અમેરીકા વિગેરે દેશો ખાતે ચડે છે, તો તે ચીજોના ભાવ ત્યા આગળ શુ છે, તથા ચાદી સોનું વીગેરે ત્યાથી આ દેશમા આવે છે તેના ભાવ પણ શુ છે, તેના દરરોજના તારસમાચારથી વાકેફ રહેવુ અને જે લોકો ખેલો ( Corner ) કે એકહથ્થુ માલ કરનારા હોય તેવા હીમતવાન માણસો બજારમા હોય તેથી બમણો ત્રનણો માલ લેવો કરે છે અને પાકતી તારીખે માલની માગણી કરે છે, અને વેચનારાઓ જો માલ આપવામા નિષ્ફળ નીવડે તો પોતાનો ધારેલો ભાવ લઇ શકે છે, આથી તે સમયનુ, માલનુ, લેનાર ધણીનુ તથા તેવા મોટા વેપારીઓ તેજી મદીની કઇ બાજુએ ઢળેલા છે તેનુ ધ્યાન પહોચાડવુ ઘણુ અગત્યનુ છે

૬ બજેટ વખતે સરકાર કેટલી જગાત વધારેછે, ઘટાડેછે, તથા માલની સ્ટીમરો જતી આવતી બુડી જવાનુ સભળાય છે, અને વરસાદ વીજળી કે રાજ્યપ્રકરણી બાબતોના બનાવો બને છે તે દરેકથી બજારના ભાવોમા ફેરફેર ઓચિતી અને ચોકાવનારી થાય છે તે વખતે દરેક બનેલા બનાવો માટેની હકીકતથી વાકેફ રહેવુ

હવે જેને માલની ડીલેવરી ન લેવી હોય અને સટ્ટોજ કરવો હોય તેણે આટલી બાબત તો ધ્યાનમાજ રાખવી (૧) નુકશાનીમા સમત ન રાખતા સોદો વેલાસર કાપી નાખવો, જેથી વધારે નુકશાની જવા સભવ ન રહે, અને નફામા પોતાની તરફેણમા બજાર જ્યાસુધી હોય ત્યાસુધી શાતિ પકડી પુરો નફો ખાવો (૨) પૈસાની લેતી દેતી વખતે ટાઇમસર હાજર રહેવુ અને સોદાઓ પોતાથી આબરૂદાર અને નરમ સ્વભાવના માણસો સાથે કરવા (૩) જેનો સટ્ટો કરવો હોય તેના વધારેમા વધારે અને ઓછામા ઓછા ભાવ જાણવા (૪) પરચુરણીઆઓએ તો શરાફોને ત્યા પાકી આડતમા સોદા નોધાવવા એ સૌથી સરસ રીત છે, આ બાબતો ધ્યાન રાખવા યોગ્ય છે

જે માણસની પાસે હામ–દામ–અને ઠામ એ ત્રણે હોય તે સટ્ટામા ફાવી શકે છે, છતાએ તે માણસમા ધીરજ અને તુલનાશક્તિ હોય તોજ સફળતા મેળવી શકે છે જેવીરીતે વ્યાપારમા કુશળતાની જરૂર છે, તેવીરીતે સટ્ટામા ધીરજની જરૂર છે, અને તુલનાશક્તિ એટલે ભવિષ્યની ગણતરી કરનાર હોય તોજ દરેક આવતી તકનો લાભ લઇ ખરે ટાકણે ખરીદી શકે છે અને યોગ્ય વખતે વેચી શકે છે તેમજ જે માણસ જોખમ ખેડે નહી, તે સટ્ટો પણ કરી શકે નહી કેમકે જોખમ વગરનો કોઇ સટ્ટોજ નથી રૂ અને શેરબજારનોજ દાખલો લઇએ જયારે સને ૧૯૧૪ મા મહાન્ જર્મન–બ્રીટન–યુદ્ધની શરૂઆત થઇ ત્યારે રૂ પરદેશ જતુ બધ થવાથી અને આ દેશનો માલ જે નીકાશ થતો હતો, તે પણ જતો બધ થવાથી ભાવ બેસી ગયા, તથા નાણા ભીડને લીધે શેરોમા શરૂઆતમા મોટી મદી આવી, પણ છ મહિના બાદ રૂ બ્રિગેરની ખપતિથી જે ભાવ ઘટીને રૂા ૨૨૫) થયા હતા તેના વધુમા વધુ ૯૫૦ સુધી ગયા, હવે જયારે કોઇ લેવાલ નહી હતુ તે વખતમા જે કોઇએ લીધુ હશે, અને જોખમ ખેડી ધીરજ ધરી હશે, તેને કેટલો લાભ થયો હશે ? તે વિચારો શેરોનુ પણ તેમજ થયુ શેરોના ભાવ એટલા વધ્યા કે જોખમ ખેડનારા માણસ ન્યાલ થઇ પડયા, અને વખત જોઇને એટલે ટાણુ જેણે જાણ્યું નહી, અને ઊચા ભાવમા નહી વેચતા રાખી મુકયા તે ન્યાલના પાયમાલ થયા હાલ જેમ ઘરોની કીમત અરધી થઈ ગઈ, શેરોના ભાવ ઘટી ગયા તેમ દરેકનો વારો આવે છે બહુ ઊચા ભાવે વેચનાર અને બહુ નીચા ભાવે લેનાર વખત આવ્યે ફાવે ખરો, પણ ધીરજ, હિમ્મત અને દામ હોય તોજ **કેમકે વેપાર ધીરે ધીરે એક સરખી રીતે કરી શકાય છે, પણ સટ્ટો તો લાગ આવે ત્યારેજ થાય છે** વખત ચુકયાથી નફો જતો રહે છે, અને અણધાર્યો નફો નશીબ જોગે થઈ આવે છે, પરતુ મનુષ્યસ્વભાવ એવો છે કે

ભાવ વધારે હોય છે, ત્યારે ખરીદનાર હોય છે, અને તે વખતે ખરીદવાનુ મન થાય છે, અને ભાવ ઓછા હોય અગર બેસી ગયા હોય ત્યારે ખરીદનાર ન હોવાથી ખરીદવાની હિમ્મત ચાલતી નથી ખરો સટ્ટોડીઓ તો શેત્રજની પેઠે ઉલટોજ ચાલે છે, અર્થાત્ શેત્રજમા લશ્કર ઉલટુ ચાલે તેવી રીતે જ્યારે કોઇ ખરીદે નહી ત્યારે તે ખરીદવા નીકળે છે, અને કોઇ વેચે નહી ત્યારે વેચવા નીકળે છે, છતા સામાન્યરીતે એ તો વેપારની રીત છે કે ઘટયે ભાવે લેવુ અને વધ્યે ભાવે વેચવુ

વેપાર સારો, પણ સટ્ટો કે સોરતી સારી નહી એમ કહેવુજ પડશે કેમકે સટ્ટામા જોખમ વધુ, રાત્રીએ ઉજાગરા કરવાનો વખત આવે, વિચારમા ને વિચારમાજ વખત ચાલ્યો જવાથી ઉજાગરો થાય, અને મન એટલુ બધુ ચચળ બને કે ઇશ્વરારાધાન જે આ બધી તકલીફો ઉપાડવાનુ કારણ છે તે થઇ શકે નહી એક સ્થળે સીડની સ્મીથ કહે છે તે આ સ્થળને લગતુ હોવાથી જણાવવુ પડે છે તે કહે છે કે—“કુદરતથી જે કાઇ તમે હો તેજ રહેવા પ્રયત્ન કરો તમારી પોતાની બુદ્ધિ, પોતાની વૃત્તિનો માર્ગ છોડતા નહી કુદરતથી તમે જેને માટે નિર્માણ થયા હો તેજ થશો તો તમે ફતેહ પામશો તેનાથી બીજુ કાઇ થવા યત્ન કરશો તો તમે દરેકમા નિષ્ફળ નીવડશો ” એ વાત એમ બતાવે છે કે દરેક માણસે બીજાનુ જોઇ શક્તિ ઉપરાત કામ કરવા દોડવુ નહી સટ્ટો એ મારવાડી લોકોનોજ કહેવાય છે તેમા બીજા ઘણા થોડાકજ ફાવે છે, અને એવા તવગર મારવાડીના જેટલી શક્તિ હોય તો તે કરવા બહાર પડવુ એ શ્રેયસ્કર છે ઉદ્યમ કયો કરવો અને કયો ન કરવો, તે પોતાની શક્તિ નહીં જાણનાર પ્રત્યે એક લેખકે કહ્યુ છે કે—“પોતાની શક્તિઓ કેટલી છે? તે પશુઓ સારી રીતે જાણે છે રીછ ઉડવાનો પ્રયત્ન કદી કરશે નહી પાચ સળીઆના ઝાપાની અજમાયશ કરતા લગડો ઘોડો બહુ વિચાર કરશે ઊડી અને પહોળી ખાઇ જોઇ કુતરો પ્રેણાર્થીજ પાછો વળી જશે પરતુ માણસજ એકલો એવો પ્રાણી છે જે કુદરતની તેને અમુક મર્યાદામા રહેવાની સ્પષ્ટ આજ્ઞા છતા પોતાની મૂખતાને લીધે તે કુદરતની વિરૂદ્ધ વર્તન કરે છે ” આ હકીકત એટલા માટેજ આ વિષય પ્રત્યે જણાવેલ છે કે ગઇ મહાન લડાઇ થઇ ત્યારથી પૂરી થઇ અને પાચ વરસ વીતી ગયા તે દરમ્યાન દરેક ચીજોના ભાવ એટલા બધા વધી ગયા કે તેનુ કારણજ સટ્ટો છે મુબાઇમા રૂ, શેર, કાપડ, સુતર, ચાદી ઘઉ વીગેરેનો એટલો બધો સટ્ટો ચાલ્યો કે તેમા વિદ્વાન્ અને મુરખ, ધનવાન અને રાડી રાડ વીગીવાળીઓ, પણ સટ્ટો કરતી તે સઘળાની જાહોજલાલી આજે ચાલી ગઇ, પણ ઊચા ભાવ કાયમ રહી ગયા કાપડીઆ ભાઇઓ આ બાબતમા સારો ખુલાસો આપી શકે તેમ છે સને ૧૮૬૩–૬૪ ની અમેરીકાની લડાઇ વખતે પણ એમજ

થયુ હતુ તે વખતનો ઇતિહાસ તથા ' ગુજરાતી " પત્રમા આવેલો શેઠ પ્રેમચદ રાઇચદનો ઇતિહાસ વાચવાથી જણાશે

ટુકામા વેપાર ધીરે ધીરે કમાવાય છે, અને સટ્ટામા ગાદી તકીઆ વાળા કે દોરી લોટા વાળા જલદી થવાય છે વેપારમા ખોટ આવે ખરી, પણ બહુ જુજ તે પણ ધધાની કસુરને લીધે નહી પણ ધધો કરનારની કસુરને લીધે મોટે ભાગે હોય છે બાકી અપવાદ તો બધે રહ્યા છે જેને પરમાત્માની ઇચ્છા કહીએ કે " જેનું હલાવ્યુ ડગલુ હલે "

પોતાની શક્તિ કરતા વધારે માલ ખરીદવાની હીંમત કરે યા પોતાની પાસે હોય તેના કરતા વધારે વેચવાનો સાહસ કરે તેને " સટોરીઆ " તરીકે ઓળખાવામા આવે છે ખરો સટ્ટાબાજ કોઇકજ થઇ શકે જેના ઉપર નશીબ દેવીની કૃપા ઉપરાત તે જે જાતનો સટ્ટો કરતો હોય તેની કીમત, ખપત વીગેરેથી આકડાવાર ગણત્રીબાજ હોવો જોઇએ સટ્ટો કરનારે એટલુ તો ધ્યાનમા રાખવાની જરૂર છેકે પોતાની આખી મુડી એકજ જાતની ચીજમા ન રોકવી, કેમકે એકજ વખતમા લાગ આવે તો બીજી ચીજનો સટ્ટો તે કરી શકે આમ કરવાથી સટ્ટો વેપારનુ રૂપ પકડે છે, અને જોખમ થોડુ રહે છે કેમકે એક ચીજમા ખોટ જાય, તો બીજીમા નફો મલે કે સરભર થાય, અને મુડી બાકાત રહેવાથી ભાવોમા વધઘટ થતી વખતે નવી ખરીદી કરવાની હિમ્મત રહે છે

ઉપરના લખાણનું સિહાવલોકન કરતા ટુકસાર એ નીકળે છે કે—વાયદાનો વેપાર કરનારે શરૂઆતથી નાના ક્રમે કરવો, જેથી કામ કરવાની આશા વધે દાખલા તરીકે પાચ પેટી ચાદીનો વેપાર કરવો પડે તો, પહેલા એક લેવી, તેથી ઘટે તો બીજી બે લેવી ત્યારપછી ઘટે તો ત્રીજી બે લેવી એમ ક્રમાનુસાર કામ કરવુ તેવીજ રીતે દરેક ચીજમા પોતાનુ ગજુ તપાસી કામ કરવુ નાના પગલા ભરવાથી ઘણુ લાબુ ચાલી શકાય છે અને નભી શકાય છે, પણ તુરતજ જો મોટો બીટ મુકવામા આવે તો નુકશાની મોટી આવી પડવાથી અને શક્તિ નહી રહેવાથી, આગળ પગલુ ભરી શકાતુ નથી અને વખતે ભેજુ ગેપ થઇ જાય છે માટે અનુભવીઓના મત પ્રમાણે તો બનતા સુધી સટ્ટો કરવોજ નહીં છતાએ કરવાનુ મન થાય તો બાધે જોખમે કરવો અગર તો ઉપર કહ્યા પ્રમાણે ક્રમવાર કરવો

બહારગામના આડતીઆએ ખાસ ધ્યાનમા રાખવાની ચેતવણી

બીજુ ખાસ એ ધ્યાનમા રાખવાનુ છે કે—વાયદાના વેપાર કરનારી કેટલીક પેઢીઓ સાધારણ નોકરી કરતા શેઠની દુકાનની જોયેલી પદ્ધતિ પ્રમાણે ગાદી, તકીઆ, અને પેટીઓ ગોઠવી, પેઢી કરવામા લાબા પૈસાની રકમ જોઇતી નથી તેથી, સારા મજાના કવર, કાર્ડ, નોટપેપરો અને મોટી મોટી જાહેરખબરોના છાપા છપાવી, આડતીઆઓને લલ

ચાવવા "ફર્સ્ટ કલાસ" કાગળો એવા ડોળ અને રૂવાબથી લખે છે કે "અમારા વિલાયતના કાગલો અને અમારા વિલાયતના આડતીઆઓ અમોને આવી રૂખ જણાવે છે અમારૂ ધ્યાન આવું અને આમ છે વિગેરે" સુંદર લખાણોના હમેશા, એકાતરા કે અઠવાડીક પત્રો લખતાજ રહે છે, રીપોર્ટ કાઢી બીડે છે, અને તે ઉપરાત જણાવે છે કે "અમારે ત્યા દરેક જાતની તજવીજ ઉતરવા કરવાની છે, હકશી ગામ કરતા ઓછી લેશુ, ડીપાઝીટની રકમ પણ ઓછી લેશુ, વ્યાજ વધારે આપશુ અને નફાના નીકળતા નાણા વાયદાની વચ્ચમા જ્યારે જોઇએ ત્યારે પાછા આપીશુ" આવા લખાણથી ચેતતા રહેવાની એટલા માટે જરૂર છે કે બધા લખનારા એવા હોતા નથી પણ કેટલીક એવી પોકળ કુંપનીઓ અને પેઢીઓ હોય છે કે જેનુ નામ પણ બજારમા ચાલતુ નથી, પણ ઘર બેઠાંજ સોદા લખે છે, અને બનતા સુધી અવળીજ રૂખ લખે, જેથી આડતીયા પાસે તેનુ લેણુ પડે કે તુરતજ પૈસા માટે માગણી કરવામા આવે, જેથી આબરૂદાર આડતીઓ શરમાઇને નાણા ભરી દે છે વળી જો નફો થયો હોય તો પ્રથમ તો બીજો વેપાર કરવા લલચાવે, છતા કોઇ ભારાડી આડતીઓ ન લલચાય તો પોતાની મેળે સોદો કરીને લખી મોકલે, જેથી આડતીઓ રૂપીઆ મંગાવતા અટકે, છતાયે કોઇ મજબુત મનનો આડતીઓ તે સોદો નાકબુલ કરે તો છેલ્લે ઉડાવનારો જવાબ આપી દે, જેથી ચેતવણી તરીકે આ બાબત ધ્યાનમા રાખવાની છે કે જુના, જાણીતા, આબરૂદાર અને અનુભવી તેમજ ઘણા વરસની તાલીમ લીધેલી પેઢી હોય ત્યાજ વેપાર કરવો એ બહારગામના આડતીઆઓને માટે શ્રેયસ્કર છે



## ૪૦ વાયદાના વેપારના ધારા અને કમીશન એજન્ટોની પેઢીઓ:—
## ( Rules for Forwarding Business and Commission Agents )

**વાયદાના વેપાર સબંધી —**

મુબઈમા જે જે વપારી બજારો છે, તેના વાવદાના વેપારનું કામ ઘણુ મોટુ ચાલે છે વાયદાનો વેપાર ( Forw Delivery ) એટલે તુરતજ માલ લઈ તેના નાણા તુરતજ નહી ચુકવતા, જે માલને જે મુદતનો વેપાર ચાલતો હોય તે મુદતનો માલ લઈ તેના કિમતના નાણુ અગર વલણના નાણા તેની ઠરાવેલી મુદતે ચુકવાય છે જેમક સોના ચાદીના વાયદાનો વેપાર દરેક માસનો ચાલે છે, એટલે દરી મહીનાની મુનમે તે માલ લેવા દેવાની ચીઠ્ઠી ( Delivery order ) નીકળે, પાચમ સુધ માલ કાઢી આપાય અગર ઉપાડી લેવાય અને વદી ૧૩–૧૪નુ વલણુ થાય ત્યારે ડિલીવરી આપલે થાય છે આમ દરેક બજારમા તેના નિયત થયેલા વાયદાનુ કામકાજ ચાલે છે જેવાકે–રૂ, સુતર, સોનુ, ચાદી, અલસી, એરડા, ઘઉ, ચોખા, ખાડ શેર, નોટ બારદાન કપુર, શીગદાણા વીગેરેના બજારો ના વાયદાના વેપારે જુદા જુદા ચાલે છે, તે સબધી વિગતવાર હકીકત તે તે રોજના ભાગમા આપી છે, જ્યા જોવાથી જણાશે અહી તો સક્ષેપમા પેઢીઓ સાથેના ચીલ રિવાજ અને આડત દલાલીના નિયમોની હકીકત જણાવી છ

દરેક માલના વાયદાનુ કામકાજ કરવાને પુજીની વધારે જરૂર પડતી નથી, પણ જેમ પુજી પાસે વધારે હોય તેમ કામ કરવાની સગવડ અને હિમત વધારે રહે છે તેમજ પોતાની પાસે પુજી હોય તેના કરતા વધારે વેપાર ખેડવા જાય તો તે સટ્ટાના રૂપમા ગણાય જાય છે આ બધા વાયદાના વેપારને ઘણા ખરાઓ સટ્ટો ગણી કાઢે છે જે સબંધી વિશેષ ખુલાસાવાર હકીકત "સટ્ટો અને વાયદાનો વેપાર"ની આ પહેલાના લેખમા જોઈ હશે, તોપણ ટુકમા જણાવતા એટલુજ કે સટ્ટામા અને વેપારમા ફેર એટલોજ છે કે જુગારીની પેઠે દાવ મુકી માલ ઉપાડવાની કે કાઢી આપવાની પોતાની શક્તિ ઉપરાત બીટ મુકી મોટો લાભ લેવા લલચાય છે ત્યા વેપાર તે સટ્ટાનુ રૂપ પકડે છે, અને દુકાન રાખી, ભાડું ભરી માલનો વીમો ઉતરાવી, નોકરો રાખી માલની લેવડ દેવડ કરી વકરો કરે તેને વેપાર કહી શકાય છે પરતુ મોટી બ્રીટીશ જર્મન લડાઈ પછી તો વેપાર પણ સટ્ટા જેવોજ ઘણે અશે થઈ જવા પામ્યો છે કેમકે અચાનક પીઠ ઘટતા લેનાર કોઈ નહી, વ્યાજબાધ પડે અને આખરે સટ્ટાના વેપાર જેવો ઘાણ નીકળે

હવે મુબઈની વેપારી બજારોમા વાયદાનો વેપાર કરવાની ઇચ્છા થાય અને પાસે હજારેક જેટલા રૂપીઆની નાની મુડી હોય

વાયદાનો વેપાર કરવાની રૂઢી

તે કેવી રીતે કામ કરે છે, તેની હકીકત જણાવવી ઉપયોગી છે મુબઇમા જે પેઢીઓ વાયદાના કામકાજ મુખ્યત્વે કરે છે, તેઓના નામ બજારમા જાણીતા હોવાથી તેઓના નામથી સોદા છુટથી થાય છે તેઓ આડતીઆઓનુ કામકાજ કરતા હોવાથી દરેક બજારની વધઘટ કે વારફેર મુજબ તે તે માલની અમુક ડીપાઝીટ લઇ, પોતાની હકશી અને દલાલી ઠેરવી કામ કરી આપે છે તેઓ કાચી અને પાકી એમ બે જાતની આડત રાખે છે કાચીમા હકશી ઓછી લીએ અને પાકીમા હકશી વધારે લીએ જેમા હકશી ઓછી લીએ તેમા જોખમ આડતીઆને પોતાને માથે સમજવુ, અને પાકી આડતમા હકશી વધારે લીએ, તેમા સોદો કરનાર વેપારી ખુટે તો પણ તે ભરી આપવાને પેઢી વાળો બધાયેલો છે આવી કામ કરતી પેઢીઓમા જે સધર પેઢીઓ ગણાતી હોય, અને જેનુ નામ બજારમા છુટથી ચાલતુ હોય તેને ત્યા ડીપાઝીટ મુકી, હકશી દલાલીનો ઠરાવ કરી કામ કરાય છે

હવે **કયા કયા માલની કેટલી કેટલી ડીપાઝીટ લેવાય છે**, તથા **આડત દલાલી ના શું શું ધારા ધોરણ અને રીત રીવાજ છે તેની** તથા ડીપાઝીટના પ્રમાણમા ઓછામા ઓછો સોદો કેટલો કરાય છે તેની વિગત —

| | ઓછામા ઓછો | સોદો | | ડીપાઝીટ |
|---|---|---|---|---|
| રૂ ભરૂચ–ઉમરા–બગાલ ગાસડી | ૧૦૦ ખાડી | ૫૦નો થાયછે | તેના | રૂા ૨૫૦૦ |
| સોનુ | તોલા ૨૫૦ | ,, | ,, | રૂા ૨૫૦ |
| ચાદી | તોલા ૨૮૦૦ની પાટ ૧ નો | ,, | ,, | રૂા ૧૦૦ |
| અલસી | ૨૫ ટન એટલે ૫૦૦ હદરવેટનો | ,, | ,, | રૂા ૫૦૦/૧૦૦૦ |
| ઘઉનો | ,, , ,, ,, | ,, | ,, | રૂા ૨૫૦/૫૦૦ |
| ચોખા | ,, ,, ૩૩૫ ગુણીનો | ,, | ,, | રૂા ૩૦૦/૫૦૦ |
| એરડા (બંદરધારે) | ૧૦૦ ખાડીનો સોદો થાય છે | ,, | ,, | રૂા ૫૦૦ |
| ખાડ | ૨૫ ટન ગુણી ૨૫૦ | ,, | ,, | રૂા ૫૦૦ |

આ સિવાય કપાશીઆ, કપુર વિગેરેની ડીપાઝીટ વધાઘટી ઉપર આધાર રહે છે ઉપર જણાવેલ ડીપાઝીટ આશરેની આપી છે, બાકી ઓછી વધુ લેવી તે વેપારી પેઢીવાલાની મરજી ઉપર છે ઘટાવધી મોટી હોય તો ડીપાઝીટ એટલે તારણ વધારે લેવાય, તેમજ તેજીમદી કે એકલી તેજી કે એકલી મદી લગાડી હોય તેના તેટલાજ નાણા તે આશામીને ત્યા ભરવામા આવે તો તે કબુલ રાખે છે. અને પછી નફા ઉપર લે વેચનો વેપાર થઇ શકે છે આવી કમીશન એજ-

ટોની પેઢીઓ ઘેર બેઠા મુબઈમા વેપાર કરવા માટેની આડત બાધવા માટે પોતાના ઘરાકોને લખે છે, તેમા દરેકના રીતરીવાજમા ફેરફાર હોય છે તોપણ નીચે મુજબ તેના ધારા લેખાય છે

૧ આડત અને દલાલી—રૂ, અલસી, એરડા, ઘઉં, ચોખા, કપાશીઆ, વીગેરેમા આડત તથા દલાલી મળી સેકડે આઠઆના, દશઆના, બારઆના એ આશામી કામ કરનાર ઉપર લેવાય છે સધર પેઢીવાલા વધારે હકશી લીએ પણ નિશ્ચિત રહી શકાય છે અને લાગવગ તથા બજારની રીતભાતથી વધારે વાકેફ-ગાર હોય છે ( કેટલેક સ્થળે હાજરમા ટકો ૦ાા અને વાયદામા ટકો ૦ાા પણ લીએ છે ) ચાદીની પાટ ૧ની આડત તથા દલાલી મળી રૂપીઆ બેથી ત્રણ લેવાય છે, ગીનો તથા સોનાની આડત સેકડે બે આનાને હિસાબે લેવાય છે અને દલાલી સો તોલે અગર સો ગીનીએ અરધો ટકો લેવાય છે.

તેજી મદીની, એકલી તેજીની, એકલી મદીની કે ઊંચા નીચા ભાવની ગલ્લીની આડત અરધી લેવાય છે, પણ તે પેટે જેટલી વખત લે વેચનો વેપાર કરે તેટલી વખત વેચાણની કીમતની આડત પુરી લેવાય છે

૨ ડીપાજીટના સબધમા એકલી તેજી અગર એકલી મદીના નાણા પુરેપુરા આપવા જોઇએ તેજીમદી એટલે જોટો કહો કે નજરાણુ કહો, તેના આશરે રૂપીઆ અપાય તો ચાલે ( આશરે એટલે લાબી મુદ્દત હોય તો અરધી ટુકી મુદ્દત હોય તો પોણી, અને તદ્દન નજીક મુદ્દત હોય તો આખી લીએ ) પણ ડીપાજીટ તો પ્રથમ મુકે તોજ સોદો ચાલુ કરી શકાય બહારગામવાળા સોદા સાથે ડીપાજીટના નાણા હુડીથી કે મનીઆડરથી બીડે છે જેથી આડતીઓ સોદો કરતા ઢીલ કરે નહી વળી ડીપાજીટ વિના જેમ સોદો કરે નહી, તેમ ડીપાજીટ ખલાસ થવા આવ્યે ભાવની વધઘટ મોટી જણાય, તો આડતીઓ તુરતજ વધારે ડીપાજીટ માટે માગણી કરે અને નાણા તુરતજ જો મોકલવામા ન આવે, અગર મોકલતા ઢીલ થાય તો તે પેઢીવાળાઓ મજકુર સોદો ઊભો નહી રાખતા સરખો કરી નાખે, અને તે બાબત કાયદા મુજબ આડતીઆથી ( ડીપાજીટથી વેપાર કરનારથી ) કાઈ બોલાય નહી પણ વેપાર કરનારનો વેપાર નફામા હોય, અને ડીપાજીટના નાણા પાછા માગે તો, સોદો સરખો કર્યા બાદ તે પાછા આપે અને નફો થયો હોય તે રકમ ડીપાજીટ ગણી તેમાથી વાયદાનો બીજો વેપાર કરી શકાય

ડીપાજીટના જે નાણા મુકાય, તેનુ વ્યાજ આપવા પેઢીવાળો બધાયેલ છે, પણ તે ઠરાવ અગાઉથી નક્કી કરવો જોઇએ કેટલાક છ આના લેખે અને કેટલાક આઠ આના લેખે આપે છે

૪૦૦ ના ભાવમા તેજી ૨૦ ટકા લગાડી અને પછી ૪૫૦ થયે વેચી નાખ્યુ, તો તેજી કે મંદીનો હિસાબ તો તેજીમદી સહી પડે ત્યારે નક્કી થાય, ત્યા સુધી વેચેલી ગાસડી-ધારો કે ભાવ રૂા ૭૦૦ થયા તો તેનુ કલીઅરીંગ ૧૫મે દિવસે ભરવાનુ હોય, તે નાણા તો કલીઅરીગમા તુરત ભરવાના હોય તેથી તેજી મદી લગાડનારાને નફો તુરતમા જોઇતો હોય તો તેવો નફો આપનાર આડતીઆ ઓછા મળી શકે, અને મળે તો તે સદ્ધર નાણા ન આપે અને ઘરાકને લલચાવે એટલુજ ખાસ રૂમકટના તેજીમંદીના સોદા બધ થયા છે

**ચાંદી**—જે માસનો સોદો ચાલતો હોય, તે માસની શુદી ૧૫ પુનેમે તેજી મદી સહી પડે, આરડરો (ચીઠ્ઠી) વદી ૧ થી નીકળવા માડે, વાયદો વદી પાચમનો પતે અને વલણ વદી ૧૩-૧૪ નુ થાય છે

**સોનુ**—તેજીમદી શુદી ૧૩ની સહી બોલાય છે, વાયદો વદી પાચમ સુધી ચાલે છે અને વલણ વદી ૧૩-૧૪નુ થાય છે વિશેષ હકીકત "સોના"ના મથાળા નીચે વાચવી.

**અલસી-ઘઉં**—( મારવાડી બજાર, અલસીનું પાટીઉં ) મે વાયદો તથા સપ્ટેમ્બર વાયદો ચાલે છે અલસીનો સોદો મેનો કહેવાય છે, તેની તેજી મંદી એપ્રીલની તા ૩૦મીએ અને વાયદો મેની તા૦ ૩૧મીએ ખતમ થાય છે ઘઉંનો વાયદો એપ્રીલ-મે કહેવાતો હોવાથી તેજીમંદી માર્ચની તા ૩૦મીએ અને વાયદો મેની તા. ૩૧મીએ ખતમ થાય છે ઘઉ અને અલસીના સપ્ટેમ્બરનો જે વાયદો લેખાય છે તેની તેજીમદી ૩૦મી આગસ્ટે અને વાયદો ૩૦મી સપ્ટેમ્બરે પને છે

**એરડા**—( બદર ધારે-ગુજરાતી મડળી-ખાડીના હિસાબે ) વૈશાક અને આશોના સોદા થાય છે તેની તેજીમદી એક માસ અગાઉ બોલાય છે એટલે વૈશાકની તેજીમદી ચઇતર વદી ૨ ની સહી બોલે અને વાયદો વૈશાક શુદી ૧૫ નો પતે છે, આશોની તેજીમદી ભાદરવા વદી ૨ ની સહી બોલે છે અને વાયદો આશો સુદી ૧૫ નો પતે છે એરડા ખાડીના ૧ ના મુબઇના મણ ૨૦, દેશી ૧૩॥ એટલે બગાળી ૬॥ ના આશરે થાય

**કપાશીયા**—ફાગણ તથા વૈશાકના વાયદા આગળ થતા હાલમા જાનેવારી-ફેબ્રુઆરી-માર્ચ-એપ્રીલ, અને જુન-જુલાઇ વિગેરે અગ્રેજી માસના થાય છે ભાવ હદરવેટ ઉપર બોલાય છે તેની તેજીમદી ખવાતી નથી

**ચોખા**—મા ઘણી જાત આવે છે જે હકીકત "ચોખા" ના મથાળા હેઠળ આપેલી છે તે વાચવી. જે વાયદાના સોદા થાય છે તે સ્પેશ્યલ એટલે રંગુની

[illegible] ટન એટલે ૩૩૫ ગુણી એ ત્રણ મા[illegible] ૭૫ ટનના સોદા નીકળે છે શુ ીમા મુબઇના [illegible] ની ભરતરી [illegible] ગુજરાતી મહિના મુજબ એટલે ફાગણ, ચૈત્ર, વૈશાખના વાયદા, જેઠ અશાડ અને શ્રાવણના વાયદા, શ્રાવણ ભાદરવો અને આસોના વાયદા એમ ચાલે છે તેની તેજીમદી તે તે માસની શુદી ૧૦ મે સહી પડે અને વાયદો શુદી ૧૫ નો પતે છે સોદો ત્રણ માસનો હોય તેમા દરેક માસની ડીલીવરી ૨૫ ટનના હિસાબે લેવી કે દેવી પડે અને ઓડ઼ંશ નીકળે

આ શિવાય શીંગદાણા, તલ, ઘઉં, અલસી વિગેરેના જમાખરચે અને ડીલીવરીઆરે બંદર ઉપરની " ધી મેન મરચંન્ટસ એસોશીએશનના " મેમ્બરો અને હાજીસવાલા વચ્ચે સોદા ખૂબ ચાલે છે જેની સવિસ્તર હકીકત " સીડસ એન્ડ શીડસ "ના મથાળે વાચી જોયાથી માલુમ પડશે

તેમજ વાયદાનો વેપાર કરતી વખતે જરૂરી અને ઉપયોગી હકીકત જે ખાસ ધ્યાનમા રાખવાની છે તે " સટ્ટો અને વાયદાનો વેપાર " એ મથાળા નીચે આપેલી હકીકત આ પુસ્તકમાથી વાચી જોવાથી ખાત્રી થશે તેમજ દરેક બન્દરના ધારા ધોરણ તે તે બન્દરના વેપારીઓની બનેલી એસોશી-એશને ઘડેલા હોય છે તે મુજબ ચાલે છે; અને વાયદાના સોદામાં, તેની પતાવટમાં કે વલણ સબધી વાધા વચકા પડે તો તેના ફેંસલા બનતા સુધી એસોશીએશનની કમીટીઓજ પતાવે છે હવે મુંબઇમા એસોશીએશન કેટલી હસ્તી ધરાવે છે, કેટલી હતી અને હાલ કેટલી કામ કરે છે, તથા એસોશીએ-શનનુ પ્રયોજન શું તે માટેની હકીકત જણાવવાની જરૂર છે તેથી અત્રે જણાવાય છે.



## ૪૧—એસોશીએશનો ( Associations )

એસોશીએશન એટલે વેપારીઓનું એકત્ર થયેલું મંડળ. અગાઉ જેમ દરેક ન્યાતનું મહાજન મળતુ, તેમ દરેક લાઇનના વેપારના કે નોકરીના માણસો એકત્ર થઇ પોતાનો વિચાર જણાવે, અરસ્પરસનું હિત વધે તે માટે ધારા બાંધે, અને તે મુજબ ચાલવાને બંધારણ રચી તે મુજબ ચાલે, તેવા એકત્ર મંડળને અંગ્રેજીમા "એસોશીએશન" કહે છે ગુજરાતિમા "મંડળી" કે મંડળ, એવો અર્થ થાય છે, અર્થાત્ એકજ ધંધાને અંગે હિત, અહિતની વાતો સમજનારા ઘણા જણ એકઠા થઈ કાર્ય કરવા માંડે, ત્યારે તેમાં પડતા વાધાઓનો તોડ પણ તેજ કાઢી શકે, અને બહારથી આવતા આઘાતોને અટકાવી શકે; તથા બધા એકત્ર હોવાથી બીજાઓ ઉપર વિજય મેળવી શકે છે, આવુ જે કાર્ય, તે એસોશીએશન કરી શકે છે. આવા મંડળ જે ઠરાવ કરે તેને રાજ્યસત્તા કે સરકાર વજન આપે છે સુધરેલા દેશોમા દરેક જાતના વ્યાપારીઓનુ તે તે વેપારનુ હિત જાળવવા મંડળ હોય છે, એટલુંજ નહીં પણ ખુદ સરકાર આવા મંડળોની સલાહ કાયદા કાનુન ઘડતી વખતે લે છે વળી જેમ બાળકને કોઈ કનેડે અને મા પાસે આવીને તે રાવ કરે ત્યારે તેનું સમાધાન મા જેવી રીતે કરે છે તેવી રીતે એક વ્યક્તિ કે વેપારીને કાંઇપણ અડચણ આવે, અને તે આવી સંસ્થાનો મેંબર (સભાસદ) હોય અને ત્યા તે નિવેદન કરે તો તેની મુશ્કેલી ઓછી કરવા બનતુ સંસ્થા બનતી કોશેશ કરીને દૂર કરે છે આનો દાખલો થી ઇંડીઅન મર્ચન્ટસ ચેમ્બર (દિશી વેપારીઓની ચેંબરનો) મોજુદ છે કે જેની સરકાર દરેક વેપારી બાબતમા સલાહ પૂછે છે તથા "કાપડ બજારની વેપારી મંડળી" નો પણ ક્રેટના ડીસકાઉન્ટ બાબતનો દાખલો મોજુદ છે કે જેની ... આ મંડળનેજ આભારી છે, જે એક વ્યક્તિને તે ક્રેટનો રીબેટ આપી શકે નહીં

આ સબંધી ઘણી હકીકત જણાવવાની છે પરંતુ તે લંબાણ કોઇને રુચે નહીં તેથી એસોશીએશનથી ફાયદા શુ છે? તથા તે આપણા દેશોમા આવતી નથી તેના કારણો કયા કયા છે તેજ અત્રે બતાવીશુ

એસોશીએશન અર્થાત્ મંડળોની જરૂર શુ કરવા? તો જણાવવાનુ જે

(૧) આવા મંડળથી વેપારીઓમા એકસંપ થાય

(૨) એક બીજાના સંસાર વ્યવહારના કામમા પણ અન્યોન્યને મદદગાર પણ થઇ શકે, અગર કોઇ વેપારી ગરીબ હોય તેને નીભાવી શકે

(૩) વેપારીઓમા સંપ હોવાથી કમીશનના, માલની મૂળ કીમતના અને વેપારની કીંમતમા ફાયદો થાય.

(૪) રાજ્યની ભુજા ખેડુત અને વેપારીઓ છે આ બે ભુજા મજબુત હોય તો રાજ્યમા ચૈતન્ય અદકુ આવે હવે વેપારીઓ એકમત હોય તો તેના આવા મડલ મારફતે રાજાની કે રેવન્યુ અધિકારીઓની કે અમાત્યની નજર, કાણુની, જગાતની બાબતમા, પોતાના વ્યાપારની બાબતમા, માલ લાવવા લઇ જવાના સાધનોની બાબતમા, તેમજ બીજી બાબતોમા પોતાની તરફ ખેંચી શકે અને રાહત મેલવી શકે દાખલા તરીકે સને ૧૯૨૦–૨૧ના ઇનકમટેક્ષના નવા કાનુન વખતે બધી એસોશીએશનને એકત્ર થઇ પોકાર ઉઠાવ્યો તો નામદાર સરકારે તે વાત ધ્યાનમા લઇ ઇનકમટેક્ષના ફારમ ભરવાના કાયદામા ફેરફાર કરી સુધારો કરી આપ્યો

(૫) આવા મડલ લાગવગવાળા અને મજબુત બધારણના હોય તો (અર્થાત્ ઇંગ્લાડની ટોરી અને વીગ અથવા આમ અને અમીર જેવા બનેલા હોય તો) વ્યાપાર સબધમા શહેર સરક્ષણ, અને સુધરાઇ ખાતામા પણ પોતાનો મત દાખવી શકે, અને રાજ્યના કાયદા કાનુન મુજબ કામકાજ બજાવી રાજ્યને રીપોર્ટ કરે અને કોઇ ખાતામા કોઇ અમલદારનો જુલ્મ હોય તો ઉક્ત મડળ નિપૂણતાથી કામ હાથમા લઇ તેનો યત્નશીલ અને પ્રમાણિક નીવેડો લાવે

(૬) રાજ્યને જ્યારે જ્યારે મદદની કે લોનથી નાણા લેવાની જરૂર પડે ત્યારે આવા મડલદ્વારા વેપારીઓ મદદગાર થઇ શકે, અને તેના બદલામા પ્રજાકિય કેળવણી માટે, પ્રજાકિય કામો માટે અને પોતાના વ્યાપારમા આવતી અગવડતાઓ માટે રાજ્યને તે અડચણ દૂર કરવા વીનવી શકે અને ફરજ પણ પાડી શકે

(૭) આ ઉપરાત બદર, ગોદી કે રેલ્વે એ ઉપર ઓફીસવાલા, સ્ટીમરોવાળા, દલાલો, માર્ફતીઆઓ, મુકાદમો વિગેરે વિગેરે કોઇ એક હથ્થુ સત્તાનો ઉપયોગ કરે, ત્યારે એક વેપારી જે કાઇ ન કરી શકે, તે બધુ આ મડલ કરી શકવાને યોગ્ય બને છે

(૮) આપણા દેશના વ્યાપારની શુ સ્થિતિ છે? ઇતર રાષ્ટ્રના તેજ માલના વ્યાપારોની શી સ્થિતિ છે? વ્યાપારમા ચડતી પડતી કેવી રીતે થઇ અને થાય છે? બીજા દેશના તેજ વ્યાપાર સાથે આપણા વ્યાપારનો શુ સબધ છે તે દરેક હકીકત આવી એસોશીએશનથીજ જાણી શકય છે દાખલા તરીકે હીદનુ સુતર પ્રથમ ચીન જતુ તે જાપાનની હરીફાઇથી જાપાનમાથી પરભારૂ ચીન જતુ હોવાથી હીંદનુ સુતરનુ બજાર પડી ભાગ્યુ હવે તે બજાર પાછુ કેમ ઉઘડે? જાપાનને અટકાવો કેમ શકાય? તેના આકડા વિગેરે એકત્ર કરી તેની તપાસ કરવી તેમજ બજારમા કોઇ નવી ટીકીટનો માલ ચાલુ થયો તેની ખબર કમીશન એજટોએ પોતાના મીલવાળાને જણાવી, ઊંચા પ્રકારનું મશીનરી

ગોઠવી તે જાતનુ સુતર કઢાવવુ અને દેશાવરમા તે માલ ચાલુ કરવો તેમજ રૂના આકડા જેમ અમેરીકા નક્કી કરે છે તેવી રીતે દેશાવરમા ચાલુ ખપતી હોય તેથી વધારે સુતર ન કઢાવતા ભાવ ટકાવી રાખવો વિગેરે કાર્ય એક વ્યક્તિનુ નથી

હવે આટલા બધા ફાયદા છતા એસોશીએશનો કેમ ચાલતી નથી તેના થોડાક કારણો બતાવીએ

પહેલા તો વેપારીઓમા સપ હોતો નથી (૨) સપ હોય તો પૈસાનો ભોગ આપી નવા નવા બુટાઓ શોધી ઉદ્યોગ ખીલવવા ઊમગ હોતો નથી (૩) કદાચ "આરભે શુરા" ની પેઠે શરૂઆતનો ઉમગ આવી જાય તો ખરા દીલથી કામ કરનાર માણસો મળતા નથી (૪) વળી ખરા દીલથી કામ કરનારા માણસ મલે તો હોસાતોસીને લીધે પોતાના કાયદા રીતસર પાળવામા આવતા નથી અને "વાડ થઇને ચીભડા ગળે" ત્યા કોને કહેવુ ? આથી બધુ પડી ભાગે છે

ઇનકમટેક્ષનો વાધો સને ૧૯૨૦-૨૧ મા નીકળ્યો ત્યારે મુબઇ અને દેશાવરોમા થઇ પુષ્કળ એસોશોએશનો નીકળી તેમા ૭૨ મુખ્ય હતી અને એકલા મુબઇમા નીચે મુજબ (૫૨) એસોશાએશન હસ્તિમા હતી, હાલમા કામ કાજ કરવામા વીશ પચીશ ગણી શકાય અને જાહેરમા તો તેથી ઓછી જણાય છે તેમાના કેટલાક નામો અત્રે આપ્યા છે તે ઉપયોગી થવા દરેક વેપારીને યોગ્ય થઇ પડશે.

બધી દેશી એસોશીએશનોમા મુખ્ય "**ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર**" ( દેશી વેપારીઓની મડળી ) એ મુખ્ય સ્થાન ભોગવે છે જે સરકારી, રાજ્યદ્વારી કે વ્યાપારિક વીગેરે હરકોઇ નવીન ધારાધોરણ નીકળે તે બાબતની નોધ લઇ ઉહાપોહ કરી દરેકને જાણીતા કરે છે

આ ચેમ્બરમા દરેક બજારના વેપારીઓ સભાસદ થઇ શકે છે તેમાં દાખલ થવાની ફી રૂપીઆ ૫૦) પચાસ છે અને બાકીના સભાસદોની ફી નીચે મુજબ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મુંબઇ શહેરના વેપારીઓ (સભાસદ તરીકે)ની | ફ્રી | વાર્ષિક | રૂા | | ૬૦ |
| બહાર ગામના ,, | ,, | ,, | ,, | ,, | ૨૫ |
| એસોશીએશન તરીકે | ,, | ,, | ,, | ,, | ૧૨૫ |

આ મુજબ તેનુ લવાજમ હાલમા છે આ મડળીમાં મુબઇના અને દેશાવરના મુખ્ય મુખ્ય વેપારીઓ અને પેઢીઓ તેમજ એસોશીએશનો સભાસદ તરીકે જોડાએલ છે અને તેની એકદર સખ્યા લગભગ ૫૦૦ ની છે, તેમાથી દરેક બજારના મુખ્ય વેપારીઓની બનેલી એકલવાદ કોર્ટ છે જે તા ૧-૯-૨૩ થી

સ્થાપવામા આવી છે, જેમા વેપારીઓ વચ્ચેના ઝઘડાઓ સરકારી અદાલતમા લઈ જવામા આવતા વેપારીભાઈઓને ગંજાવર ખર્ચમા ઉતરવુ પડે છે તેથી અને ઝઘડાઓનો નીકાલ થવામા ઘણી ઢીલ થાય છે તેથી, અને બીજી કેટલીક મુશ્કેલીઓ અને હાડમારીઓ વેઠવી પડે છે તેમાથી બચાવ કરી આ નીમેલી લવાદ કોરટમાં અનુભવીઓ મારફતે ફેસલાના ચુકાદા અપાય છે આ ઉપરાંત બીજા કેટલાક ઉપયોગી કામકાજ આ ચેબર કરી રહી છે

બીજી એસોશીએશનોના નામ —

૧ મુબઈના કાપડના વેપારીઓની મડળી મુખ્ય ગણાય છે તેની અંદર બીજી મડળીઓ જેવી કે—"રગીન વીલાયતી કાપડના વેપારીઓની મડળી" "વીલાયતી, ધોએલા તથા સાદા કાપડના વેપારીઓની મંડળી"
"મુંબઈના ગામઠી કાપડના વેપારીઓની મડળી"
"મુંબઈના ગરમ અને ફેન્સી કાપડના વેપારીઓની મંડળી"
"મુબઈના ગામઠી ફેન્સી કાપડના વેપારીઓની મડળી"
એમ બીજી મડળીઓ તેમા છે

૨ મુંબઈના સુતર અને ત્રાબા પીતળના દેશી વેપારીઓની મંડળી.
૩ મુંબઈનુ શરાફ મહાજન (દેશી હુંડી બાબતમાં)
૪ મુંબઈના હીરા મોતીના વેપારીઓની મડળી
૫ મુંબઈના શેર એન્ડ સ્ટોક બજારના દલાલોની મંડળી. (શેર અને સ્ટોક માટે)
૬ મુબઈના દાણાબદરના વેપારીઓની મડળી (ધી ગ્રેન મર્ચન્ટસ એસોશીએશન)
૭ સોના અને ચાદીના મુંબઈના ચોકસીઓની મંડળી. (ધી બુલીઅન મર્ચન્ટસ એસોશીએશન)
૮ મારવાડી ચેબર ઓફ કૅમર્સ. (ઘઉ અલસી વીગેરે માટે)
૯ ગુજરાતી વેપારીઓની મડળી (એરંડા માટે)
૧૦ શ્રીઝવેરી મહાજનનો મોતીનો ધરમનો કાટો (મોતીના તોલ માટે)
૧૧ મગલદાસ માર્કીટના છુટક કાપડ વેચનારાઓની મડળી
૧૨ હીંદુસ્થાની દેશી વેપારીઓની મડળી. (જેમા ખાસ મારવાડી શરાફોની પેઢીવાળા મેબરો છે)
૧૩ ચાદી અને સોનાના લગડીના વેચનારા વેપારીઓનુ મંડળ.
૧૪ મુંબઈના લોખડના જથાના વેપારીઓની મડળી.
૧૫ ખાડબજારના વેપારીઓની મડળી.

૧૬ રૂના દલાલોની મંડળી ( જે મારવાડી બજારમાં છે તે પરંતુ "ધી ઇસ્ટ ઇંડીઆ કોટન એસોશીએશન" છે તેની અંદર ઘણી મંડળીઓનો સમાવેશ છે જે "રૂ"ના મથાળા હેઠળની હકીકત વાંચી વાકેફ થવુ )

૧૭ મુંબઈના ચોખાબજારના વેપારીઓની મંડળી. ( રંગુન વીગેરે ચોખા માટે ) ( આ સિવાય ગામઠી ચોખાના વેપારીઓની મંડળી જુદી છે જે નીચે આપી છે. )

૧૮ મુંબઈના કરીઆણા બજારના વેપારીઓની મંડળી ( મલબારી કરીઆણાના )

૧૯ ઘી બજારના વેપારીઓની એસોશીએશન

૨૦ મુંબઈના ચાહના [illegible] વેપારીઓની મંડળી.

૨૧ ,, કેનવાસ, કતાન અને તાડપત્રી વેચનારાઓની મંડળી,

૨૨ ,, [illegible]કામના વેપારીઓની મંડળી.

૨૩ ,, [illegible] અનાજ વેચનારાઓનું મંડળ.

૨૪ ,, રેશમના વેપારીઓની મંડળી.

૨૫ ,, [illegible]ઓની મંડળી.

૨૬ ,, ઊનના વેપારીઓની મંડળી.

૨૭ ,, સ્ટેશનરી અને કાગળ વેચનારાઓની મંડળી.

૨૮ ,, દવા તથા રસાયણી પદાર્થ વેચનારાઓની મંડળી

૨૯ ,, એલ્યુમીનમ અને જર્મન સીલ્વરના વેપારીઓની મંડળી.

૩૦ ,, ત્રાંબા પીતળના વાસણ વેચનારાઓની મંડળી.

૩૧ ,, ઘાસના વેપારીઓની મંડળી

૩૨ ,, ચુનો અને રેતી વેચનારાઓની મંડળી

૩૩ ,, ચીનીકામ અને ફરનીચરના વેપારીઓની મંડળી

૩૪ ,, શીપ ચૅન્ડલર, પાઇપ ફીટીંગ, અને મીલ જીન સ્ટોર વેચનારાની મંડળી

૩૫ ,, મીઠાઇ બનાવનારાની મંડળી

૩૬ ,, ટોપીના વેપારીઓની મંડળી.

૩૭ ,, કટલરી વીગેરે લોખંડ, અને હોઝીઅરી વીગેરે મોજાંના વેચનારાઓની મંડળી

૩૮ ,, મેમણ મહોલ્લામા આવેલી કટપીસ વેપારીઓની મંડળી.

૩૯ ,, રહેતા શીકારપુરવાળાઓનું એસોશીએશન

૪૦ ,, ,, [illegible] વેપારીઓનુ મંડળ.

૪૧ ,, [illegible] બજારના વેપારીઓની મંડળી.

૪૨ ,, [illegible]

૪૩ મુબઈના ગામઠી ચોખાના વેપારીઓની મડળી
૪૪ ,, આટાના વેપારીઓની મડળી
૪૫ , કોટનવેસ્ટના ,, ,,

આ બધા તો મુખ્ય મુખ્ય નામો આપ્યા છે તે સિવાયના "ધી મારવાડી સમાજ," "કાઠીઆવાડી મુસલમાન મેમણનુ એસોશીએશન," "ભુલેશ્વર લત્તાના વેપારીઓની તથા હાથીદાત વેચનારાની મંડળી વિગેરે અવાતર નામો મલી કુલે ૭૨ મુખ્ય ગણાતી

આ તો દેશી વેપારીઓના મંડળના નામ આપ્યા જે ફક્ત પોતપોતાના ધધાના લાભો સાચવવા માટે નિયત થયલા હોય છે આ સિવાય "મીલ ઓનર્સ એસોશીએશન" જેવી ધરખમ મડળી જેમા દેશીઓ અને યુરોપીઅન બધા મેબરો છે તેમજ "હિન્દી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દૂર કરનારી મડળી" પણ નીકળી છે તેમજ "યુરોપીઅન વેપારીઓનુ ચૅબર" વિગેરે પુષ્કળ સસ્થાઓ મુબઈમા હસ્તિ ધરાવે છે જેઓ પોતપોતામા પડેલા વાધાનો નીકાલ કરે છે, બજારનુ બધારણ બાધે છે અને મુશ્કેલી વખતે એકત્ર થઇ આવેલા આઘાતને પ્રત્યાઘાત રૂપે કરવા સમર્થ થાય છે.



## ૪૨ હાજર માલની આડત, હકશી અને વલતર સબધમાં ધારા— Rules Between Pedhiwalas & Adtias in Ready Goods

ગુજરાત, કાઠીઆવાડ, બરાડ તેમજ બીજા દરેક દેશાવર વાળાને તથા એડન, બગદાદ, બસરા અને આફ્રીકાના બદરોના વેપારીઓને મુબઇના આડતીઆઓની ખાસ જરૂર પડે છે કારણકે મુબઇથીજ ઘણોખરો માલ ચડગત થાય છે, તેમજ ટ્રાન્સફર પણ થાય છે, જેથી હાજર માલની હકશી વીગેરેના રીત રીવાજ શુ છે તે જાણવા જરૂરના હોવાથી, તથા તે માટે ઘણા વેપારીઓની પૂછપરછ હોવાથી નીચે જણાવેલા છે —

હાજર માલની આડત જથ્થાબંધ ખાડ, ચોખા, કાપડ, સુતર, કરીઆણુ વિગેરેમા એક ટકો લેવાય છે વરાડ જીલ્લાવાળા કાપડ મોટી રકમનુ ખરીદ કરતા હોવાથી અને અવેજની વારફેર મોટા પ્રમાણમા કરતા હોવાથી પોણો ટકો અને અરધો ટકો પણ આપે છે મણીઆરૂ વિગેરે પરચુરણમા મહેનત વધારે

પડતી હોવાથી ૨) ટકા લેખે આપે છે હાજર ચાંદી સોનુ કઢાવવા હોય તો સેકડે બે આના મુજબ લેવાય છે હુડીના વહીવટમા બે આનાથી અને કોઈ ત્રણ આનાથી પણ કામકાજ કરે છે આડતના આ રીવાજ ઘરેઘરના જુદા હોય છે કારણકે તેની ગણત્રી વલતર આપવા ઉપર આધાર રાખે છે, એટલે સહુ કોઇ કમાવા બેઠુ છે તે ઘરનુ કાઢીને કોઇ આપે નહી પરતુ અસલ મૂળ વટાવ તથા ટાઉનડયુટી વીગેરે જે મળે છે તેમા તે કેટલી વલતર પાછી આપવાનો ઠરાવ થાય છે તે મુજબ આડતની ગણત્રી બધાય છે કાપડ, કટલરી, હોઝીઅરી, ઇનામેલવેર, ગ્લાસવેર, ચીનીકામ, અનાજ, બારદાન, કરીઆણુ, તેમજ સરવે જાતનો ગાધી સામાન, અગ્રેજી અને દેશી પેટંટ દવાઓ, ખોરાકી સન્ડ્રીઝ વીગેરે દરેક જાતના માલની અદર જે કાંઇ વટાવ વલતર મળે, તેમાથી કેટલી મુજરે આપે તેના હિસાબે, તથા નોરની રીબેટ, ડ્રૉબેક (ધ્રાબક), ટાઉનડયુટી તથા વીમાની અદર જેટલી વલતર મળે તેટલી અગર જે નક્કી થાય તેને લ્હઆબે, તથા ગોદી ફી, મુકાદમનો ખરચો અને પરચુરણ બારદાન વીગેરે, થપી કરામણ, ફગની ભરાઇ વીગેરે નક્કી કરાય તેના ઉપર, હકશીનો આધાર રહે છે તે એક બીજાની આપસ આપસની સમજણ મુજબ, ઠરાવ અનુસાર લેવાય અપાય છે આ ઉપરાત લેણી પડતી રકમ ઉપર વ્યાજ ઠરાવ મુજબ આઠ, દશ કે બાર આના લીએ અને જમે રકમનુ વ્યાજ છ આના કે આઠ આના અને ચોમાસાની થડી મોસમમા ચાર આના આપે તે પણ ઠરાવ નક્કી કરાય છે

વળી માલ વેચવા મોકલનારને નાણા જોઇતા હોય તો માલની રેલ્વે રસીદ કે સ્ટીમરની બીલ્ટી કે વહાણની સતમી ઉપર તે મલ્યાબાદ માલ ઉપર ૮૦ ટકા નાણા આડતીઓ આપી શકે અને તેની હકશી પોણો ટકો કે ટકો લઇ વ્યાજબી ખરચે પ્રમાણિકપણે વેચી આપે **વલતર નોર, શાહી, વીગેરેમાં શુ શુ રીવાજ છે? તે સબધમા જણાવવાનું જે—**

**વળતર**—કટલરી, ચીનીકામ, ઇનામલોર, ગ્લાસવેર, દોરા વિગેરેમા ટકા ૨), હોઝીઅરીમા ટકા ૫), મખમલ બનાતમા ટકા ૪॥, વીલાયતી ધોયેલ કાપડમા ટકા ૩॥, ચાઇના સીલ્ક, અને જાપાનીસમા ટકા ૩॥, છત્રીઓમા ટકા ૫, ગામઠી કાપડ ચાદરની ગાસડીઓમા જોટાના ભાવથી ટકા ૩)= તથા રતલના ભાવથી ૦)= બે આના, (સેકડે) તથા બારદાનમા ટકો ૧॥ મલે છે તે શિવાય અનાજ, કરીઆણુ, ખોરાકીમા જુદો જુદો નામનો વટાવ એટલે ટકો ૦।, ૦॥, ૦॥।, ૧। એમ મળે છે અનાજમા ઘઉ, બાજરો, દાળ વિગેરેમા વટાવ નથી મલતો ચોખામા ટકો ૦॥ અરધો મલે છે ખાડ મોરસ, જાવાઇ, બનારસીમા ટકો ૧) મલે છે, સાકરમા ટકો ૧) મલે છે કરીઆણામા વટાવ એકસરખો નથી એટલે કે સોપારી, હીંગ, ફટકડી, લોબાન, સીંદુર,

અકલગરો, અજમોદ, કમલકાકડી, કાળી મુસળી, કપુર, જાવંત્રી, જાયફળ, સાલમ વિગેરે ચીજોમા ટકો ૧। મલે છે, જ્યારે ગુલકદ, ગોલોચન, ગંધક જેવામા ટકો ౦॥ અને બીજી સામાન્ય ચીજો એલચી, કોકમ, કડુ, કરીઆતુ, જીરૂ વીગેરેમા ટકો ౦। મલે છે આ સિવાય દલાલી જુદી ચામા ટકો ౦॥। અને રોકડામા ૧। મલે છે સુતર ગામઠીમા સેકડે ≈ બે આના અને વીલાયતીમા ટકો ૧। મલે છે

વટાવ કાપવાની રીત — વટાવ કાપવાની રીત એવી છે કે જે હિસાબ ગણુતા માલની જે કીંમત થાય તેને વટાવના ટકાથી ગુણુતા જે ગુણાકાર આવે તે દોકડા સમજવા અને ૧૦૦ દોકડાનો એક રૂપીઓ અને ૬। દોકડાનો આનો લેખાય છે તે મુજબ ગણુતા જે આવે તે માલની કીંમતમાથી બાદ કરવુ

**નોરની રીબેટમાં** ભરેલા નોરમાથી લેન્ડીંગ ચાર્જ બાદ જતા બાકી નક્કી ( Net ) નોર ઉપર કેટલાકમા આશરે સેકડે ૧૦ ટકા અને કેટલાકમા ટન ઉપર અમુક ટકા પાછા મલે છે

**શાઇ** ગામઠી કાપડની ગાસડીમા દર ગાસડીએ રૂા ૧) એક મલે છે, તેમજ કાપડ અને ચા અકબધ માલ દેશાવર ચડે તેની **ડ્રોબેક** ( ડ્રાબક ) ઠરાવેલા ટકા મુજબ મજરે મલે છે આ શિવાય **વીમાની** વલતર ટકા ૨૦ થી ૫૦ લેખે મજરે મલે છે

**ટાઉનડયુટી** ( નાકાવેરો ) ટાઉનડયુટી તે મ્યુનીસીપાલ ટેક્ષ છે એટલે નીચે મુજબ જે ચીજો મુબઈમા આવે તેના ઉપર જણાવેલી વીગતેથી મ્યુનીસીપાલીટી પોતનો કર આકરે છે પરતું તે માલ જો છ માસમા દેશાવર પાછો મોકલવ ા આવે, અગર તેજ માલમા અમુક જથ્થો બહારગામ જાય તો લીધેલ ટાઉનડયુટી પાછી આપવાને મ્યુનીસીપાલીટી બધાયેલી છે ખાડની ૧૬ ગુણી અગર તથી વધારે નીકાશ થાય, ચોખા વીગેરેમા અમુક હડરવેટ કે જેની હદ ઠરાવી હોય છે તે મુજબ છ માસની અદર બહાર મોકલાય તો તે જગાત પાછી મલે છે દેશાવરવાળાને આ ટાઉનડયુટીનો મોટો લાભ મલે છે કારણકે ઘી, ખાડ, અનાજ વિગેરે માલ ટાઉનડયુટીવાલોજ જથ્થો આડતીઓ ખરીદીને નિકાશ કરે છે

## ૪૩-દેશાવરોથી આવતા ઘી, ગોળ, ખાંડ, અનાજ વીગેરે ઉપર મુબઇની મ્યુનીસીપાલીટી તરફથી લેવાતી ટાઉનડયુટી (૧૯૨૪).

### ટાઉનડયુટી કયા કયા માલ ઉપર અને કેટલી લેવાય છે તેની વિગત

| | | રૂા આ. પા |
|---|---|---|
| ઘણી જાતના અનાજ ઉપર | દર ખાડીએ | ૦-૬-૦ |

| | | |
|---|---|---|
| આટો સઘળી જાતનો | | જે અનાજનો આટો થાય તે અનાજ ઉપર એ મુદતમા કર લેવાતો હોય તેના દર સેકડે પોણોસો ટકા |
| દારૂ | દર સરકારી ગેલન ઉપર | ૦-૪-૦ |
| બીર જાતનો દારૂ | ,, ,, | ૦-૦-૬ |
| ખાડ તથા ગોળ ઉપર | દર હંડરવેટે | ૦-૮-૦ |
| ઘી ઉપર | દર મુબઇના મણે | ૦-૧૦૦ |
| બાળવાના લાકડા | ,, ખાડીએ | ૦-૨-૦ |
| રેલ્વેના પાટા સિવાયના બાધકામના લાકડ ઉપર બજારના ભાવ ઉપર | | સેકડે રા ટકા લેવા |

આ મુજબ જે ટાઉનડયુટી લેવાય છે તે ઉપરની વિગતેથી પાછી મેલવી શકાય છે, જે મેલવતા ચોકી અને ચીઠ્ઠીવાલાનો, તથા ફારમવાલાનો ખરચો બાદ જાય તેટલી રકમ આશરે રૂપીએ આનાથી દોઢ આનો બાદ જઇ બાકીની રકમ મલી શકે છે

ઉપર મુજબની બધી વલતર, વટાવ આડતીઓ મજરે આપે અને વ્યાજબી ખરચખુટણુ આવતો હોય તો એ ટકાથી ઓછી આડતમા કામ કરે નહી, તોજ તેને પરવડી શકે



## ૪૪-હીંદનુ સરકારી જગાતનું ધોરણ સને ૧૯૨૪ નું.

## Indian Tariff Schedule 1924

ટારીફ રેટ અને 'એડવેલો રેમ" વચ્ચેનો ફરક

બ્રીટીશ હીંદમા જે જે માલ આયાત થાય તેમજ હીંદમાથી ચડગત રૂપે બહાર નીકાશ થાય તેના ઉપર દરવરસે શા પ્રમાણમા અને શું ભાવે જગાત લેવી તે નક્કી કરાય છે સને ૧૯૨૪ ને માટે નીચે મુજબ ભાવો ઉપર આયાત અને નીકાશ થતા માલ ઉપર જગાત લેવાનું તા ૧લી જાનેવારીથી પ્રગટ થયેલ છે

દરેક ચીજ ઉપર કેટલા ટકા જગાત લેવી અને શુ દરે લેવી તે નક્કી કરવાને તેમાંની કેટલીકના ભાવો મુકરર કરેલા હોય છે જેને (Tariff Rates) કહે છે અને જે ના ભાવ બાધ્યા નથી હોતા તેને (Ad valorem) કહે છે એટલે બજાર ભાવ મુજબ તેટલા

ટકા જગાત ગણુવામા આવે છે જેમકે ખાડનો ભાવ રૂા ૧૭-૧૨-૦ બાધયો છે, તે "ટેરીફ રેઇટ" અને ખાડની બનાવેલી મીઠાઇનો ભાવ બાધેલ નથી તે "એડવેલોરમ" કહેવાય આ બેમા તફાવત એ છે કે જેને ભાવ "ટારીફ" થી નક્કી કરેલ હોય તેની જગાત ગણુતા તે મુજબજ લેવામા આવે છે પણ જેને ભાવ "બજાર ભાવે એટલે એડવેલોરમ" મુજબ લેવાય છે તેની જગાત ગણુતા કસ્ટમખાતુ જેટલા ટકા જગાત તે ચીજ ઉપર લેવાની હોય તેટલા ટકા મૂળ કીંમતમાથી બાદ કરી પછી જગાત ગણે છે તે જગાત સહેલી રીતે કેમ ગણાય ? તેની રીત પાછળ આપી છે ત્યાં જોઇ લેવું.

કેટલીક વસ્તુઓની જગાત લેવામા આવતી નથી જેવીકે—

જગાતમાથી બાતાત રાખવામા આવેલી વસ્તુઓ — બીનકેળવાયેલા ચામડા, હોપ્સ, કાચી ખનીજ ધાતુઓ, ઊન, હાડકા, ખાતરો, અનેક જાતના રસાયણીક ખાતરો, વગર જડેલા અને કટ નહી કરેલા હીરા તથા મોતી, હીદના દેશીરાજ્યમાથી અગ્રેજી હદમા આવતા તેલી બીઆ કાગળ બનાવવા માટે ચીથરા કે લાકડાનો માવો, દવા તરીકે વપરાતી કવીનાઇન, સીકોનાની છાલ કે પ્લેગની દવા, કેટલીક જાતના ખેતરના હથી આરો અને ઓજારો, ડેરીમા વપરાતા કેટલીક જાતના સચાઓ, તેલના ઘાણા શેરડી પીલવાના કે ખાડ ગોળ બનાવવાના સચા અને પવન ચક્કીઓ, નીકલ, ત્રાબુ કે કાસાના ચાલુ સરકારી સીક્કાઓ, સોનુ અને ચાદીની લગડી અને સીક્કાઓ, જુના શસ્ત્રના કોથળાઓ, વેપારી કેટલોગો કે જાહેર ખબરના સરક્યુલરો જે પેકેટ, બુક અગર પાર્સલ પોસ્ટથી આયાત થયેલા હોય તે, ચોપડીઓ અને નકશાઓ, જીવતા પ્રાણીઓ, જુના સીકકા, નમુના કે ચાદ જે જાહેરપ્રજાના ઉપયોગ માટે આણુવામા આવેલા હોય તથા વિદ્યાકળા કે શિલ્પકળા વીગેરેના પીકચર્સ કે નમુના હોય તે, દાક્તરી જેવા ધધાવાળાઓ પોતાના ધધાને અગે વાપરતા હથીઆરો પોતાની મુસાફરી દરમ્યાન બગાજમા સાથે લાવેલ હોય તે અને સરકારી અમલદારથી પોતાને માટે વપરાતો પોશાક તથા હથીઆર કે દારૂગોળો સરકારી ઉપયોગ માટે લાવવામા આવે તે, કાચુ રબર અને નર્યું (કાઇ પણ બનાવટ વગરનુ) અબરખ

વળી કેટલીક ચીજોના ઉપર ખાસ કરીને ઓછી જગાત રાખવામા આવી છે જેવી કે છાપખાના અને છાપવાની ચીજો ઉપર કીમત ઉપર રાા ટકા જગાત લેવામા આવે છે. વહાણુ અને બારકસોના તથા રેલ્વે માટેના લોખડી સામાન ઉપર ૧૦ ટકા જગાત રાખવામા આવી છે. જ્યારે દીવાસળી ઉપર જગાત ભારે છે.

# આયાત થતા માલ ઉપરની જગાતના દર અને ભાવ
# Import Tariff

| ચીજનુ નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા | |
| **ખાંડ, સાકર, ગોળ** | | | |
| ખાંડની બનાવેલી મીઠાઇ | | કીંમત ઉપર | ૩૦ ટકા સેંકડે |
| ખાંડ દાણાદાર કે સૂવાળી જે ૮ ડચ સ્ટાડડથી ઓછી ન હોય તે ઉપર | | | |
| જાવાઇ ૨૩ ડચ સ્ટાડર્ડની | હંદરવેટ | ૧૭ ૧૨ ૦ | ૨૫ ટકા |
| ,, ૧૬ થી ૨૨ ,, | ,, | ૧૫ ૧૨ ૦ | ,, |
| ,, ૧૫ ડચ , | , | ૧૫-૪-૦ | ,, |
| જાપાન અગર ફારમોસાની | , | ૧૯ ૧૨ ૦ | ,, |
| હોંગકોંગની ચીનાઇ | ,, | ૧૯ ૧૨ ૦ | ,, |
| ઇજીપ્તની | ,, | ૧૮-૧૨ ૦ | ,, |
| મોરીસની | ,, | ૧૬-૪-૦ | ,, |
| ગમે તે દેશની શેરડીની બનાવેલી | | ૧૬-૪-૦ | ,, |
| ખાંડ બીટ રૂટની | ,, | ૧૭-૧૨-૦ | ,, |
| સાકર | ,, | ૨૫-૦-૦ | ,, |
| ગોળ | ,, | ૪-૦-૦ | ,, |
| **ચા કાફી** | | | |
| ચા કાળી | રતલ | ૦-૧૨ ૦ | ૧૫ ટકા |
| ,, ગ્રીન (લીલી) | ,, | ૧-૦-૦ | ,, |
| કાફી | હંદરવેટ | ૩૬-૦-૦ | ,, |
| **તમાકુ સીગાર** | | | |
| તમાકુ સાદી | રતલ | . | રૂ. ૧-૦-૦ |
| ,, તેયાર સુધારેલ | ,, | | ૨-૪-૦ |
| સીગાર-સીગારેટ | .. .... | કીંમત ઉપર | ૭૫ ટકા |
| **મીઠું.** | | | |
| મીઠુ | ૮૨ રતલના મણ | | ૨-૮-૦ |
| મીઠાવાળા મછીઆ | ,, | | ૦-૧૫ ૦ |

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી |
|---|---|---|---|
| | | રૂા આ પા | |
| **અનાજ દાળ વિગેરે** | | | |
| **આટો** | | કીમત ઉપર | રાા ટકા |
| **તેલબીઆં** જે દેશી રાજ્યમાથી અગ્રેજી હદમા આવે તેની જગાત માફ છે | | ,, | ૧૫ ટકા |
| પરતુ તે સિવાયના બીયાની ,, | | ,, | ,, |
| **મેવો, તથા વસાણું.** | | | |
| **બદામ** ફોતરા વિનાની | હદરવેટ | ૬૫-૦-૦ | ૧૫ ટકા સે કડે |
| ,, ફોતરાવાળી | ,, | ૧૪-૦-૦ | ,, |
| ,, કાગદી ઇરાની | ,, | ૯૦-૦-૦ | ,, |
| ,, બીજી કોઇ જાત | ,, | કીમત ઉપર | ,, |
| **કાજુ** | ,, | ૨૨-૦-૦ | ,, |
| **નાળીએર** વલંદા બેટોના | હજારે | ૧૨૦-૦-૦ | ,, |
| ,, માલદીવના | ,, | ૩૯-૦-૦ | ,, |
| ,, ગમે તે સ્થળના | ,, | ૫૫-૦-૦ | ,, |
| **કોપરાં** | હંદરવેટ | ૨૦-૦-૦ | ,, |
| **ખીસમીસ** | ,, | ૩૫-૦-૦ | ,, |
| **ખારેક** સુકી | ,, | ૮-૦-૦ | ,, |
| **ખજુર** વાડીઆ | ,, | ૬-૦-૦ | ,, |
| ,, ડબા-ટીન | ,, | ૧૦-૦-૦ | ,, |
| **લસણ** | ,, | ૭-૮-૦ | ,, |
| **પીસ્તાં** | ,, | ૯૦-૦-૦ | ,, |
| **દ્રાક્ષ** ઇરાની | ,, | ૧૫-૦-૦ | ,, |
| ,, બીજી જાત | ,, | કીમત ઉપર | ,, |
| ગમે તે જાતનો બીજો મેવો-સુકો કે લીલો | | ,, | ,, |
| **ખોરાકી, ગધીઆણુ તથા કરીઆણું** | | | |
| સરકાના પીપ | | કીંમત ઉપર | રાા ટકા |
| મસકો | રતલ | ૨-૦-૦ | ૧૫ ટકા |
| સાબુચોખા (આખા) (તાપીઆ) | હદરવેટ | ૧૭-૦-૦ | ,, |
| ,, (લોટ) | ,, | ૧૩-૦-૦ | ,, |

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂા આ પા | |
| ચીનાઈ સરબત | છ મોટી અગર બાર નાની બાટલી | ૯-૦-૦ | ૧૫ ટકા |
| કોકમ | હંડ્રવેટ | ૭-૦-૦ | ,, |
| ભુસો વિગેરે ઘાસચારાની ચીજ | | કીંમત ઉપર | ૨ાા ટકા |
| સેવ લોટની ચીનાઈ | હંદરવેટ | ૩૦-૦-૦ | ૧૫ ટકા |
| ,, વટાણાની ,, | ,, | ૩૪-૦-૦ | ,, |
| ,, ચોખાની ,, | ,, | ૧૮-૦-૦ | ,, |
| તાડી ચીનાઈ | ,, | ૨૭-૦-૦ | ,, |
| **પરચુરણ ગાંધી ખોરાકી** | | કીંમત ઉપર | ,, |
| કેસર ચોખ્ખું | રતલ | ૮૫-૦-૦ | ,, |
| **સોપારી** ગોવાઈ | હંદરવેટ | ૧૫-૦-૦ | ,, |
| ,, મલાયાની | ,, | ૧૪-૦-૦ | ,, |
| ,, શેકેલી કતરી | ,, | ૨૨-૮-૦ | ,, |
| ,, શીલોની આખી | ,, | ૧૫-૦-૦ | ,, |
| ,, ,, કાચી, કટકા તડકે પાકેલી | ,, | ૩૦-૦-૦ | ,, |
| ,, બીજી ગમે તે જાતની | | કીમત ઉપર | ,, |
| મરચા સુકા | હંદરવેટ | ૨૫-૦-૦ | ,, |
| લવીંગ | ,, | ૬૫-૦-૦ | ,, |
| ,, ટોપા ખરેલા | ,, | ૧૯-૦-૦ | ,, |
| ,, ની ડાહલી, ટોપા | ,, | ૯-૦-૦ | ,, |
| નરલવીંગ (બી) | ,, | ૨૦-૦-૦ | ,, |
| સુંઠ | ,, | ૩૫-૦-૦ | ,, |
| જાવત્રી | રતલ | ૧-૦-૦ | ,, |
| જાયફળ | ,, | ૦-૭-૦ | ,, |
| ,, ટોપાવાળા | ,, | ૦-૫-૦ | ,, |
| મરી કાળા | હંદરવેટ | ૨૭-૦-૦ | ,, |
| ,, સફેત | ,, | ૫૬-૦-૦ | ,, |
| આ શિવાયનો તેજાનો | | કીમત ઉપર | ,, |
| કાથો ગઠ્ઠા ટીકડી | ,, | ૨૭-૦-૦ | ,, |
| નવસાર | ,, | ૩૮-૦-૦ | ,, |
| ગુંદર આરબી | ,, | ૨૫-૦-૦ | ,, |
| લોબાન ધુપ | ,, | ૧૫-૦-૦ | ,, |

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂા આ પા | |
| રગતબોર ( લાખ ) (Myrrh) | હંદરવેટ | ૪૫-૦-૦ | ૧૫ ટકા |
| રાળ | „ | ૧૬-૦-૦ | „ |
| મીણુ (વનસ્પતિમાથી બનાવેલ) | „ | ૬૦-૦-૦ | „ |
| „ (ચરબીમાથી બનાવેલ તે, તથા ચરબી અને સ્ટીઅરીન | | કીમત ઉપર | „ |
| ગઉલા | હંદરવેટ | ૫૦-૦-૦ | „ |
| કપુરકાચલી | હંદરવેટ | ૭૫-૦-૦ | „ |
| ગુલાબના ફુલ ( સુકા ) | હંદરવેટ | ૧૬-૦-૦ | „ |
| ગુલાબજળ | સરકારી ગેલન | ૫-૦-૦ | „ |
| બીજી કોઇ સુગંધી વસ્તુ | | કીમત ઉપર | „ |

## પરચુરણ

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| કોલસા કોયલા અને પેટ્ટ બળતણુ | ટન | | ૦-૮-૦ |
| લાકડા બળતણ | | કીમત ઉપર | ૨॥ ટકા સેકડે |
| ઈમારતી લાકડુ | | કીમત ઉપર | ૧૫ ટકા „ |
| નેતર | | કીમત ઉપર | „ |
| કચકડુ | રતલ | ૭-૦-૦ | „ |
| કાચબાના નખ | રતલ | ૨-૪-૦ | „ |
| નખલા | હંદરવેટ | ૧૩૦-૦-૦ | „ |
| કોડી સાધારણ ( બજારૂ ) | હંદરવેટ | ૭-૮-૦ | „ |
| „ પીળી ઊચી | હંદરવેટ | ૮-૮-૦ | „ |
| „ માલદીવની | હંદરવેટ | ૧૭-૦-૦ | „ |
| „ શંખલી-લા | હંદરવેટ | ૧૪૦-૦-૦ | „ |
| મોતીના ચકચકતી છીપો | હંદરવેટ | ૧૮-૦-૦ | „ |

## હાથીદાત

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| મધ્યભાગ, છેવટનો ભાગ જે પોલો નહોય તે ૧૦ રતલ કરતા વધુ થાય તે મુજબ ભાવ તથા આ શિવાયના કટકા ૨૦ રતલ કરતા વધુ થાય તેના ભાવ | હંદરવેટ | ૮૭૫-૦-૦ | ૧૫ ટકા |

| ચીજનુ નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જકાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ. આ પા | |
| ઉપરની વીગત મુજબ ઓછા તોલના માલના ભાવ | હંડરવેટ | ૭૫૦–૦–૦ | ૧૫ ટકા |
| ,, કટકા ૧૦ રતલ કરતા ઓછા હોય | ,, | ૪૭૫–૦–૦ | ,, |
| હાથીની હાડે | ,, | ૩૦૦–૦–૦ | ,, |
| હાથીદાતની બનાવટ | ,, | કીંમત ઉપર | ૩૦ ટકા |
| જવેરાત | | કીંમત ઉપર | ,, |
| હીરા કટ કરેલા પણ (નહીં બેસાડેલા) | | કીંમત ઉપર | ૧૫ ટકા |
| પોશાક–ડ્રેસ બુટ–શુ. (સરકારી નોકરને પહેરવા માટે લાવેલ હોય તે માફ) | | ,, | ,, |
| હથીઆર–દારૂગોળા રીવોલ્વર બંદુક (સરકારી ખાતા સિવાય) | | ,, | ૩૦ ટકા |
| દેશના કીનારા ઉપર ફરવા માટે | | ,, | ૧૦ ટકા |
| વહાણુ, મછવા, સ્ટીમર, લોંચ અગર તેનો સામાન | | | |
| ગાડીઓ, રીક્ષા, બચ્ચાઓ માટેની ગાડીઓ, અને મોટર | | ,, | ૧૫ ટકા |
| ખટારા વિગેરે | | ,, | ,, |
| વીજળીનો સામાન જેવી કે સ્વીચીઝ ફયુઝનો સામાન વિગેરે | | | |
| મોટરકાર, મોટર સાઇકલ. બાઇસીકલ, ટ્રાઇસીકલ વીગેરે અને | | ,, | ૩૦ ટકા |
| તેના ભાગો | | ,, | ,, |
| મોટર અને મોટર લોરીઝના ન્યુમેટીક રબરટાયરો અને ટયુબ | | | |
| વીમાન, વીમાનના એંજીન | | કીમત ઉપર | |
| રબરની બીજી બનાવટો ( ઉપર | | | ૨II ટકા |
| શીવાયની) | | કીંમત ઉપર | ૧૫ ટકા |
| બ્રશીઝ એન્ડ બ્રુમ | | ,, | ,, |
| સીમેંટ (પોર્ટલેંન્ડ) | હંડરવેટ | ૩–૦–૦ | ,, |
| મકાન બાંધવાનો સામાન લાદી, ઇટો, એસફાલ્ટ વિગરે | | કીમત ઉપર | ,, |

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા | |
| ચીનાઇ માટી (ચાઇના કલે) | ટન | ૮૫-૦-૦ | ૧૫ ટકા |
| દોરડા કાથા વિગેરેના | | કીમત ઉપર | ,, |
| આતશબાજીની ચીજો | | કીમત ઉપર | ૩૦ ટકા |
| ફીલ્મો (સીનેમાની) નવી અગર જુની | ફુટના | ૦-૪-૦ | ૧૫ ટકા |
| ચટાઇ, સાદડી, ગાલીચા ઓઇલ કલોથ વિગેરે | | કીમત ઉપર | ,, |
| પાલીસની વસ્તુઓ અને તેની મેળવણીઓ | | ,, | ,, |
| ડામર અને ટાર | હંડરવેટ | ૭-૦-૦ થી ૨૦-૦-૦ સુધી | ,, |
| પ્રીંટ, એનગ્રેવીંગ અને ફોટો ગ્રાફનો સામાન | | કીમત ઉપર | ૩૦ ટકા |
| તમાકુ શિવાયની બીડી પીનારાઓ માટેની વસ્તુઓ | | ,, | ૧૫ ટકા |
| રમકડા, પાના, અને રમતની તેવી ચીજો | | ,, | ,, |
| પરવળા | | ,, | ૧૫ ટકા |
| છત્રી તથા તેનો સામાન | | ,, | ,, |
| પથ્થર કે આરસપહાણ અને તેની બનાવટો | | ,, | ,, |
| સાબુ ટોઇલેટ વિગેરે | | ,, | ,, |
| સ્ટાર્ચ અને ફરીના | | ,, | ,, |
| મીણબત્તી | | ,, | ,, |
| દીવાસળી | એક બાકસમા ૧૦૦ કરતા વધારે કાડી ન હોય તેવા | બાકશના એક ગ્રુસ ઉપર | ૧-૮-૦ |
| | પણ એકસો ૧૦૦ ઉપર વધારે કાડી હોય તેવા | ,, ,, | ૦-૬-૦ |
| ટપાલ માર્ફતે આયાત કીધેલી સુદ્ધા બીજી બધી ચીજો | | કીમત ઉપર | ૧૫ ટકા |

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂા આ પા | |
| **તેલો** | | | |
| ગ્યાસતેલ અને મોટરનુ તેલ, તથા ખનીજ બીજાં તેલો જે ૧૦૦ ડીગ્રી ફેરનહીટની હેઠલના ફ્લેસીંગ પોઇંટવાળા હોય તેના બેચીંગ ઓઇલ | સરકારી ગેલન<br>ટન | <br>૧૨૫–૦–૦ | ૦–૨–૬<br>૭ાા ટકા |
| ખનીજ તેલ જે ૧૫૦ ડીગ્રીના પાવરના હોય અને જે બળતણ અથવા સુખ શાતિના કામ શિવાય બીજા કોઇ કામમા વાપરી ન શકાય તે ઉપર | ટન | ૬૫–૦–૦ | ,, |
| કોપરેલ | હુંદરવેટ | ૩૦–૦–૦ | ૧૫ ટકા |
| અલસીનું તેલ | ગેલન | ૪–૮–૦ | ,, |
| **રંગ—તેલો** | | | |
| ટરપીનટાઇન | સરકારી ગેલન | ૬–૮–૦ | ૧૫ ટકા |
| વર્મીલીઓન | ૯૦ બંડલની પેટી | ૨૦૦–૦–૦ | ,, |
| **એલીજરાઇન**, રંગ સુકો ૪૦ ટકાની અંદરનો | રતલ | ૧-૧૨-૦ | ,, |
| ,, ૪૦ થી વધુ પણ ૫૦ ટકાની અંદરનો | ,, | ૨–૦–૦ | ,, |
| ,, ૫૦ થી વધુ પણ ૬૦ ટકાની અંદરનો | ,, | ૨–૪–૦ | ,, |
| ,, ૬૦ થી ૭૦ ટકાની અંદરનો | ,, | ૨–૮–૦ | ,, |
| ,, ૭૦ થી ૮૦ ટકાની અંદરનો | ,, | ૨ ૧૨ ૦ | ,, |
| ,, ૮૦ ટકા સુધીનો | ,, | ૩–૪–૦ | ,, |
| ,, (મોઇસ્ટ) ભીનાશવાળા ૧૦ ટકા સુધીના | ,, | ૦–૮–૦ | ,, |
| ,, ૧૦ થી વધુ પણ ૧૬ ટકા સુધીના | ,, | ૦-૧૦-૦ | ,, |
| ,, ૧૬ થી ૨૦ ટકા સુધીનો | ,, | ૦ ૧૨-૦ | ,, |
| ,, વીશ ટકા ઉપરનો | ,, | ૧–૪–૦ | ,, |

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા. | |
| એનીલાઇન રંગ મોઇસ્ટ | રતલ | ૨–૪–૦ | ૧૫ ટકા |
| ,, કાળો ગધરખીઓ | ,, | ૦ ૧૨-૦ | ,, |
| ,, કાગો રેડ | ,, | ૧–૪–૦ | ,, |
| ,, સુકો ગમે તે જાત | ,, | ૨–૮–૦ | ,, |
| કીરમજ | ,, | ૦ ૧૪ ૦ | ,, |
| પીળી માટી, ગેરૂ | હંડરવેટ | ૨–૦–૦ | ,, |
| આવળની છાલ | હંડરવેટ | ૪–૮–૦ | ,, |
| માયા–હરડા ( Gallnuts ) | ,, | ૩૫–૦–૦ | ,, |
| રંગવા માટેના બીજા રગો કે ચીત્રકામની તેવી ચીજો | | કીમત ઉપર | ,, |
| ( Lead ) (લેડ) લાલ સુકો | હંડરવેટ | ૨૭–૦–૦ | ,, |
| ,, સફેત ,, | ,, | ૩૫ ૦–૦ | ,, |
| ( Zinc ) (ઝીંક) સફેત ,, | ,, | ૪૫–૦–૦ | ,, |

## કાચ અને ચીનીમીની કામ

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| કાચ અને કાચની ચીજો લેકર વેર ચીનાઇ વાસણ વિગેરે | | કીંમત ઉપર | ,, |
| સોડાની બાટલી ૮ ઔંસ સુધીની | ગુરુના | ૪૫–૦–૦ | ,, |
| સોડાની ,, ૮ ઔંસ ઉપરની | ,, | ૫૫–૦–૦ | ,, |
| કાચના ડીબીઆં અને ખોટાં મોતી | | કીંમત ઉપર | ૩૦ ટકા |

## કાચની બંગડીઓ

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| ( ચીનાઇ ) ચપટી | ૧૦૦ જોડી | ૨–૦–૦ | |
| જાડી અને ફેન્સી બ્રેસલેટ | ,, | ૪–૦–૦ | ,, |
| બધી જાતની શાજવરખ (જાપાની) | ,, | ૯–૦–૦ | ,, |
| રેશમી, સાદી, ફેન્સી (રંગીન) | ડજન જોડી | ૦–૨–૦ | ,, |
| સોનેરી કડા ( ગોલબાલા ) (વીલાયતી) | ,, | ૦–૪–૬ | ,, |
| માણેકીઆ અને ઓર્નેટ રંગની શિવાયની | ,, | ૦-૧૪-૦. | ,, |
| | | ૦–૫–૦ | ,, |
| ફેન્સી ગીલ્ટવાળી જેવી કે ચાઇ તેરા, પ્યાલમહાર, ફુલવાળી વિગેરે | | ૧–૯–૦ | ,, |

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા | |
| પાસા પુલની પાતળી અને પાલીસવાળી | | ૧—૦—૦ | ૩૦ ટકા |
| રાણીહરબારની સાદી અરીસાવાળી | | ૦-૧૪-૦ | ,, |
| આ શિવાયની | | કીમત ઉપર | ,, |
| **બંગડીઓ** ( સોલ્યુલોઇડની ) | | | |
| સાદી, ચપટી ( કીનાર વગરની ) | ડજન જોડી | ૨—૪—૦ | ૧૫ ટકા |
| રબરની રીંગ | ,, | ૦—૮—૦ | ,, |
| બીજી હરકોઇ જાતની | | કીંમત ઉપર | ,, |
| **ચામડાં**—લેધરની બનાવટની ચીજો | | કીમત ઉપર | ,, |
| **છાપખાનાનો** સામાન જેવા કે પ્રેસ શાહી, ટાઈપ વિગેરે વિગેરે પ્રીન્ટીંગ અને લીથોગ્રાફીક ચીજો | ,, | ,, | ૨ા ટકા |

## કાગળો અને સ્ટેશનરી

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| કાગળો, કાપીબુક, કેલેન્ડરો કાર્ડ બોર્ડ સ્ટેશનરી વિગેરે વિગેરે | | કીમત ઉપર | ૧૫ ટકા |
| જુના છાપા—ગાસડી કે પેટીમા આવે છે તે | હંડરવેટ | ૮—૦—૦ | ,, |
| છાપખાનાના કાગળો ગ્લેઝડ અને અનગ્લેઝડ ( લીસા ) ખડબચડા | રતલ | ૦—૨—૬ | ,, |
| છાપવાના કાગળો | | | |
| રીઅલ આર્ટ | ,, | ૦—૬—૬ | ,, |
| ઇમીટેશન આર્ટ, આઇવરી ફીનીશ, મશીન ફીનીશ, સ્ટીમેઓ એંટીક સુપર કેલેન્ડર્ડ, પોસ્ટર, લીથો, કવર પેપર વિગેરે | ,, | ૦—૪—૩ | ,, |
| બીજી જાતના અને ટીસ્યુ પેપર સહીત રંગીન | | કીમત ઉપર | ,, |
| પેકીંગ કરવાના અને બાંધવાના કાગળો | ,, | ૦—૨—૩ | ,, |
| ,, મનીલા, ઇમીટેશન કેફ્ટ વીગેરે | ,, | ૦—૩—૩ | ,, |
| લખવાના કાગળો—બેંક, બોન્ડ વીગેરે | ,, | ૦—૬—૬ | ,, |

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા | |
| ક્રીમલાઇન અને વેવ | રતલ | ૦-૪-૬ | ૧૫ ટકા |
| પુઠાના કાગળો | હંદરવેટના | ૮-૮-૦ | ” |
| **(રસાયણીક અને રંગવાના) કેમી** | | | |
| **કલ ડ્રગ્સ અને દવાઓ** | | | |
| બ્લીચીંગ પાઉડર | ” | ૧૨-૮-૦ | ” |
| કાર્બાઇડ ઓફ કેલ્શયમ | ” | ૨૨-૦-૦ | ” |
| કાર્બોનેટ ઓફ આમોનીઆ | ” | ૪૦-૦-૦ | ” |
| પેપરમીંટ ક્રીસ્ટલ્સ | રતલ | ૨૩-૦-૦ | ” |
| સીલીકેટ ઓફ સોડા (પ્રવાહી) | હંદરવેટ | ૧૧-૮-૦ | ” |
| સોડા બાઇ કારબોનેટ | ” | ૧૦-૮-૦ | ” |
| કોસ્ટીક સોડા ( ખડા ) | ” | ૧૭-૮-૦ | ” |
| ” ( પાઉડર ) | ” | ૨૩-૦-૦ | ” |
| સોડા ક્રીસ્ટલ્સ | ” | ૮-૦-૦ | ” |
| સલ્ફેટ ઓફ કોપર | ” | ૨૪-૦-૦ | ” |
| સલ્ફર ( ગંધક ) | ” | ૬-૦-૦ | ” |
| ( આલ્કલી ) સાજીખાર | ” | ૩-૮-૦ | ” |
| ફટકડી ( ચાકા ) | ” | ૧૦-૦-૦ | ” |
| હીરાકશી (કોપરસ્રીન) | ” | ૫-૦-૦ | ૨॥ ટકા |
| નવસારના ( ક્ષાર ) | ” | ૩૨-૦-૦ / ૩૫-૦-૦ | ૧૫ ટકા |
| સોમલખાર | ” | ૮૫-૦-૦ | ” |
| બોળીઓ ( લાકડા ) | | કીંમત ઉપર | ” |
| અફીણ | ૮૦ તોલાના શેરના | ૨૪-૦-૦ | અથવા કીંમત ઉપર ૧૫ ટકા |
| કલુભો ( નામૂળીઆ ) | હંદરવેટ | ૧૦-૦-૦ | ” |
| હીંગ | ” | ૧૦૦-૦-૦ | ” |
| ” હલકી ( બાધો ) | ” | ૩૮-૦-૦ | ” |
| વાસલોચન ( વાસકપુર ) | રતલ | ૦-/-૦ | ” |
| કપુર ( ભુકો નહી ) ગોટીઓ | ” | ૨ ૧૨-૦ | ” |
| કપુરનો ભુકો ( જાપાની ) | ” | ૨-૧૨-૦ | ” |
| કપુર હોંગકોંગ અને ચીનાઇ ) | ” | ૨-૪-૦ | ” |

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ. પા | |
| ચોબચીની ચીનાઈ મુળીઆ) સાદા | હંદરવેટ | ૨૦—૦—૦ | ૧૫ ટકા |
| ,, છોલેલા | ,, | ૩૦—૦—૦ | ,, |
| કુલીજન (ચીનાઈ) (Galangal) | ,, | ૧૨—૮—૦ | ,, |
| ચીનીકબાલા (Cubebs) | ,, | ૧૫૦—૦—૦ | ,, |
| સાલમ ( Salep ) | ,, | ૨૫૦—૦—૦ | ,, |
| સેલારસ ( Storax ) | હંદરવેટ | ૫૦—૦—૦ | ,, |
| બીજી દવાઓ કે ઘેનકારક ઔષધો | | કીમત ઉપર | ,, |
| રેશમનો કચરો અને રેશમ કોશેટા સુદ્ધા | રતલ | ૧૨—૦—૦ | ,, |
| (કાચુ) રેશમ બોખારા (પીળુ) શાધાઇ | ,, | ૮—૦—૦ | ,, |
| ,, ઇન્ડો ચાઇનાથી અને ચીનના બીજા ભાગ માથી (શાઘાઇ સિવાયના) ભાગમાથી જે પીળુ આવે છે તેના | ,, | ૮ થી ૯ રૂપીઆ | ,, |
| ,, ઇરાન શીયામ વીગેરેથી કાચું આવે છે તે તથા વેસ્ટ વીગેરે | ,, | જુદા જુદા ભાવ રૂા ૫ થા ૧૦ સુધીના | ,, |
| સુતર | | કીંમત ઉપર | ૫ ટકા |
| શીવવા અને ગુથવાના દોરા સિવાયના દોરાનુ સુતરાઉ, હોજીઅરી, ફલેક્ષની બનાવટો, રેશમી સિવાયની હેબરડેશરી અને મીલીનરી (સ્રીઓનો પોશાક) તેમજ શણ કે હેમ્પનુ બનાવેલ કાપડ | | ,, | ૧૫ ટકા |
| રેશમી સુતર અને રેશમ, ગરમ સુતર, ગુથવાનુ ઊન વિગેરે | | ,, | ,, |

| ચીજનુ નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂા. આ પા | |
| **કાપડ રેશમી (અને રેશમની બીજી બનાવટો** | | | |
| જાપાની પાજ વિગેરે | રતલ ઉપર | ૨૮–૦–૦ | ૩૦ ટકા |
| ,, સાટીન ,, | ,, | ૩૩–૦–૦ | ,, |
| ,, ટવીલ બધી જાત | ,, | ૨૮–૦–૦ | ,, |
| ,, જરીનુ કાપડ | ,, | ૩૭–૦–૦ | ,, |
| ,, ફેન્સી કોબી ક્રેપ, ગાઝ, ચીરમીન વીગેરે | ,, | ૪૨–૦–૦ | ,, |
| ,, ભરતકામ સાડી | ,, | ૫૨–૦–૦ | ,, |
| ,, ગળીફ્રાક, મોજા, શાલ રૂમાલ વિગેરે હોઝયરી | ,, | ૪૮–૦–૦ | ,, |
| જાપાની સુતરાઉ અને રેશમી મીકસ્ડ ભરેલી સાટીન રતલના | ,, | ૧૬–૦–૦ | ,, |
| જાપાની સુતરાઉ અને રેશમી મીકસ્ડ સાદી સાટીન રતલના | ,, | ૮–૦–૦ | ,, |
| જાપાની સુતરાઉ અને રેશમી મીકસ્ડ હોઝયરીબર રતલના | ,, | ૨૮–૦–૦ | ,, |
| જાપાની સુતરાઉ અને રેશમી મીકસ્ડ ફેંટા અને પટકા | ,, | ૧૪–૦–૦ | , |
| ચીનાઇ ગાઝ, ક્રેપ, અને પાજ | ,, | ૨૩–૦–૦ | ,, |
| ,, સાટીન અને ફેન્સી બર | ,, | ૩૧–૦–૦ | ,, |
| **કાપડ સુતરાઉ** | | કીંમત ઉપર | ૧૧ ટકા |
| તેની જાતો નીચે મુજબ ભાવ સહીત આપી છે | | | |
| (તા ૧ ૩ ૧૯૨૭ ના સુધારેલા દર મુજમ) | | | |
| ચાદર, સાદી તથા પા ઇંચ સુધીની બોરડરવાળી | ,, | ૧–૪–૦ | |
| ડગરી અને ખાદીનુ કાપડ | ,, | ૦-૧૫-૦ | કોરૂ કાપડ, સાદુ અથવા બોરડરવાળુ |
| ધોતી, ચોલા, દુપેટા, લુગી, ગુમચા વિગેરે પા ઇંચની બોરડરના | ,, | ૧–૬–૦ | |

| ચીજનુ નામ | ક્યા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂા આા પા | |
| ઉપરનો માલ પા થી પોણો | રતલ ઉપર | ૧-૮-૦ | |
| ,, પોણાથી બે ઈંચ | ,, | ૧-૯-૦ | |
| ટીકલોથ, શર્ટીંગ લોગકલોથ સીટીન અર્ધો ઈંચ સુધીની કોરના | ,, | ૧-૫-૦ | કોરૂ કાપડ, સાદુ અથવા ઓરડવાળુ |
| ડ્રીલ, જીન સાદી | ,, | ૧-૪-૦ | |
| ફેટ | ,, | ૦-૧૫ ૦ | |
| પાતલ અને સાડી પોણાઈંચની કીનારીની | ,, | ૧-૭-૦ | |
| પ્રીન્ટર' સદલાપાટ અને ભાગવત | ,, | ૧-૫-૦ | |
| શર્ટીંગ, ટવીલ વગર ધોયેલી | ,, | ૧-૫-૦ | |
| તણુ સઢ અને કોમીસરીઅટ કાપડ | ,, | ૧-૨-૦ | |
| જગબારી કાપડ | ,, | ૧-૪-૦ | |

(ઉપલા માલમા કાજી પાએલા કોરા માલની કીંમત ત્રણ પાઈ વધારે ગણવામા આવશે)

## રંગેલો અને છાપેલો માલ.

| | | |
|---|---|---|
| ઓછાડ, ચાદર અને ટેબલકલોથ અર્ધા ઈંચની કીનારીવાળા | રતલ ઉપર | ૧-૭-૦ |
| બેડકવર, ટેબલકલોથ, ટવાલના અથવા સાદા ચાદરો, ઓછાડ રગીન અગર સફેદ | ,, | ૧-૮-૦ |
| બેડ ટીકીંગ, ડ્રીલ અને સાદી | ,, | ૧-૫-૦ |
| ચેક ગુમચા અને ચેકચોલા | ,, | ૧-૮-૦ |
| ચોલી અને સાડીઓ રગીન | ,, | ૧-૧૧ ૦ |
| હટીંગ કલોથ, થાણાડ્રીલ થાણા-ચેક વીગેરે | ,, | ૧-૭-૦ |
| ડીલ લીંટીવાળુ | ,, | ૧-૪-૦ |
| ડ્રીલચેક, ફલેનેલ પેટર્ન | ,, | ૧-૭-૦ |
| નેપકીન કોરા, ઝાફરચેક નેપકીન ધોએલા | ,, | ૧-૧૦ ૦ |
| ડ્રીલ રગીન, ફલેનલ સુરતી, સુસી ઓરડીનરી કોર | ,, | ૧-૯-૦ |
| લુંગી કોરી, શર્ટીંગટવીલ ધોયેલી, | ,, | ૧-૮-૦ |

| ચીજનુ નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા | |
| ટુવાલ ટરકીશ કોરા | રતલ ઉપર | ૧-૧૦ ૦ | |
| ,, ,, ધોયેલા | ,, | ૧-૧૩ ૦ | |
| ઈંગ્લીશ પેટર્ન ચેક ત્રાઉઝર અને કોટીંગ | ,, | ૧-૧૨-૦ | |
| ફેન્સી ચેક રંગીન | ,, | ૧-૧૦ ૦ | |
| ફેન્ટા | ,, | ૧-૧૨ ૦ | |
| લુંગી રંગીન | ,, | ૧-૧૧-૦ | |
| સુસી ચેક ઈંગ્લીશ તથા રંગીન | ,, | ૧-૧૦ ૦ | |
| તણુનુ કાપડ (ટીકલોથ) બ્લ્યુ લાલ ખાખી | ,, | ૧–૩–૦ | |
| ટુવાલ જાળીવાળા તથા કોરા | ,, | ૧–૫–૦ | |
| ,, ,, ,, ધોયેલા | ,, | ૧–૮–૦ | |
| ઝાફર કલોથ | ,, | ૧–૬–૦ | |
| ,, ચેક | ,, | ૧–૭–૦ | |

ઉપલા માલમા રેશમી કીનારીવાલા માલની જગાત કીમત ઉપર લેવામા આવશે

| ચીજનું નામ | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|
| | રૂ આ પા | |
| **લોખંડી સામાન, ઓજારો, અને કટલરી ચીજો.** | | |
| ઘડીઆળ અને તેનો સામાન | કીમત ઉપર | ૩૦ ટકા |
| સામાન્ય કટલરી (પ્લેટ કીધા સિવાયની કટલરી) | „ | ૧૫ ટકા |
| મશીનરી, જેવી કે બોઇલર્સ, એન્જીન્સ, જે છુટી આવી અત્રે ગોઠવાય અને વીજળી વરાળ કે ગેસથી ચાલે તે અને તેના ભાગો | „ | ૨ા ટકા |
| માણુસ અથવા જાનવરના બળથી ચાલતા મશીનો અને તેના ભાગો | „ | ૧૫ ટકા |
| લોખંડી સામાન અને હથીઆરો જેની વીગત ન જણાવેલ હોય તેની | „ | ૧૫ „ |
| વાજીત્રો, વાજા વિગેરે વગાડવાના યંત્રો | „ | ૩૦ ટકા |
| લોખંડી વાસણ, ડબા, ઢોલ ત્રાસા કે પડઘમ જેવી ચીજોની જુદી જુદી નક્કી કરેલી કીંમત ઉપર | „ | ૧૫ ટકા |
| તાર માટેના યંત્રો અને સામાન જે રેલ્વે કંપનીઓ આયાત કરે તે | „ | ૧૦ ટકા |
| લોખંડનો જુદી જુદી જાતનો બર, જેવો કે સળીઆ, ભારોટો અને થાભલા, લોખંડી દોરડા, સ્ટીમરની બીડીઓ અને નાગરો, બોલ્ટસ અને નટસ, ખીલા, રીવેટ, વોશર્સ પાઇપ્સ, ટયુબ્સ, કોરોગેટેડ ગાલ્વેનાઇઝડ પતરા, એ દરેકની (લોઢાનો Iron ) નો અને પોલાદનો (Steel) નો જુદો જુદો ભાવ) કીંમત હંદરવેટ અને ટન ઉપર નક્કી કરાયેલ છે તેના ઉપર | „ | „ |
| રેલ્વેનો સામાન જેવો કે પુલ બાધવાના સ્લીપરો, પુલો, બ્રેકનો, ડબાઓનો સામાન, સીગ્નલો, વેગન્સ, ટ્રકસ, ક્રેઇન્સ ( માલ ચડાવવાના ઉંટડા અને ચારીઓ) તથા એવોજ બીજો સામાન જે રેલ્વે માટે મંગાવવામા આવે તે ઉપર | „ | „ |
| જુનું લોખંડ અથવા પોલાદ | „ | „ |
| હાર્ડવેર, આયર્નમોગરી અને બીજા બધા ઓજારો | „ | ૧૫ ટકા |
| બીજા બધા ઓજારો | „ | „ |
| ફરનીચર, કેબીનેટ અને લાકડાની બનાવેલી બધી ચીજો | „ | „ |

| ચીજનું નામ. | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાત કેટલી ? |
|---|---|---|---|
| | | રૂ આ પા | |
| **ધાતુઓ.** | | | |
| સોના, ચાંદીના તાર, બનાવેલા ઘાટ તથા બનાવેલા પતરા વિગેરે | | કીંમત ઉપર | ૩૦ ટકા |
| એલ્યુમીનમ ગોળ બાધા | રતલ | ૦-૧૫ ૦ | ૧૫ ટકા |
| ” પતરાં | ” | ૦-૧૪ ૦ | ” |
| **પીતલ.** | | | |
| પતરા રતલી ચોરસ | હંડરવેટ | ૬૦-૦-૦ | ” |
| ” ” ગોળ બાધના | | કીમત ઉપર | ” |
| પીતલનો વાળો તથા બીજી જાત | | ” | ” |
| જુનુ પીતલ | | ૩૦-૦-૦ | ” |
| **ત્રાંબુ** | | | |
| પતરા | ” | ૬૫-૦-૦ | ” |
| જુનું ત્રાબું | ” | ૩૬-૦-૦ | ” |
| ત્રાબાના ગચીઆ, લાઠા, પાટલા | ” | ૫૫-૦-૦ | ” |
| ત્રાબાનો વાળો તથા બીજી પરચુરણ ચીજો | | કીંમત ઉપર | ” |
| | | | ” |
| જર્મન સીલ્વર, જસત | | ” | ” |
| પારો | રતલ | ૨-૪-૦ | ” |
| કલાઇ (પાટલા) | હંડરવેટ | ૧૫૦-૦-૦ | ” |
| ” ગુચળી વિગેરે | | કીમત ઉપર | ” |

## જગાત ગણવાની રીત

હીંદમાં કસ્ટમ ખાતામાં જે જગાતો પરદેશથી આવતા માલ ઉપર લેવાય છે તેના દરોનું ધોરણ જુદું જુદું છે એટલે સુતર ઉપર પાચ ટકા લોખંડ ઉપર ૧૦ ૦/૦ એમ જુદા જુદા માલ ઉપર જુદા જુદા ધોરણ મુજબ કોઇમાં ૧૧ ૦/૦ ટકા, કોઇમા ૧૫ ૦/૦, અને કોઇમા ૩૦ ૦/૦ ની છે હવે તે જગાત કેમ ગણવામા આવે છે તેની એક ટુંકી અને સાદી રીત નીચે મુજબ **વેપારીઓની સગવડ ખાતર** જણાવાય છે —

જગાતના હિસાબ ગણવાની સહેલી રીત

માલની કીમત બજાર ભાવે અગર મુકરર કહેલા ભાવે ગણી તેના ઉપર નક્કી કહેલા ટકા લેવામા આવે છે, પણ તેમાથી જેટલા ટકા જગાત હોય તેટલા ટકા બાદ આપવામા આવે છે દાખલા તરીકે રૂ ૧૦૦ ની કીંમતના માલ ઉપર ૧૧ ૦/૦ ટકા જગાત હોય તો તે ઉપર રૂ ૧૧) લેવામા આવતા નથી, પરંતુ રૂપીઆ ૧૦૦ માંથી ટકા ૧૧) બાદ કરતા જે રૂ ૮૯) બાકી રહે તે ઉપર જગાત ગણાય છે આ પ્રમાણેનુ ધોરણ લગભગ બધા માલ ઉપર અને બધી તરેહની જગાતમા જેની જગાત ' એડવેલોરમ'' મુજબ હોય તેમા સરખુ છે પરંતુ તેના હિસાબ ગણવાની રીત જુદી જુદી હોય છે જગાત સાથે એક માલની પડતર કીમત (Cost Price) લગભગ કેટલી થાય તે ઉપજાવી કાઢવાને વાસ્તેજ સદરહુ હકીકત આપવામા આવે છે

૧—જે માલની ઉપર ૧૧ ૦/૦ અગીઆર ટકા જગાત નખાયેલી હોય તે નીચેની રીતથી શોધી શકાય છે —

માલની જે કીંમત આંકવામા આવી હોય તેને ૧૧ થી ગુણી અને ૧૧૧ થી ભાગવાથી જગાત કેટલી આવશે તે લગભગ નક્કી કરાય છે દાખલા તરીકે એક માલની કીમત જો રૂ ૫૦૦) થતી હોય તો તેને ૧૧ થી ગુણતાં ૫૫૦૦ આવ્યા અને ૧૧૧ થી ભાગતા રૂ ૪૯-૮-૯ આવ્યાં આટલી જગાત તે રૂપીઆ પાચસોના માલ ઉપર લગભગ લેવામા આવે છે

ચોકસ જગાત કેટલી આપવી પડે છે તેની આ રીત છે, પરંતુ તેનો હિસાબ મોઢેથી અને જલદીથી કરવો હોય તો આંકેલી કીમત ઉપર **અગીઆર ટકા લેખેની જગાતના** દરે લગભગ ૯⅘ ટકા જગાત ગણી લેવી

૨—જે માલના ઉપર ૧૫ ૦/૦ પંદર ટકા જગાત નાખવામા આવી હોય તેની જગાત નીચે મુજબ શોધી શકાય છે —

માલની જે કીમત આકવામા આવી હોય તેને ૩ થી ગુણી ૨૩ થી

ભાગવાથી જગાત કેટલી આવશે તે લગભગ નક્કી કરાય છે જેમ કે એક માલની કીમત જો રૂા ૫૦૦ થતી હોય તો તેને ૩ થી ગુણુતા ૧૫૦૦ આવ્યા અને ૨૩ થી ભાગતા રૂા ૬૫–૩–૬ આવ્યા આટલી જગાત તે રૂપીઆ પાચસોના માલ ઉપર લગભગ લેવામા આવે છે

ચોકસ્સ જગાત કેટલી આપવી પડે છે તેની આ રીત છે પરતુ તેનો હિસાબ મોઢેથી અને જલદીથી કરવો હોય તો આકેલી કીંમત ઉપર **પંદર ટકા લેખેની જગાતના દરે** લગભગ ૧૩ તેર ટકા ગણી લેવી

૩ જે માલ ઉપર ૩૦ ०/० ત્રીસ ટકા જગાત નખાયેલી હોય તે નીચેની રીતથી શોધી શકાય છે —

માલની જે કીંમત આકવામા આવી હોય તેને ૩ થી ગુણી ૧૩ થી ભાગવાથી જગાત કેટલી આવશે તે લગભગ નક્કી કરાય છે દાખલા તરીકે એક માલની કીમત રૂા ૫૦૦) થતી હોય તો તેને ૩થી ગુણુતા ૧૫૦૦ આવ્યા અને ૧૩ થી ભાગતા રૂા ૧૧૫–૬–૨ આવ્યા આટલી જગાત તે રૂપીઆ પાચસોના માલ ઉપર લગભગ લેવાય છે ચોકસ્સ જગાત કેટલી આપવી પડે તેની આ રીત છે પરતુ તેનો હિસાબ મોઢેથી અને જલદીથી કરવો હોય તો આકેલી કીમત ઉપર **ત્રીસ ટકા લેખેની જગાતના દરે** લગભગ ૨૩ ०/० ત્રેવીસ ટકા ગણી લેવી

૪ જે માલ ઉપર ૫ ०/० પાચ ટકા જગાત નંખાયેલી હોય તેની જગાત કાઢવા માટે જે કીમત આકવામા આવી હોય તેને ૧૦ ગુણી ૨૧ થી ભાગવાથી લગભગ તેટલી જગાત આવશે અને આ દરે લગભગ ૪$\frac{૮}{૧૦}$ ટકા જગાત ગણી લેવી ટુંકમા નીચેનો કોઠો કાપડ સુતરના વેપારીઓનો ઉપયોગી થવા આપેલ છે

| કેટલા ટકા લેખે જગાત હોય તો | કેટલાએ ગુણવા | કેટલાએ ભાગવા | લગભગ કેટલા ટકા |
|---|---|---|---|
| ૧૧ | ૧૧ | ૧૧૧ | ૯$\frac{૯}{૧૦}$ |
| ૧૫ | ૩ | ૨૩ | ૧૩ |
| ૩૦ | ૩ | ૧૩ | ૨૩ |
| ૫ | ૧૦ | ૨૧ | ૪$\frac{૮}{૧૦}$ |

ખાડ વિગેરે ઉપર ૨૫ ટકા જગાત "ટારીફ" (બાધેલા ભાવ) મુજબ હોવાથી હિસાબ ગણુવા સહેલા છે

## હીંદુસ્તાનમાંથી જે માલની "નીકાશ" થાય તેની ઉપર જગાતની નોંધ

## Export Tariff.

| ચીજનું નામ | કયા વજન ઉપર | તેનો મુકરર કરેલો ભાવ | જગાતના દર |
|---|---|---|---|
| | | | રૂ આ પા |
| ચોખા અને ચોખાનો આટો | ૮૨⅚ રતલના મણ દીઠ | | ૦—૩—૦ |
| ચા | ૧૦૦ રતલ દીઠ | | ૧—૮—૦ |
| શણ—ગુણી—બારદાન કે દોરડાના રૂપમા | ટનના રતલ ૨૨૪૦ દીઠ | | ૨૦—૦—૦ |
| હેશીઅન વિગેરે કતાન | ટનના રતલ ૨૨૪૦ દીઠ | | ૩૨—૦—૦ |
| કાચુ શણ કટકા | ૪૦૦ રતલની ગાસડી દીઠ | | ૧—૪—૦ |
| બીજી કોઇ જાત | ,, ,, ,, | | ૪—૮—૦ |

( શણુના ડુચા કાગળ બનાવવામા વપરાય છે તેની જગાત લેવાતી નથી )

| | | | |
|---|---|---|---|
| ચામડા (વગર કેળવેલા) | જુદી જુદી જાતના | રતલના ભાવ એક આનાથી છ આના સુધીના | ૫ ટકા |
| ,, બકરાના | નગનો ભાવ | ૧—૮—૦ | ૫ ટકા |
| ,, ઘેટાના | ,, ,, | ૦-૧૦ ૦ | ,, |



## ૪૫—નોરનો વેપાર—(Freight & Shipping Business)

જુદા જુદા દેશ અને સ્થળ માટે માલ લેતી સ્ટીમરનો નોર મેજરમેંટ (ભરતરી) તથા ગુણી ઉપર (ગણતરી) ના ટનના હિસાબે લેવામા આવે છે તે માલનો નોર વજનમા ભારે હલકાની ગણત્રી મુજબ રાખવામા આવે છે, અને તે નોરના ભાવ દરેક બજારના માલની કીમત ઉપર અસર કરે છે નોરના ભાવનો આધાર માલની નીકાશ–આયાતના જથ્થા ઉપર રહે છે, જો માલ મોટા પ્રમાણમા ચડગત થવાનો હોય તો ભાવ વધીને આકરા બને, અને માલની ચડગત ઓછી હોય અગર દેશાવર (યુરોપઆદિ) ની માલની માગણી વધારે ન હોય તો નુરના ભાવ કમતી રહે છે.

નોરના માલની ગણતરી અને ભરતરી

નુરનો ભાવ ટન ઉપર લેવાય છે ટનની ગણત્રા તે તે ચીજ ઉપર આધાર રાખે છે દાખલા તરીકે અલસી, સરસી વિગેરે બીઆ એક ટનમા ૧૬ હદરવેટ લેખે ગણાય છે, જ્યારે કપાશીઆ તથા એરંડા એક ટનના ૧૩ હદરવેટ લેખે ગણત્રીમા લેવાય છે, અને લોખંડઆદિ ધાતુઓ એક ટનમા વજન મુજબ ટન પુરેપુરો તોલીને લીએ છે ગાસડીઓ તથા પેટીઓ મેજરમેંટ (ભરતરી)થી લેવામા આવે છે 'ચેબર ઓફ કોમર્સ'નુ યુરોપી વેપારી મંડળ મુબઇમા છે તેણે ઉપર મુજબ માલના કાયદા કાનુનો સ્ટીમર કંપની ની સાથે સમજુતી કરી ઠેરવેલ છે તે મુજબ બધુ કામકાજ મુબઇમા ભરતરી–ગણત્રી ઉપર લેવાય છે

નોરના ભાવના સોદા સ્ટીમરના એજંટો અને નીકાશ કરનારા અમુક માસથી અમુક માસ સુધીના વાયદાના કરે છે જેમ કે ફેબ્રુઆરી–માર્ચ, માર્ચ ટુ મે એમ સીઝન મુજબ ભાવ જુદા જુદા પડે છે વજન અને ભરતીના ટન ઉપર દરેક બંદરવાર નોરના ભાવ જુદા જુદા હોય છ જેમ દેશની અંદર એક સ્થળેથી બીજે સ્થળે માલ લાવ લઇજા કરવા માટે ઓછી વધુ મજુરી હોય છે તેમ દરેક જુદા જુદા સ્થળો જેવા કે જીનોઆ, નેપલ્સ માર્સેલ્સ, લીવરપુલ, લંડન, ન્યુયોર્ક, આટવર્પ, હામ્બર્ગ, મુબઇ, મદ્રાસ, કોચીન અને કલકત્તા તથા નાતાલ, વિગેરેના ભાવ ઓછા વધુ છેટાના પ્રમાણમા રાખવામા આવે છે, અગર સ્ટીમરોની આવજાવ વધતી ઓછીના પ્રમાણમા રહે છે તેમજ માલના મોટા જથ્થાનો ભાવ પણ કમતી રખાય છે હાલમા માલના ટનનો શી ૧૬) અને કોલમા ટનનો ભાવ શી ૧૩) ગણાય છે તેના લડાઇ દરમ્યાન ટન એકના શીલીંગ ૪૦૦) થયા હતા સીડ વ્હીટ વિગેરે બીઆનો ભાવ બીજા નાક કરતા ઓછોજ હોય છે, જ્યારે કોલસાનો ટનનો ભાવ સહુ કરતા પણ ઓછો હોય છે કારણકે સ્ટીમર "ચાર્ટર"

કરે અગર ખાલી પાછો વળતી હોય ત્યારે તેમા નીરમની તો ખાસ જરૂર પડે તેથી તેનો ભાવ ઉપરના બીજા માલના હિસાબે ઓછો હોય છે યુરોપથી નીરમ તરીકે સીમેટ ભરવામા આવે છે તેનો નોર હાલમા એટલો બધો ઓછો છે કે તેટલોજ દર દુવારકાથી મુબઇ સીમેટ મગાવવાથી બેસે છે હાલમા કાર્ડીફથી મુબઈ સુધીના કોલસાના નોરના શી ૧૩-૬ ગણાય વળી રૂ ચઢાવનારા અને સ્ટીમર-વાળા વચ્ચે ભાવના કોત્રાકટ અગાઉથીજ નક્કી કરાય છે સને ૧૯૨૫ ના આગસ્ટ વાયદાના સોદા શીલીંગ ૨૫ થી ૩૫ વચ્ચેના કોત્રાકટ થઇ ગયા છે

નોરનુ બજાર ઘણુખરૂ લડનના બજાર ઉપરજ આધાર રાખતુ હોવાથી લડનથી દુનીઆના મોટા બદરો કેટલા માઈલ દૂર છે તે જણાવવું યોગ્ય હોવાથી નીચે મુજબ આપેલ છે

લડનથી કેટલા માઇલ દૂર ?

| | | | |
|---|---|---|---|
| આલેકઝાન્ડ્રીઆ | ૨૯૮૦ માઇલ | કીંગસગઉન (જામેકા) | ૪૩૦૫ માઇલ |
| બાબેડોઝ | ૩૮૧૨ ,, | ન્યુયોર્ક | ૩૭૪૦ ,, |
| આમસ્ટર્ડામ | ૨૬૨ ,, | ફીલાડેલ્ફીઆ | ૩૪૦૪ ,, |
| બાટેવીઆ | ૧૧૪૯૦ ,, | કીબેક | ૩૦૮૦ ,, |
| મુબઇ | ૧૦૭૦૩ ,, | રીઓદજાનેરો (બ્રાઝીલ) | ૫૦૭૬ ,, |
| મદ્રાસ | ૧૦૮૮૮ ,, | સેટ હેલીના | ૩૪૩૩ ,, |
| કલકત્તા | ૧૧૫૩૧ ,, | વનીસ | ૨૯૫૦ ,, |
| બોસ્ટન | ૩૦૮૪ ,, | વોશીંગ્ટન (કાનેડા) | ૩૬૧૨ ,, |
| બ્રેમેન (જર્મની) | ૪૦૮ ,, | સૌધામ્પટન | ૨૧૧ ,, |
| ગ્લાસગો | ૮૦૭ ,, | હાલીફાકસ | ૨૭૦૬ ,, |
| હાવાના | ૪૧૯૭ ,, | | |

સને ૧૯૧૪-૧૮ ની જર્મન-બ્રીટીશ લડાઇ અગાઉ દુનીઆમા વેપારી વહાણવટામા ઇંગ્લડ તથા જર્મની મોટે ભાગે અગ્રેસર ગણાતા અને જર્મનીની "ડચેસ ઓસ્ટ આફ્રીકા" અને બીજી લાઇનો દુનીઆના દરેક ભાગમા આવજા કરતી અને અમેરીકાની "કુનાર્ડ" લાઇનો તથા બ્રોટીશની પી ઓ કુ ની અને "બ્રીટીશ ઈંડીઆ સ્ટીમનેવીગશન કુ" સાથે આફ્રીકાના અને યુરોપના બદરોમા હરીફાઈ કરતી હતી, જેથી વેપારીઓને માલનો નોર ખાસ કીફાયત ભાવે તે અરસામા પડતો હતો

આપણા દેશમા વેપારી વહાણવટાનો વહીવટ મુખ્ય ભાગે પરદેશી કપ-નીઓના હાથમાજ છે દેશી કુપનીઓ વહાણવટામા કહીએ તો "ધી સીંધીઆ સ્ટીમ નેવીગેશન" કુ અત્યારે અગ્રેસર કહી શકાય બીજી કુંપનીઓ છે તે દેશના અદરના ભાગમા પોતાના વહાણોમા માલ અને માણસો લાવ લઇજા કરી શકે એટલી નાની છે. હાલમા હીંદમા વેપારી વહાણવટાને લગતી કઇ કઇ કુપ-નીઓ છે, તેની હકીકત નામ-ઠામ અને એજટો સહિત નીચે આપા છે તે ઉપરથી દેશી અને પરદેશી કુપનીઓ જોઈ શકાશે.

| નામ | કયા કયા બંદરો ધરે છે. | એજન્ટસ-ઠેકાણું. |
|---|---|---|
| "(એલરમેન્સ)" "સીટી એન્ડ હોલ લાઇન્સ" | મુંબઇ અને કરાચીથી તથા મોર્મુગોવા અને મદ્રાસથી ઉપડી યુરોપના બંદરો ૪ તી ફરતા માર્સેલ્સ અને લંડન લીવરપુલ (૨) મુંબઇ કલકત્તા અને કાલંબોથી ચીન જાપાન, પીનાગ, સીંગાપુર વિગેરે (૩) મુંબઇ, કલકત્તા કાલંબોથી આસ્ટ્રેલીઆ, ન્યુઝીલાંડ અને ટાસ્માનીઆ | મેસર્સ કીલીકનીક્ષન કું હોમસ્ટ્રીટ મુંબઇ. |
| ૨ બી. બી. લાઇન | રંગુન અને કોલંબાથી માર્સેલ્સ, લંડન તેમજ પૉર્ટ સૈઇદ થઇ જીબ્રાલ્ટર માર્ફતે યુરોપના બંદરો | કીલીક નીક્ષન કું હોમસ્ટ્રીટ મુંબઇ |
| ૩ એંકોર લાઈન | મુંબઇ અને કલકત્તાથી સુવેઝ પોર્ટ સૈયદ અને અલેકઝાન્ડ્રા થઇ માર્સેલ્સ લીવરપુલ અને યુરોપના બંદરો | ડબલ્યુ એન્ડ એ ગ્રેહામ કું ગ્રેહામ બીલ્ડીંગ મુંબઇ. |
| ૪ એલરમેન એન્ડ બકનોલ સ્ટીમ શીપ કું૦ લીમીટેડ (અમેરીકન એન્ડ ઇંડીઅન લાઇન | મુંબઇ-કરાચીથી ન્યુયોર્ક, બોસ્ટન, વિગેરે અમેરીકાના બંદરો માલ અને પેસેન્જરોને લાવ લઇજા કરતી | ફોર્બ્સ ફોર્બ્સ કેમ્પબેલ એન્ડ કું લીમીટેડ. C/o ફોર્બ્સ બીલ્ડીંગ હોમસ્ટ્રીટ, મુંબઇ |
| ૫ ઓરીએન્ટ લાઈન | મુંબઇ, કોલંબો અને સીલોનના બંદરો ઇજીપ્ત તથા ઇટાલીના બંદરો, જીબ્રાલ્ટર, ગ્રેટબ્રીટન અને ફ્રાન્સના બંદરો તેમજ આસ્ટ્રેલીઆના બંદરો ફરતી | વ્હીટૉલ એન્ડ કું. કોલંબો |
| ૬ યુનાઇટેડ નેધર્લાંડસ નેવીગેશન કું૦ (હોલંડ-બ્રીટીશ ઇંડીઆ લાઇન) | મદ્રાસ, રંગુન, કલકત્તા અને કોલંબાના બંદરોથી યુરોપ અને અમેરીકાના બંદરો ઉપરાંત ખાસ કરીને હોલંડના બેલ્જીઅમના અને જર્મનીના બંદરોએ જતી | જે. ડી. સાસુન એન્ડ કું બેલાર્ડ પીઅર મુંબઇ |

| નામ | કયા કયા બંદરો ધરે છે | એજન્ટસ-ઠેકાણું |
|---|---|---|
| ૭ પી એન્ડ ઓ (પેનીનસુલર એન્ડ ઓરીએન્ટલ) સ્ટીમ નેવીગેશન કુાં૦ એન્ડ બ્રીટીશ ઇન્ડીઆ સ્ટીમ નેવીગેશન કુાં૦ | (૧) મુંબઇથી કોલંબો, સીંગાપુર હોંગકોંગ થઇ જાપાની બંદરો (૨) આફ્રીકાના બંદરો સીચલ, મોમ્બાસા, જંગબાર, દારેસલામ, મોઝાંબીક, બેરા, ડેલાગોઆબે અને ડરબાન (૩) આસ્ટ્રેલીઆ, ચીન, માર્સેલ્સ વિગેરે ફ્રાંસના બંદરો થઇ લંડન, લીવરપુલ (૪) નાની લાઇન (Inward coast) મુંબઇ, કરાચી, ઇરાની અખાતનો બંદરો, તુતુકોરીન, કોલંબો, મદ્રાસ, કલકત્તા, અને રંગુન તથા મલબાર કીનારાના બંદરો માટે માલ અને મુસાફર લાવ લઇજા કરતી. (૫) કાઠીઆવાડ કચ્છ અને કરાચી લાઇન તે નાની લાઇન આ કુંપનીનીજ છે | મેકીનન મેકન્ઝીની કુાં બેલાર્ડરોડ ફોર્ટ મુંબઇ |
| ૮ એશીઆટીક સ્ટીમ નેવીગેશન કુાં૦ | કોલંબો, કલકત્તા અને કીનારાના બંદરોએ ધરતી માલ-મુસાફરો લાવ લઇજા કરતી | ટર્નર, મોરીસન કુાં. લીમીટેડ ૧૬, બેંકસ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ |
| ૯ ધી મોગલ લાઇન (મુંબઇ અને ઇરાની અખાતના બંદરો વચ્ચે ફરતી સ્ટીમરોની લાઇન) (ધી બોંબે એન્ડ પર્શીઆ સ્ટીમ-નેવીગેશન કુાં૦) | મુંબઇથી-કરાંચી, રાતા સમુદ્રના બંદરો, ઇરાની અખાતના બંદરો, મોરીસ્યસ, વિગેરે માલ અને મુસાફરો લાવ લઇજા કરતી (ખાસ હાજીઓ માટેની લાઇન) કલકત્તાથી રાતાસમુદ્રના બંદરોએ પણ ઉપડે છે. | ” |
| ૧૦ ટોયો કીશન કઇશા (જાપાની) | મુંબઇથી-દક્ષીણ અમેરીકાના 'વાલપારેસો” વિગેરે 'પાસીફીક” મહાસાગરના બંદરો, જાપાની બંદરો અને હોનોલોલુ-શાંઘાઇ હોંગકોંગ અને યુરોપના બંદરોએ ધરતી સ્ટીમરો | પોતાની ઓફીસ મેલાડ પીએર તેમજ ગ્રીન્ઝ કુા ચર્ચગેટ સ્ટ્રીટ |

| નામ | કયા કયા બંદરો ધરે છે | એજન્ટસ-ઠેકાણું |
|---|---|---|
| ૧૧ નીપોન યુશેન કઇશા (જાપાની) | મુબઇથી-જાપાનના બંદરો, સીંગાપુર, હોંગકોંગ, શાંધાઇ વિગેરે | નીપોન યુશેન કઇશા C/o એલીસ બીલ્ડીંગ હોર્નબીરોડ મુંબઈ |
| ૧૨ ઓશાકા સુસેન કઇશા લાઇન (જાપાની) | ,, ,, | ઓશાકા સસેનકેસા C/o બેલાર્ડરોડ, મુબઇ |
| ૧૩ સીંધીઆ સ્ટીમ નેવીગેશન કું૦ લીમીટેડ | (૧) રંગુન, મુંબઇ, કરાચી અને મલબાર કીનારાના બંદરો (૨) મદ્રાસ કોલંબો અને રંગુન (૩) કલકત્તા, કરાચી અને કોસ્ટાના બંદરો (૪) રંગુન અને કલકત્તા વચ્ચે | એજન્ટસ નરોતમ મોરારજીની કું સુદામા હાઉસ, ૩૧, સ્પ્રોટરોડ, બેલાર્ડ એસ્ટેટ મુંબઇ |
| ૧૪ ઇસ્ટ ઇંડીઆ સ્ટીમ નેવીગેશન કું૦ લીમીટેડ | કાઠીઆવાડના બંદરો નવીબંદર દીવ, વેરાવલ | આર ઇ કોવીન એન્ડ કું. ૬-૧૦ સરકલ કોટ મુબઇ |
| ૧૫ બોંબે સ્ટીમ નેવીગેશન કું૦ લીમીમીટેડ | (૧) મુંબઇથી માંગલોર અને ગોવા (૨) તથા ભાવનગર, જાફરાબાદ, દીવ, વેરાવલ, માંગરોળ, પોરબંદર ઉપરાંત ઉલ્ના તરફ (૩) કરાચી અને કચ્છના બંદરો | કીલીક નીક્ષન કું. |
| ૧૬ ધી ઇંડીઅન કોઓપરેટીવ નેવીગેશન એન્ડ ટ્રેડીંગ કું૦ લીમીટેડ | (૧) ગોવાલાઇન (અઠવાડીઆમાં ૪ વખત) રત્નાગીરી, જૈતાપુર, વિજયદુર્ગ, દેવગઢ માલવણ વેંગુરલા અને પંજીમ (૨) ડાભોલ લાઇન (હમેશાં) હરેશ્વર, હરનૈ, ડાભોલ (૩) માલવણ લાઇન (અઠવાડીઆમાં ત્રણ વખત) હરનૈ, જયગઢ, તોવરી, રત્નાગીરી, પુરનગર, જૈતાપુર, વિજયદુર્ગ, દેવગઢ અને માલવણ. | મેસર્સ જોશી એન્ડ કું. ધોબીતલાવ પ્રાગમહાલ મુબઇ |
| ૧૭ ઓરીએન્ટલ સ્ટીમ નેવીગેશન કું૦ લીમીટેડ | બંગાળાના કીનારા ઉપર તેના વહાણો સ્ટીમરો ફરે છે. | બન્ડો કું. ૩/૬ હેરસ્ટ્રીટ કલકત્તા |

| નામ. | કયા કયા બંદરો ધરે છે. | એજન્ટસ—ઠેકાણા |
|---|---|---|
| ૧૮ લોઇડ ટ્રીએસ્ટીનો એન્ડ મેરીટીમા ઇટાલીઆના | મુંબઇથી બ્રાંડીસી વેનીસ વિગેરે નપલ્સ, જીનોવા અને ઇટાલીના બંદરો થઇને અમેરીકાના બંદરો ધરતી | જી ફરેરો નીકનરોડ બેલાર્ડ ઇસ્ટેટ મુંબઇ |
| ૧૯ મેસેજરીસ મેરીટાઇમ્સ | કોલંબોથી આસ્ટ્રેલીઆ ચીન અને જાપાનના બંદરો તથા પોર્ટસૈયદ થઇ માર્સેલ્સ અને યુરોપના બંદરો | .. . |
| ૨૦ (કલકત્તા એન્ડ કોલંબો) ધી સાઉથ આફ્રીકા નાતાલ ડીરેકટ લાઇન | કલકત્તા અને કોલંબોથી પરભારી ડેલાગોઆબે, ડરબાન, કેપટાઉન અને ઇસ્ટલંડન | . . . |

આ ઉપરાત કલાન લાઇન જેવીની છુટક છુટક સ્ટીમરો તથા બીજી લાઇનો શો વોલેસ જેમ્સ ફીન્લે તેમજ વાલ્કર્ટ બ્રધર્સ પાસે આવે છે તે નિયમીત નહી હોવાથી જણાવેલ નથી

**આ ઉપરાંત કેટલીક લાઇનો ફક્ત કલકત્તાથીજ દુનીઆના જુદા જુદા બંદરો માટે માલ માટેજ ઉપડે છે જેવી કે—**

| | | |
|---|---|---|
| ૧ ધી નોર્વેજીઅન આફ્રીકા એન્ડ આસ્ટ્રેલીઆ લાઇન | કલકત્તા અને બર્માના બંદરોથી માર્સેલ્સ અને સ્પેનના બંદરો થઇ નોર્વે—સ્વીડન અને ડેનમાર્કના બંદરો માટે | વાલકર્ટ બ્રધર્સ મુંબઇ અને કલકત્તા |
| ૨ કુનાર્ડ લાઇન | કલકત્તા અને કોલંબોથી ન્યુયોર્ક—બોસ્ટન, ફીલાડેલ્ફી આ અને બાલ્ટીમોર માટે | ગ્રેહામ કું ૯ કલાઇવ સ્ટ્રીટ કલકત્તા |
| ૩ યુલ અને કેર લાઇન (ફક્ત માલનેજ માટે) | ,, ,, | એન્ડ્રુયુલ કું ૮ કલાઇવ સ્ટ્રીટ કલકત્તા |
| ૪ ધી સ્વીડીશ ઇસ્ટ એશીઆટીક કું. લીમીટેડ | કરાચી, મુંબઇ, કોલંબો મદ્રાસ રંગુન અને કલકતાથી સુવેઝ રસ્તે થઇ સ્વીડન નોર્વેના બધા બંદરોએ જતી. | લાયોનલ એડવર્ડસ ૧ કલાઇવ બીલ્ડીંગ્સ કલકત્તા |

| નામ | કયા કયા બંદરો ધરે છે | એજન્ટસ-ઠેકાણું. |
|---|---|---|
| ૫ હોલેંડ બ્રીટીશ ઇંડીઆ લાઇન | ફક્ત કલકત્તાથી હોલંડ અને જરમનીના બંદરો | રાલી બ્રધર્સ |
| ૬ પાસીફીક મેઇલ સ્ટીમ કું (માલજ લેતી) | ફક્ત કલકત્તાથી મનીલા વિગેરે થઇ ઉત્તર દક્ષિણ અમેરીકાના બધા બંદરો કરતી | ધી એંગુસ કો ૩ કલાઇવ રોડ કલકત્તા |
| ૭ ઇસ્થમીઅન સ્ટીમશીપ લાઇન્સ | કલકત્તાથી આટલાંટીક મહાસાગરના ઉત્તર તરફના બંદરો | ,, ,, |
| ૮ ઇન્ડો ચાઇના એન્ડ અમેરીકન લાઇન | કલત્તાથી ચીન-જાપાનના બંદરો થઇ હોનોલોલુ-ફીલીપાઇનના બંદરો કરી અમેરીકાના બંદરો | જાર્ડીન સ્કીનર કો. |
| ૯ એન્ડ્રુ વીર કું. | કલકત્તાથી દક્ષીણ અમેરીકાના પેરૂ અને ચીલી તરફના બંદરો માટે માલ લેતી | ટર્નર મોરીસન કું. કલકત્તા |
| ૧૦ રીવર પ્લેટ | કલકત્તાથી બ્યુએનોસ એવર્સ અને મોન્ટીવાડીઓ તરફ | ,, ,, |
| ૧૧ હેરીસન લાઇન | કલકત્તાથી વેસ્ટ ઇંડીસના બંદરો, ક્યુબા, થઇ દક્ષીણ અમેરીકાના બંદરો તેમજ કાનેડા થઇ યુરોપના બંદરો | હોર મીલર કો. ફેરલીપ્લેસ કલકત્તા |
| ૧૨ જાવા બેંગોલ લાઇન (ફક્ત માલ માટે) | કલકત્તા રંગુનથી જાવાના તેમજ ડચઇસ્ટ ઇંડીઝના બધા બંદરો વિગેરે વિગેરે. | પોતાની ઓફીસ કલાઇવ સ્ટ્રીટ કલકત્તા |

ઉપરની જેટલી લાઇનો જણાવી તે દરેક લાઇનવાળા પાસે સ્ટીમરો કેટલી છે? કેટલા ટનની છે? તથા કયા કયા બંદરો ક્યારે ક્યારે ધરવાની છે? તેનો ઉપડવાનો ટાઇમ વિગેરે તેઓની ઓફીસોમાંથી મળી શકે છે. તેમજ આ ઉપરાંત કયા કયા બંદર માટે માલનું નુર શું છે? રીબેટની રૂઢી કેટલી છે? તથા જથ્થાબંધ માટેના સ્પેશ્યલ ભાવો પણ તેઓને પુછાવવાથી મળી શકે છે.

નોરના દરો વારવાર બદલાતા હોવાથી તે તથા રીબેટના દરો આપેલા

નથી એકજ દેશમા અને એકજ દિશામા એક કરતા વધારે લઇને કામ કરતી હોય ત્યા નોરમા ફાયદો પડે છે અને જ્યા તેમ નથી હોતુ ત્યા એક-હથ્થુ ભાવ રાખવામા આવે છે.

હીંદુસ્થાનના મોટા બંદરોએ દરવરસે કેટલી સ્ટીમરો અને વહાણોની આવજા થાય છે તેના આકડા જોતા આ "શીપીંગ બીઝનેસ" અર્થાત્ વહાણ વટાનો વેપાર કેટલો ચાલે છે? તે ધ્યાનમા આવશે સને ૧૯૨૦-૨૧ ની સાલમા નીચે જણાવેલા બંદરોએ બતાવેલી સંખ્યાના વહાણોની આવજા થઈ હતી અને તે એટલા ટનના હતા

| કયા બંદરે | સ્ટીમરો અને વહાણોની સંખ્યા | કેટલા ટનના આવ્યાં. |
|---|---|---|
| મુંબઇ | ૧૫૯૨ | ૩૯ લાખ ૧૪ હજારનાં |
| કલકત્તા | ૧૨૯૫ | ૪૦ ,, ૮૮ ,, |
| તુતુકોરીન | ૨૯૨ | ૩ ,, ૯૭ ,, |
| રંગુન | ૫૯૧ | ૧૬ ,, ૨૨ ,, |
| કરાચી | ૧૨૬૭ | ૧૪ ,, ૩ ,, |
| મદ્રાસ | ૩૬૬ | ૧૧ ,, ૯૩ ,, |
| નેગાપટમ | ૧૬૦ | ૨ ,, ૭૨ ,, |
| કોચીન | ૫૪ | ૭૮ હજારના (લગભગ) |
| કુડલોર | ૬૪ | ૮૪ ,, ,, |
| વસઈ | ૩૬ | ૬૧ ,, ,, |
| ચીતાગોગ | ૧૫ | ૪૩ હજારના |
| કોકનાડા | ૭ | ૧૧ ,, લગભગ |
| મ્રાગલોર | ૪૮ | ૧૭ હજારના |
| કાલીકટ | ૧૪૧ | ૭૧ ,, લગભગ |
| તેલીચેરી | ૪ | ૧૧ ,, ,, |
| અકયાબ | ૧૧૭ | ૫૫ હજારના |
| મુલમેન | ૩૩ | ૨૮ ,, |

ઉપર મુજબ સ્ટીમરો અને માલના વહાણો થઈ કુલ્લે ૬૧૪૨ થયા જેનું વજન ૧ કરોડ ૩૩ લાખ ૬૧ હજાર ટન થાય છે આ ઉપરાત હીંદના બીજા બંદરોએ (બીજાં રાજ્યો જેવા કે પોર્ત્તુગીઝ-ફ્રેંચ વિગેરેના બંદરોએ) જે વહાણો માલ અને મુસાફર માટે આવેલા તેની ગણત્રી કરતા એકંદર ૭૨૬૬૩ની આવજા આખા બ્રીટીશ હીંદના બંદરોએ સદરહુ સાલ દરમ્યાન થઈ હતી.

આ ઉપરથી એટલુ જ જાણુવાનું છે કે આ દિશામા હીંદનો વેપાર પરદેશી કુંપનીઓના હાથમાજ છે એકાદ સિવાય કોઇ પણુ દેશી કુંપની આ દિશામા જણાતી નથી

**હીંદનો જુના વખતનો વહાણુ નટાનો ઉદ્યોગ અને હાલ તે વધારવા શું કરવુ જોઇએ ?**

હીંદુસ્થાન એ ૪૦૦૦ માઇલના કીનારાવાળો અને દ્વીપકલ્પવાળો દેશ હોવાથી તેમજ બહોળા વેપારવાળો મુલક હોવાથી મોટા પ્રમાણુમા માલ અને મુસાફરોને લાવવા લઇ જવાના સાધનોની બહોળી જરૂરીઆત હમેશને માટે પડે છે અને આ વેપારમા દરવરસે ત્રીસકરોડ રૂપીઆ પરદેશી કુંપનીઓને ખટાવે છે હીંદના કીનારાનો દશટકા વેપારજ હીંદી કંપનીઓથી ચાલે છે પ્રાચીન સમયમા હીંદુસ્થાન વહાણુવટામા આગળ વધેલો દેશ હતો અને દરીઆ માર્ફતે જુદા જુદા દેશો સાથે પોતાનો સબધ બાંધ્યો હતો અને નામના મેળવી હતી અને હીંદમાજ બંધાયેલા વહાણો ચીન, આફ્રીકા, ઇજીપ્ત, અરબસ્તાન, તુર્કી ઉપરાત યુરોપના બંદરોએ જતા બહુ લાબા વખતની વાત બાજુએ મુકીએ તો થોડા સૈકા અગાઉ થયેલી ટ્રફાલગરની લડાઇમા હીંદી વહાણોએ ભાગ લીધો હતો, અને આફ્રીકાનો ડેલાગોઆબે સુધીનો કિનારો વસાવનાર દીવના વેપારીઓ પંદરમા સૈકાથીજ જાણીતા છે, જે હીંદનાજ વહાણોમા સફર કરતા હતા જે એજ બતાવે છે કે આ દિશામા હીંદ આગળ વધેલુ હતુજ. અને આજ આ દિશામા જાણે પરદેશી કંપનીઓ કેમ ઇજારો રાખી બેઠી ન હોય ? તેમ દેખાય છે આમ થવાનુ મુખ્ય કારણ એ છે કે હાલમા લોખંડથી મઢેલી અને વરાળયંત્રથી અને રમરના ઉપયોગવાળી સ્ટીમરો બંધાયાથી આ ઉદ્યોગને ફટકો પડયો અને તેમાય પરદેશી કુંપનીઓ હરીફાઇમા ઉતરતી વખતે રાજ્ય તરફથી ટેકો ન હોવાથી આ દિશામા હીંદનો દેશી સાહસ ઉભો થયો નહી જ્યારે જયારે આ આ દિશામા સાહસ ઊભા થયા છે ત્યારે ત્યારે હરિફાઇમા આવતી કંપનીઓને હઠાવવાને વાસ્તે જુની કંપનીઓ પોતના નુર એકદમ ઘટાડી નાખે તે એટલે સુધી કે સામી બક્ષીસ આપી મફત માલ અને મુસાફરને લઇ જાય આવા દાખલા આફરીકાની સ્ટીમરોમા જર્મન કુંપનીઓ સાથે બ્રીટીશ ઇંડીઆ કુંપનીને ઉતરવુ પડયુ અને જ્યાસુંધી સમાધાની થઇ નહી (૧૯૧૦ પહેલા) ત્યારે જે બનાવ બન્યા હતા તે ઉતારૂઓને યાદ હશે આવા કારણુથી પણુ દેશી વહાણુવટું ખીલી શકતુ નથી આ શિવાય બીજા અંતર કારણો છે કે જેને લીધે બંગાળ સ્ટીમ નેવીગેશન કુ૦, ધી ઇન્ડીઅન સ્ટીમ નેવીગેશન કુ૦ અને ધી એંગ્લો ઇંડીઅન સ્ટીમ નેવીગેશન કુંપનીઓ પડીભાગી તેમાના કેટલાક કારણો ભાઇ સંપટ નીચે મુજબ જણાવે છે તે ખરા છે.

" વેપારીઓ અને વકીલો કે જેઓને સ્ટીમર લાઇનનુ જ્ઞાન નહિ તેઓએ કામકાજ બજાવવાનો ભાર ઉપાડયો અને તેથી યુરોપ અને અમેરીકા વિગેરે સ્થળોએ સ્ટીમરો ખરીદતી વખતે છેતરાયા અને મોટી કીંમત આપી દીધી તેઓ દુનીઆની નુરના બજારોથી, દેશાવરોના જગાતી ધોરણોથી, પોર્ટ અને હારબર એટલે બંદરોના ખરચાથી, વ્યાપારી શીરસ્તાઓથી અને માલ ભરવાની રૂઢીઓથી અણવાકેફગાર હોવાથી તેઓ નીષ્ફળ નીવડયા વળી સ્ટીમરો માટે કોલસો કયાથી મેળવી શકાશે ? સ્ટોરની વસ્તુઓ કીફાયત ભાવે કયાથી અને કયા શીરસ્તાએ લઇ શકાશે ? સ્ટીમરોમા કેટલી ખોરાકી અને જરૂરીઆતની ચીજો જોઇશે ? તે સર્વ વિષયોનુ જ્ઞાન તેઓને નહોતું" આ કારણો સિવાય બીજા પણ ખાસ મુખ્ય છે તેમજ નવી કપનીઓ ઊભી થાય તેને કામ મલવામા મોટી મુશ્કેલી એ આવે છે કે ખુદ હોદ્દી વેપારીઓ કે જેઓ ઘણા વખત થયા પરદેશી કુપનીઓ સાથે કામ પાડતા આવેલા હોય અને જે સગવડો તેને ત્યા મલતી હોય તે અહી નવી કુપનીમા મલશે કે કેમ ? હમેશને માટે પોતાનુ કામ તે નવી કપની નીભાવી શકશે કે કેમ ? દેશાવરો ખાતે માલ પહોચાડવાને બીજી કપનીઓ સાથે નવી કપની ગોઠવણ કરી શકશે કે કેમ ? (કારણકે ટ્રાન્શીપ માલ થતો હોય ત્યા બીજી કપની સાથે ગોઠવણ હોય તોજ થઇ શકે) આ બધા સશયો માટે વિચાર કરે છે તે ઉપરાત રીબેટ તરીકે નાણાની મોટી રકમ જે જુની કુપની સાથેના થયેલા કામકાજ માટે લેણી પડતી હોય તે વસુલ કરવામા વાધો આવે છે કેમકે નવી કુંપની મારફને માલ ચડાવે તો રીબેટ ઉપરનો હક્ક જતો રહે છે આટલા બધા જોખમો તો દેખીતા છેજ તે ઉપરાત જુનો વહીવટ કરતી કુપનીઓ હરીફાઇમા ઉતરી માલનો નોર એટલો બધો ઘટાડે છે કે સ્ટીમર ચલાવવાનો ખરચો પણ નુરમાથી પણ આપે છે આફ્રીકાના બદરો માટેનો જર્મન અને બ્રીટીશ ઇંડીઆ કુ નો દાખલો મોજુદ છે કે જે પેસેજર પોતાની સ્ટીમરમા ચડે તેનુ નુર ઘટાડી મુબઇથી નાતાલ સુધીના રૂા ૩૦ રાખવામા આવ્યા હતા, સવત ૧૯૫૩મા જેનો ભાવ આજે રૂા ૧૨૫ જેટલો છે જુની કુપનીઓને આ સાહસ પોસાય કારણકે બીજા સ્થળોની કમાઇમાથી તે કાઢી પણ શકે અને નવી કપનીને આથી શોષવુ પડે અને ફડચામા જવાનો વખત આવે પણ જો આવી ઉભી થતી નવી કુપનીઓને સરકાર તરફથી ટપાલની, નોરના કોન્ટ્રાકટની કે નાની મુતી બાઉન્ટી મલવાની કે ઓછા વ્યાજે નાણા જેમ જાપાન અને અમેરીકા પોતાની સ્ટીમર કુપનીઓને આપે છે તેમ મલવાની કે મેલ કે કોલસો લઇ જવાના નફાકારક કોન્ટ્રાકટ કરવા રૂપે મદદ મલતી હોય તો અને દેશના બદરોમા ફરવા માટે અનુકુળ કાયદાઓ કરી સહાય અપાતી હોય તો આ ઉદ્યોગ ઉભો થઇ શકે ખરો રાજ્યની મદદથીજ આ સાહસ ઉભો થઇ શકે એમ જણાવવાને ખાસ દાખલો જર્મની વેપારી કાફલાનો છે. શન ૧૯૧૪ પહેલા

જર્મન વહાણુવટુ કેટલુ આગળ વધ્યુ હયુ અને D O A (ડચેસ ઓસ્ટ આફ્રીકા) લાઇનનો કેવડો મોટો વેપારી કાફલો ખાસ આફ્રીકાના બંદરોએ થઇ દુનીઆમા ફરતો હતો અને બ્રીટીશ ઇંડીઆ સ્ટીમ નેવીગેશન કુંપની સાથે હરીફાઇમા હતો તે કઇસરની મહેરબાની અને નાણાની મદદને આભારી હતો. તે હરીફાઇને લીધે મુંબઇથી ડરબન સુધીના નોરના (પેસેંજરના) રૂા ૩૦ હતા તેના આજે રૂા ૧૨૫ છે ગ્રેટબ્રીટન જેવો નાનો ટાપુ પણ દુનીઆમા વહાણુવટામા અગ્રેસર છે તેનુ કારણ પણ સરકારી મદદનેજ આભારી છે સદરહુ ઉદ્યોગ આગળ કેમ વધી શકે તે માટે સરકાર તરફથી હીંદના વહાણુવટાના ઉદ્યોગની તપાસ કરવા " ઇન્ડીઅન મરકન્ટાઇલ મરીન કમીટી " કેપ્ટન હેડલામના પ્રમુખપણા નીચે અને ૧૯૨૩ના નવેંબરથી નીમવામા આવી હતી તેમા દરેક મોટા શહેરોના સદરહુ ખાતાના અનુભવીઓની જુબાની લેવામા આવતા પોતાના મત નીચે મુજબ દર્શાવ્યા હતા —

(૧) કીનારા ઉપરનો વેપાર હીંદી સ્ટીમર કંપનીઓ મારફતેજ ચલાવવો જોઇએ, (૨) આ ઉદ્યોગ ખીલવવાને અને કેળવણી આપવાને એક " નોટીકલ સ્કુલ કે કોલેજ " સ્થાપવી જોઇએ કે જેમા સાયન્સ અને એસ્ટ્રોલોજીનું સંપૂર્ણ જ્ઞાન અપાવુ જોઇએ (૩) ટપાલનુ અને સરકારી માલ લાવ લઇજાનુ કામકાજ આપી સરકારે હીંદી કંપનીઓને ઉત્તેજન આપવુ જોઇએ (૪) ડીફર્ડ રીબેટ સીસ્ટમ ગેરકાયદેસર ગણવી જોઇએ * (૫) હીંદના વહાણુવટાના ઉદ્યોગને વધારવા નુરના દરો સરકારે નક્કી કરવા જોઇએ (૫) સ્ટીમરો બાંધવા સરકારે ઓછા વ્યાજે નાણા ધીરવા અગર તો બાઉન્ટી આપવી જોઇએ વિગેરે વિગેરે



* એટલે રીબેટ આપવાનુ હોય તેને માટે અમુક કાળ પર્યંત મુલત્વી રાખી આપવા કરતા નોરની સાથેજ બાદ કરી અપવુ અને વિલંબમા ન રાખવુ.

## ૪૬-વીમો (Insurance)

વીમો એટલે શું ?

વીમો એટલે હરકોઈ માલ, મિલ્કત યા જીંદગીનુ જોખમ બીજા કોઈ ઉપર ઠેરવી દેવુ તે તે ઠેરવવા માટેના ઠરાવ મુજબ તે આશામીને જે નાણા ભરવા પડે તે (Premium) કહેવાય છે વીમો મુખ્યત્વે ત્રણ પ્રકારે ઉતરાવી શકાય છે. આગનો, દરીઆ વિગેરે જળ ઉપરના માલનો અને જીંદગીનો.

અગ્નિની આચ કયે વખતે લાગશે ? આસમાની સુલતાની કયારે થશે ? વિગેરે બાબતોથી મનુષ્ય વાકેફ ન હોય તે સ્વાભાવિક છે તેથી પોતાની માલ મીલ્કતની સહિસલામતીની માટે થોડાક પૈસા આપી બીજાના ઉપર પોતાનુ જોખમ ઠેરવી શકાય છે વળી લેણદારોના નાણા ગફલતીથી જોખમમા ન આવી જાય તે માટે માલનો વીમો ઉતરાવવો જરૂરી છે કેમકે વ્યાપારી વ્યાજે નાણા લઇ વેપાર કરે, અને તે વ્યાપારી જ્યારે અચાનક આગના જોખમમા આવી જાય અને પોતાનુ દેવું અગર લેણદારોના નાણા ભરી ન શકે તે પ્રમાણિક ન કહેવાય; આથીજ પોતાના દેવાની જેને કાળજી છે તેનેજ પોતાના માલની કાળજી છે. **બેદરકારીપણું નુકશાન થવામાં નથી પણ નુકશાન થવાના જોખમમાં નાંખવામાં છે.** માટે દરેક વેપારીએ પોતાની માલ મીલ્કતનો વીમો ઉતરાવવો બહેતર છે વીમો ઉતરાવી થોડું ખર્ચ કરવુ એ સારૂ છે. કેમકે તેથી એ માલના જોખમની બળતરામાથી વેપારીનુ મન છુટું થાય છે કેટલાક વીમો ઉતરાવવો સારો છે એમ જાણતા છતા દીર્ઘસૂત્રતાને લીધે વિચારમાજ વખત કાઢી નાખે છે, અને માને છે કે જે વખત ગયો તેમા આપણા એટલા પૈસા બચ્યા, પણ આ ઢીલ બહુ જોખમકારી છે એમ જ્યારે અચાનક જોખમાવવાનો વખત-મુબઇમા મુલજી જેઠા કાપડ મારકીટમા સને ૧૯૭૬ની સાલમા આગ લાગી અને કેટલાકોએ વીમો નહી ઉતરાવેલ હોવાથી જોખમાયાનો વખત આવ્યો તેમ વખત-આવે ત્યારે સમજાય છે

વીમો અને વીમા કુ પનીઓ

વીમો દરેક રીતનો ઉતરાવી શકાય એવી હાલમા સુધરેલી ગોઠવણ થઇ ચુકી છે મકાન સાથે અ દરના માલનો, રાચરચીલાનો, મોટરકારનો, મોટરલોરીનો અને અ દર બેસનારના નામની પાલીસી કરાવી હોય તો તેનો તથા ડ્રાઇવર (હાકનાર) સુદ્ધાનો વીમો ઉતરાવી શકાય છે તેમજ માણસની જીંદગીનો, જીવતા નાણા લેવા હોય તો તે મુજબ અગર મરી ગયા બાદ પાછળનાને નાણા મળી શકે તેવો તથા એક દેશથી બીજે દેશ માલ દરીઆ રસ્તે કે રેલ્વે, ટપાલ કે વિમાન વિગેરે રસ્તે મોકલ્યો હોય તેનો પણ વીમો ઉતરાવી શકાય છે, જેની વિગતવાર હકીકત નીચે આપેલી છે.

વીમો ઉતારવાનો ધંધો કરનારી આજકાલ સેકડો કંપનીઓ નીકળી પડી છે, પરંતુ તેની પસદગી કરવામા ખસ સભાળ રાખવાની જરૂર છે ફાયર (આગની), મરીન (દરીઆઇ) અને લાઇફ (જીદગી) નુ કામકાજ કરનારી કુપ-ઓની બ્રાચો તથા એજસીઓ મલીને આશરે દોઢસો લગભગ કુંપનીઓ મુબ-ઇમા છે, જેમા દેશી કુંપનીઓની સખ્યા આશરે ૨૫ જેટલી છે કુંપનીની મુડી કે ભડોળ ઉપર મોહી જવાનુ નથી કેમકે એ કુંપનીઓ ઉપર કાયદાની સત્તા છે, એટલે દરેક કુંપનીની જામીનગીરી સરકારમા રહે છે તે એવી રીતે કે જેટલુ પ્રીમીયમ આવે તેના અમુક ટકા રીઝર્વ ફંડમા નાખતા બચેલી રકમ ગવર્નમેંટ સીકયુરીટીમા રોકવી એવો તેમના ઉપર કાયદો છે. તેથી તેની મુડી કે ભડોળ ઉપર મોહી જવાનુ નથી પરતુ સારી ગણાતી કપનીએ સાધારણ વેપારીઓ સાથે પોતાની ખોટનો નીકાલ કેવી રીતે કરેલો છે તે ઉપર જોવાનુ છે બારે માસ જયા સુધી પ્રીમીયમ મલતુ હોય, અગર જયારે વીમો ઉતરાવવા જઇએ ત્યારે તેના દલાલો, માણસો વિગેરેની વ્યવસ્થા ઉત્તમ લાગે પણ જયારે વીમાના નાણા લેવાનો વખત આવે ત્યારે આડા, ચેડા કાઢી વીમાની પાલીસીની કલમોના નવા અર્થ કરી, કાઇક નવાજ બુટ્ટા ઉઠાવે છે, તેમાય કોઇ મોભાદાર અને લાગવગવાળા આશામીનો વીમો હોય તો તુરતજ પતાવી નાખે છે, પણ સામાન્ય વેપારી પાસે તેઓ ફાવી જાય છે, તેવી કુંપનીઓથી ચેતતા રહેવાની જરૂર છે.

જીંદગીના વીમા ઉતારવા (Life Insurance) નો પ્રથમ રીવાજ સને ૧૭૦૬મા ઇગ્લાડમા નીકળ્યો અને ત્યાર પછી બધા ખંડોમા ફેલાતો ગયો તેમજ દરીઆમા વહાણો અને આગબોટોનો વ્યવહાર વધતો જવાથી, માલની આવજાવ બહુ થવા લાગી, અને ખાસ દરીઆઇ વીમો ઉતાર્યા વગર માલ મોકલનાર માલ ચડાવે નહી અને મગાવનાર પણ પોતાના જોખમનો વિચાર કરી વીમાવગર માલ મગાવે નહી કેમકે આસમાની સુલતાનીની ખબર કોને છે ? કે જેથી તેવુ જોખમ ખેડે આથી દરીઆઇ (Marine) વીમાનુ કામ વધ્યુ આ ઉપરાત લડાઇઓ ચાલતી હોય ત્યારે લડાઇનો વીમો (War Insurance) પણ ઉતારવામા આવે છે અને મોટા શહેરોમા તથા કારખાનામાઓ અને કાચા માલના ગોડાઉનમા આગ વિગેરેની દહેશતો હલકે અને પલકે સભળાતા લોકો તેવુ જોખમ માથે રાખવા કરતા અમુક નાણા (Premium) આપી પોતાને માથેથી હમેશાને માટે ફીકર ઓછી કરવાનુ ધારવાથી આગના વિમાનુ (Fire Insurance) કામ પણ બહુ આગળ વધ્યુ કામ પણ બહુ આગળ વધ્યુ આવી રીતે વીમાનુ કામ આખી દુનીઆમા વધતુ ચાલ્યુ અને જુદે જુદે સ્થળોએ તેની શાખાઓ ખોલવાથી ત્યાંથી પણ પુષ્કળ કામ મલતું રહેવાથી વીમાકુંપનીઓ

વીમાના કામ વધવાના કારણો.

ઉભરાતી ચાલી એવી રીતે આગનો, ચોરીનો (ડામીજમાલ થાય તેને અગર વગર ડામીજમાલના) દરીઆઇ વીમો, અને જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ ઉભી થઇ

જીંદગીનો વીમો

જેમ સરકારી સેવીંગબેંકમા નાણા રાખવાથી એકઠા થાય છે, તેમ જીંદગીનો વીમો ઉતરાવવાથી એક રીતે નાણા એકઠાજ થાય છે તેમા બે રીત છે એક અમુક વરસની ઉમરે જીવતાજ નાણા મલે અને બીજી રીતે મરી ગયા બાદ પાછળના માટેની વ્યવસ્થા કરી જવા સારૂ પાછળનાને નાણા મલે જે માણસના ઘરનો નિર્વાહ પોતનીજ પહેનત ઉપર આધાર રાખે છે, તે માણસે પોતાનાથી મહેનત ન થાય અગર મૂવા પછી પોતાના કુટુંબને માટે બંદોબસ્ત કરી શકાય એટલા માટે જીંદગીનો વીમો ઉતરાવવાની જરૂરીઆત છે કેટલાક એમ ધારે કે દરમહિનાને હિસાબે જેટલા નાણા વીમાવાળાને આપીએ તેના કરતા ઘરેણા વિગેરે રાખીએ અગર ભેગા કરીને સદ્ધર સ્થળે વ્યાજે મુકીએ તો શુ ખોટુ ? વાત ઠીક છે પોતાનો કબજો અને ભોગવટો તો વધારે સારો તેમજ વીમાવાળાને ગણવા કરતા તો વધારે પૈસા આપવાના હોય કારણકે વીમા કુપનીવાળા દર વરસે રકમો લે છે તે એકઠી કરીએ તો વ્યાજ સાથે વીમાની રકમ કરતા તે વધી જાય છે હવે આ બધા વિચારની સામી બાજુએ બીજો વિચાર રહેલો છે તે એજ કે આપણે કેટલુ જીવીશુ તે કોને માલુમ છે ? કાલે ચાલ્યા ગયા તો ? તેમજ વધારે જીવી મોટી રકમ પેદા કરીશુ એમ માની, એ રકમ બચાવીને સાચવી રાખીશુ એની ખાત્રી શી ? વળી એટલા બધા સાંસારિક ખરચા કરવાના આવે છે કે ત્યારે વધારેલા પૈસા નહી વપરાઇ જાય તેની બાહેંધરી શી ? ઉપરાત પાસે પૈસો હોય અને જેને ત્યા રાખ્યો હોય તે આશામી કાચો પડી અગર આપણનેજ વેપાર કરતા ખોટ ગઇ તો ત્યારે કરવું શુ ? આ બધા વિચાર કરતા જીંદગીનો વીમો તે ઘડપણમા મદદરૂપે અગર પાછળનાને માટે બંદોબસ્ત રાખી શકાય તે સારૂ અચ્છી અનામત છે, કેમકે વીમાની રકમ અડચણ વેઠીને કે કરકસર કરીને પણ દર વરસે ભરાતી જાય છે, પણ મુદત પહેલા ઉપાડી શકાતી નથી, તેમજ થોડાક વરસ ભરીને મુકી દીધાથી ભરેલા નાણા નકામા જાય છે તેથી કરકસરથી ખર્ચ ચલાવીને પણ ભરવા પડે છે તેમજ જીંદગીની અમુક ઉમરે નાણા મળે તેવી રીતની પણ વ્યવસ્થા કરેલી છે, જે બાબતની વિગત નીચે મુજબ જણાવેલ છે

Life Insurance (જીંદગીનો વીમો) પોતાનો કે બીજુ માણસ કે જેમા તેનું અંગત હિત સમાયેલુ હોય તેનોજ ઉતરાવી શકાય છે. આ સિવાયના ઉતરાવેલા વીમાની પોલીસી "વેજર પોલીસી" એટલે ખોટી ગણાય.

પોલીસી ઉતરાવવા માટે શરૂઆતનુ ડેકલેરેશન ફોર્મની શરતો મુજબ તે ભરવુ જોઇએ, અને તેમા સાચી હકીકત જણાવવી જોઇએ, તેના કલેમના નાણા (૧) જ્યારે તે આશામીના મરણનુ સર્ટીફીકેટ પૂરૂ પાડવામા આવે ત્યારે અથવા (૨) સાત વરસ સુધી તેનો ક્યાય પતોજ ન હોય અને મરી ગયેલો માનવામા પુરી સાબીતી આપી શકાય ત્યારે (૩) અગર જે સ્ટીમરમા તે ચડેલ હોય અને તે સ્ટીમર ડુબી જવાની અને તેના ઉતારૂ પણ ડુબી જવાની ખબર મલે ત્યાર બાદ મલી શકે

વીમાનુ પ્રીમીયમ રીવાજ મુજબ "ડેઝ ઓફ ગ્રેસ" જે મુદત નાણા ભરવાને છેટલામા છેલ્લા ઉપલકીઆ દિવસ આપેલા હોય તેમા ભરી આપવુ જોઇએ વીમો ઉતરાવી શરૂઆતનુ પ્રીમીયમ આપ્યા પછી જે કામચલાઉ પાલીસીનો કાગળ (પાલાસી તયાર થતા ઘણો વખત લાગે છે તે દરમ્યાન મળેલો કાગળ) અપાય છે તેને "ટેમ્પરરી રસીદ" કહે છે લશ્કરી માણસ, દરીઆઇ લશ્કરી માણસ ખાણમા કામ કરનારા અને એવા જોખમદાર ધધો કરનારાઓને બીજા કરતા વધારે પ્રીમીઅમ બેસે છે આ ઉપરાત Climate risk Policy પણ ઉતરે છે એટલે એક સ્થાયી દેશમા રહેતો માણસ બીજા કોઇ પ્રતિકૂળ કે અનુકૂળ હવાવાળા દેશમા જાય તો રાબેતા પ્રીમીયમ કરતા વધારે કે ઓછુ આપવુ પડે.

લાઇફ ઇન્સુરન્સ (જીદગીના વીમા) મા ત્રણ જાતની પોલીસી ઉતરી શકે છે

(૧) **હોલ લાઇફ પોલીસી**—જેમા જીદગી સુધી પ્રીમીયમ ભર્યા કરે અને મરણ પછી વારસને નાણા મલે

(૨) **એન્ડાઉમેંટ પોલીસી**—અમુક બાધી મુદત સુધી (માનો કે ૨૦ થી ૨૫ વરસ સુધી) પ્રીમીયમ ભરવુ જોઇએ અને મુદત પુરી થયે પોતાને નાણા મલે અગર વચ્ચગાળે એટલે નીમેલ ટાઇમ પહેલા મરણ થાય તો તેના વારસને તુરતજ નાણા મળે.

(૩) **લીમીટેડ પેમેંટ પોલીસી**—અમુક મુદત સુધી પ્રીમીયમ ભરવુ જોઇએ પરંતુ નાણા તો તે માણસના મરણ પછાજ મળે

આ પોલીસીના પ્રીમીયમ જે ભરેલા હોય તે ઉપર પણ નાણા મેલવી શકાય છે જેનું નામ "સરેન્ડર વેલ્યુ" (Surrender value) છે. એટલે કોઇપણ કંપનીમા પ્રથમ ત્રણ વરસના પ્રીમીયમ ભરેલા હોય અને વીમો ચાલુ રાખવો ન હોય તો જે પૈસા ભરેલા હોય તેમાથી અમુક ઊચકો લઇ લેવામા આવે, અને તે ઉપર વધારે પ્રીમીયમ ન આપતાં પોતાનો હક્ક જતો કરે તેને "સરેન્ડર વેલ્યુ"

કહે છે, તેમજ આવી પોલીસી ઉપર સરેન્ડર વેલ્યુ કરતા ઓછી રકમની લોન પણ મલી શકે, અને તે લોન કબુલ કરેલા સમયમા પાછી ભરપાઇ પણ કરી શકાય છે અગર તો તેથી વહેલી પણ આપી શકાય છે જો ઠરાવેલા સમયમા આપવામા ન આવે તો છેવટમા પોલીસી પાકતી વખતે વાળી લે છે

Fire Insurance (આગનો વીમો) એટલે વીજળી, ગેસ કે બતીથી, આગથી કે કોઇ તેવા સળગી ઊઠી ભડાકા થાય તેવા પદાર્થથી નુકશાન થતા માલ સામે ઉતરાવેલો વીમો આગનો વીમો ઉતરાવી પાકી પોલીસી (જે તૈયાર થતા વખત લાગે તે) ન મળેલ હોય પણ કામચલાઉ જે રસીદ (કવરીંગ નોટ) દલાલે અગર એજટે પ્રીમીયમ ભર્યાની આપેલ હોય અગર પ્રીમીયમ ન ભર્યું હોય અને પોતાની ક્રેડીટ ઉપર કપનીના ચોપડામા એન્ટ્રીજ થઈ હોય અને તે દરમ્યાન માલ ને કે મકાનને આગ લાગે તો વીમાના પૈસા મલી શકે છે

આગના વીમાની અદર બધી હકીકત સાચીજ નોધાવવી જોઇએ કારણ માલના સબધમા ફેરફારવાળી હકીકત નોધાવી હોય તો વીમાના નાણા મલતા વાધા પડે છે આગ લાગે ત્યારે વીમો ઉતરાવનારે તે વીમાની કુપનીને કે તેના એજટને પોલીસીમા જણાવ્યા મુજબ ખબર આપવી જોઇએ તેમા જેટલો માલ બળી ગયો હોય અગર નુકશાન પામ્યો હોય તેનોજ બેઠેલ કીમત મુજબ કલેમ કરી શકાય છે તે વખતે અસલ સારા માલની કીંમત અને નુકશાન પામેલા માલની કીંમત માપી વીમાના નાણા સરવેઅર નીમીને કપની નક્કી કરે છે. વળી માલના સબધમા વીમાની રકમ કરતા વધારે માલ તે ગોડાઉનમા કે મકાનમા રાખવો નહી એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે હવે ધારો કે વીસ હજારનો વીમો ઉતરાવ્યો હોય અને માલ તે જગ્યામા પચાસ હજારનો હોય અને નુકશાન ફકત પાચ હજારનુ લાગે તો તે પાચ હજારની કીંમત વીમાવાળો આપે, પણ ત્યા એક એવી કલમ કે જેને "એવરેજ કલોઝ" કહે છે તે દરેકમા હોય છે તે મુજબ પાચ હજાર ન આપતા પચાસ હજારના પ્રમાણમા એવરેજ ગણી તેના નાણા આપે છે મકાનના સબધમા મકાનને જેટલુ નુકશાન લાગ્યુ હોય અને તેને રીપેરીગ કરતા જેટલુ ખરચ થાય તેટલીજ રકમ વીમાવાળો આપેછે

ફાયર ઈન્સ્યુરન્સમા એક "ફ્લોટીંગ પાલીસી" નામની પણ પાલીસી ઉતરાવાય છે. એટલે અમુક રકમનો માલ જે જુદે જુદે સ્થળોએ પણ એક લતામા રાખવામા આવ્યો હોય તેનો વીમો એક સામટો ઉતરાવીને જે પાલીસી આપવામા આવે તેને ફ્લોટીંગ પાલીસી કહે છે અને તે પાલીસીમા જણાવેલા માલના જથા મુજબ બધા માલની અગર અરધા માલની નુકશાની મુજબ વીમા કુપની નાણા ભરપાઈ કરે છે.

અમુક ઉચકો લઇ જેમ હુંડમનામુ વચી શકાય છે, જીદગીના વીમાની પાલીસીમા સરેન્ડર વેલ્યુ લઇ શકાય છે તેમ આગના વીમાની પાલીસી પણ ( માલ કે મકાનને નુકશાન થયા બાદ ) વેચી શકાય છે મુબઇમા આગના વીમાનુ કામ કરતી વીમા કુપનીઓનુ ( Fire Insurance Association ) નામનુ મડળ છે તે આખી મુબઇના દરેક લતાઓના તથા જુદી જુદી જાતના માલમા જોખમી, વગર જોખમી ચીજોના માલના ભાવના વીમા મુકરર કરે છે તે મુજબ દરેક કુપની ભાવ લેછે તેમા વલતર સેકડે અમુક ટકા આપવાનો એસોશીએશનનો ધારો છે જેમાથી દલાલી તથા કમીશન બાદ જાય છે

Marine Insurance (દરીઆઇ વીમો) દરીઆઇ વેપાર કરવામા આસમાની સુલતાનીની બીક વિશેષ રહે છે, જેથી જે માલ સ્ટીમરમા કે વહાણમા મોકલવામા આવે અને તે બદલ અમુક રકમનો વીમો ઉતરાવવામા આવે અને માલને નુકશાન થાય તો વીમાકંપની તેના નાણા ભરપાઇ કરવાને બધાયેલી છે આવી મરીન વીમાકુપનીઓ ઘણીજ છે તેમા જુનામા જુની "લડન કોરપોરેશન ઓફ લોઇડસ"ની ગણાય છે જેનો લાગવગ આખી દુનીઆમા વિશેષ છે

જ્યારે માલ સ્ટીમરમા ચડાવવામા આવે ત્યારે જેટલી રકમનો માલ થતો હોય તે વીમાકુપનીમા નોધાવવામા આવે ત્યારે સ્ટાપવાલી કાચી રસીદ જે આપે છે તે "સ્લીપનોટ" કહેવાય છે અને પોલીસી તૈયાર થતા વખત લાગે છે તે દરમ્યાન તે સ્લીપ ઉપયોગી હથીઆર ગણાય છે

જે માણસને વીમો ઉતરાવવો હોય તે પોતે વીમા ઓફીસમા જાય અગર દલાલ માર્ફતે વીમો ઉતરાવે વીમા ઓફીસમા જઇ ભાવ નક્કી કરી "રીકવેસ્ટ નોટ' ભરી વીમો જે માલનો જે રીતનો, ડામીજ વગર ડામીજ વીગેરે હકીકત માલની જાત વીગેરે જણાવવાથી તેજ વખતે "કવરીગ નોટ" મેલવી શકે છે આને સ્લીપ પણ કહે છે જેમા વીમો બરાબર ઉતરાવેલ છે એમ લખી આપેલુ હોય છે અને પોલીસી તયાર થયેથી તે નોટ ઉપયોગી ગણાતી નથી

હવે પોલીસી તૈયાર થાય છે તેમા સ્ટીમર કુપનીનુ નામ તથા કલેમ આપનાર એજટનુ નામ, સ્ટીમરનુ નામ, જે જે વસ્તુ કે દાગીનાનો વીમો ઉતરાવ્યો હોય તેની નોધ, દરીઆના પાણીથી ડામીજ માલનો કેટલો અને વગર ડામીજનો કેટલો (કારણ કે તે બન્નેના ભાવ જુદા જુદા હોય છે વીમો કેટલી મુદત દરમ્યાન ચાલુ ગણાય તે અગર સફરની વિગત, આપેલા પ્રીમીયમનો દર કેટલી રકમનો વીમો તથા તારીખ વીગેરે હકીકત પોલીસીમા દરશાવ્યું હોય છે પોલીસી ચાર જાતની હોય છે

૧ વેલ્યુડ પોલીસી—જેટલી રકમનો વીમો ઉતરાવ્યો હોય તે માલના

વીમાની રકમ નક્કી કરેલી હોય તે, (૨) ઓપન પોલીસી—(જેને ફ્લોટીંગ પાલીસી પણ બોલે છે) જેમા માલની કીંમત જણાવ્યા વગરનો વીમો ઉતરાવ્યો હોય તે, એટલે જ્યારે માલને નુકશાન થાય ત્યારે વીમાનો કલેમ લેતી વખતે તેટલાજ માલની કીમત મુકરર કરાય તે, (૩) ટાઇમ પોલીસી—અમુક મુદ્દતને માટે જણાવેલી રકમનો વીમો ઉતારાય તે ટાઇમ પોલીસી, (૪) વોએજ પોલીસી એટલે એક મુકરર કરેલી સફરને વાસ્તેજ જેનો વીમો ઉતરાવીને લેવાયેલી પોલીસી

કોઈપણ પોલીસીમા બાર માસ કરતા વધારે ટાઇમની મુદ્દત ન હોવી જોઈએ કેવી જાતનો વીમો ઉતરાવ્યો છે તે તેમા નક્કી જણાવ્યુ હોવુ જોઈએ એટલે આગનો કે પાણીનો ઉતરાવ્યો હોય પણ ચાચીઆ તરફથી થતુ નુકશાન, કે લડાઇ કે તેવી આડકતરી બીજી બાબતથી થતુ નુકશાન, પોલીસીમા ન જણાવ્યુ હોય તો વીમાના નાણા મળી શકતા નથી તે બાબતનો ખાસ જુદો વીમો ઉતરાવી શકાય છે

દરીઆઇ વીમાની પાલીસીમા કેટલીક કલમો ખાસ જાણવા જેવી હોય છે જે બધાનો વિસ્તાર કરતા નથી પણ તમાં મુખ્ય "એવરેજ" સબધીની હકીકતની છે, જેની વિગત ટુકમા નીચે મુજબ છે

(૧) (Warranted) Free of Parti ular Average (F P A) જેને એફ પી એ કહે છે એટલે **વગર ડામીજનો** વીમો એ જાતના વીમાની અદર ઇસ્ટીમર કે વહાણ ડુબી જાય અગર આફતથી માલ દરીઆમા વાગી નાખે તોજ વીમાકપની માલના નાણા વરતી આપે પણ દરીઆઇ પાણીથી માલ ડામીજ થાય તો તે નુકશાની કુપની ભરે નહી પરતુ-

(૨) Warr nted With Pa ticular Average (W A) એટલે **ડામીજનો વીમો** ઉતરાવ્યો હેય તો દરીઆના પાણીથી માલ ડામીજ થાય કે બીજુ નુકશાન થાય તો કુંપની તે વરતી આપે આને P A પણ બોલે છે

(૩) ઉપરના બને જાતના વીમા સિવાય ત્રીજોકલાસ એક "જનરલ એવરેજ (G. A) નો પણ છે જેમા સ્ટીમર લાદી જવાથી કે ખગબે ચડીજવાથી કે ગાબડુ પડવાથી અંદર પાણી આવતુ અટકાવી માલને કે સ્ટીમરને નુકશાનીમાથી બચાવવા માટે જે કાઇ ખરચો કરવામા આવે, તે ખરચો વસુલ કરવા માટે સ્ટીમર સહીસલામત આવ્યા બાદ તેને સ્ટીમરવાળાઓ જનરલ એવરેજમા મોકલે છે એટલે તેમા જેટલા આશામીઓનો માલ હોય તે મુજબ વરાડ પડતે નુકશાનીના નાણાનો ફાળો નખાય છે જે પાલીસીમા જણાવ્યા મુજબ વીમા વાળા અગર માલવાળાને તે નાણા ભરવાના હોય છે

આ ઉપરાત માલનો વીમો (ચડગતના) આ કીનારેથી મુકામના કીનારા સુધીનો વીમો (Shore To Shore), યારીમા માલ ચડાવતી વખતે નુકશાની સહિત અગર રહિતનો વીમો (Including Risk Of Craft) વિગેરે પણ

વાકયો હોય છે તેના દરો પણ ઓછા વધુ પ્રમાણમા લેય છે. ઉપરના દરેક જાતના વીમાના દરો જોખમના પ્રમાણમા હલકા ભારે રાખવામા આવેલા હોય છે.

આ દરિઆઇ (Marine) વીમા ઉતારનારી વીમા કુપનીઓનુ મડળ છે તેને "અન્ડર રાયટર, એસોશીએશન" કહે છે તે દરીઆઇ વીમાના દરેક દેશના ભાવો મુકરર કરે છે તેમા ડામીજ માલના અને વગર ડામીજ માલના કલાસ રાખવામા આવ્યા હોય છે જુની સ્ટીમરોમા માલ મોકલવામા આવે તેનો વીમો વધારે લેવાય છે તેમા યુરોપના બદરોના વીમામા દર સેકડે અમુક ટકા વલતર તથા હીંદના બદરોએ માલ જતા માલની વલતર સેકડે અમુક ટકા આપવામા આવે છે (૧૪ થી ૨૪ સુધી) તેમાથી દલાલોનુ કમીશન બાદ જાય છે આ મરીનના વીમામા માલ કીનારે ઉતરી માલ ધણીને ઘેર પહોંચતો ન થાય (રોકડ અગર ઝવેરાત) અગર ચોરાઈ જાય તો કુપની એ નુકશાની ભરી આપે તેવા વીમા પણ ઉતારાય છે. વીમાની હકીકત એટલી બધી છે કે દરેક વીગત આપવા બેસીએ તો એક બીજુ પુસ્તક થાય માટે અત્રે હાલ તો આટલુ બસ છે

છેવટમા રેલ્વેમા તથા પાર્સલોમા કે ટપાલમા જતી ચીજોના વીમા પણ વીમા કુપનીઓ ઉતારે છે તે ઉપરાત મોટરનો વીમો એટલે મોટરને નુકશાન થાય તેવા વીમાની પાલીસી લીધી હોય તો મોટરનુજ નુકશાન ભરી આપે (૨) ડ્રાઇવર મોટર બન્નેને નુકશાન થાય તેવી પાલીસી હોય તો તે ભરી આપે (૩) મોટર ડ્રાઇવર અને કે માલીક તરીકે જેના નામની પાલીસી લીધી હોય તેમાથી કોઇને અગર બધાને જયાફત નડે તો તે મુજબ પાચ પચાસ હજાર કે લાખ એમ જેવી રીત પોલીસીમા જણાવેલ હોય તે મુજબ કપની ભરી આપે તેવા વીમા ઉતારાય છે તે બધાના દર જુદા જુદા હોય છે તેમજ મોટરલોરી કોઈ સ્થળે અથડાઇને ભાગી જાય, અટકી જાય, વાપરવામા ઘસાઇ જાય તેનુ જોખમ પણ વીમા કુપનીઓ ઉતારે છે. વિગેરે

## ૪૭-સ્થાવર જમીન અને મકાનોના લેવાણ વેચાણ સબધી ટુક દિગ્દર્શન. (Estate Matters)

જેમ બીજા વેપરો ધમધોકાર ચાલે છે, તેવી રીતે જમીનના લેવાણ વેચાણના સોદા પણ ઘણાજ થાય છે જમીનની બાબતમા ખુલ્લા પ્લોટસ, માળાઓ, મોટી ઇમારતો, વાડીવજીફાઓ વિગેરે સ્થાવર મીલકતનો સમાવેશ થાય છે, તેના લેવાણ વેચાણના રીત રીવાજનુ ટુક દિગ્દર્શન અત્રે કરાવાય છે—

કોઇ પણ સ્થાવર મીલ્કતનો સોદો બનતા સુધી તો દલાલ મારફતેજ કરવાનો રીવાજ છે, કેમકે દલાલજ આમન સામન પાર્ટીને સમજાવી સોદો ઉતારી શકે છે તેમા લેતી વેચતી વખતે દલાલને ૨ ૦/૦ બે ટકા દલાલી લેનાર

અને વેચનાર એ બન્ને આશામી તરફથી મલે છે જ્યારે સોદો નક્કી થઈ લખત (એગ્રીમેંટ) કરવામા આવે, તે વખતે બ્યાનું સેકડે ૫ થી ૧૦ ટકા લેવામા આવે છે, અગર વધારે પણ લેવામા આવે છે, પણ તે લેનાર અને વેચનારની મુનસફી ઉપર અગર દલાલ સેટલ કરે તેના ઉપર આધાર રહે છે. મોટી પ્રોપર્ટી હોય તો વેચનાર ધણી બ્યાના તરીકે વધારે રકમ માગી શકે

સોદો થયા પછી અને બ્યાનુ આપ્યા પછી લખત વકીલને ત્યા કરાવાય છે, ત્યારબાદ બાકીના નાણા આપવનો સાધારણ નિયમ ત્રણ માસનો છે, છતા વધારે અગર ઓછો ટાઇમ તે માટે નક્કી કરવાનો આધાર લેનાર વેચનારની મુનસફી ઉપર રહે છે, અને ખરી રીતે તો તે વાત સોદો કરતી વખતેજ મુકરર થાય છે

લેનાર વેચનાર હાથોહાથ સોદો કરે તો દલાલી આપવાની હોતી નથી, તેથી તેનો લાભ આમન સામન બને પક્ષ સમજી લે છે અને સ્ટેપ ખરચ, રજીસ્ટ્રેશન ફી, સરવે ફી, લેનાર વેચનારનો વકીલનો ખરચ, કનવેયન્સ ખરચ વિગેરે જે થાય છે, તે બન્ને પક્ષ અરધો અરધ ભોગવી લે છે સોદો થયો હોય પરંતુ બ્યાનુ જ્યા સુધી અપાયુ લેવાયુ ન હોય ત્યાસુધી વેચનાર અગર લેનાર ધણી સોદો ફેરવી શકે

સોદો કરતી વખતે વેચનાર ધણી લેનાર ધણીના દલાલ સાથે ચોક્કસ ટાઇમ બાબતની એક એવી શરત કરે છે કે જેને અગ્રેજીમા Time is the essence of contract કહે છે, તેની રૂએ વેચનાર ધણીને ઠરાવેલ ટાઇમની અંદર નાણા ભરપાઇ ન થયા હોય તો તે બ્યાનાના રૂપીઆ જપ્ત (ફોરફીટ) કરી સોદો રદ કરી શકે

વેચનાર ધણીને પુરા નાણા ભરપાઇ થયા પછીજ લેનાર ધણી મીલ્કતનો કબજો પોતાના તાબામા લઈ શકે છે અને તે દરમ્યાન ભાડાનો, મ્યુનીસીપાલીટીના ટેક્સીઝનો, વીમાના પ્રીમીયમનો, ગ્રાઉન્ડ રેન્ટ તથા કલેક્ટર ચાર્જીસ અને તેવી રીતના બીજા હિસાબના નાણા આમનસામન નક્કી કરી સમજુતી થાય છે

આટલી ટુક હકીકત વ્યાપારીદૃષ્ટિએ આપેલ છે પરંતુ મીલ્કત ગીરો મુકતી વખતે, વેચાણ કરતી વખતે કેવી મીલ્કત—દાખલા તરીકે ફ્રીહોલ્ડ કે ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટ જેવાની પટેથી ભાડે લીધેલી હોય તેની મિલ્કત—સબંધે જે કાયદાની રૂએ જાણવાજોગ હકીકત, તેના લખત વિગેરેમા લગતા સ્ટાપ ધારા, તથા કાયદાની બારીકીઓ વિગેરે આ લેખ વ્યાપારી વિષયક હોવાથી અત્રે તેને સ્થાન આપેલ નથી

# ૪૮-પગાર, ભથ્થુ કે રોજીંદી મજુરી ગણવાનો કોઠો

## ( Table of Daily Pay or Allowance )

( દર રૂા ૧ થી ૧૦૦૦ સુધી માસિક દિવસ ૨૮-૨૯-૩૦ અગર ૩૧ મુજબ )

દિવસ અને રૂપીયા એ બેનો ગુણાકાર કરી મહિનાના જેટના દિવસ કહ્યા હોય તેટલાએ ભાગવાથી જવાબ આવે છે અગર નીચે કોઠા મુજબ પણ જોઇ લેવુ

| પગાર રૂ | માસિક ૨૮ દિવસ લેખે | માસિક ૨૯ દિવસ લેખે | માસિક ૩૦ દિવસ લેખે | માસિક ૩૧ દિવસ લેખે |
|---|---|---|---|---|
| | રૂા આ પા | રૂા આ પા | રૂા આ પા | રૂા આ પા |
| ૧ | ૦—૦—૭ | ૦—૦—૭ | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૨ | ૦—૧—૧ | ૦—૧—૧ | ૦—૧—૦ | ૦—૧—૦ |
| ૩ | ૦—૧—૯ | ૦—૧—૮ | ૦—૧—૭ | ૦—૧—૭ |
| ૪ | ૦—૨—૩ | ૦—૨—૩ | ૦—૨—૨ | ૦—૨—૦ |
| ૫ | ૦—૨—૧૦ | ૦—૨—૯ | ૦—૨—૮ | ૦—૨—૭ |
| ૬ | ૦—૩—૫ | ૦—૩—૪ | ૦—૩—૨ | ૦—૩—૧ |
| ૭ | ૦—૪—૦ | ૦—૩—૧૦ | ૦—૩—૯ | ૦—૩—૭ |
| ૮ | ૦—૪—૭ | ૦—૪—૫ | ૦—૪—૩ | ૦—૪—૨ |
| ૯ | ૦—૫—૨ | ૦—૫—૦ | ૦—૪—૧૦ | ૦—૪—૮ |
| ૧૦ | ૦—૫—૯ | ૦—૫—૬ | ૦—૫—૪ | ૦—૫—૨ |
| ૧૫ | ૦—૮—૭ | ૦—૮—૩ | ૦—૮—૦ | ૦—૭—૯ |
| ૨૦ | ૦—૧૧—૫ | ૦—૧૧—૦ | ૦—૧૦—૮ | ૦—૧૦—૪ |
| ૨૫ | ૦—૧૪—૩ | ૦—૧૩—૧૦ | ૦—૧૩—૪ | ૦—૧૨—૧૧ |
| ૩૦ | ૧—૧—૨ | ૧—૦—૬ | ૧—૦—૦ | ૦—૧૫—૬ |
| ૩૫ | ૧—૪—૦ | ૧—૩—૪ | ૧—૨—૮ | ૧—૨—૦ |
| ૪૦ | ૧—૬—૧૦ | ૧—૬—૦ | ૧—૫—૪ | ૧—૪—૮ |
| ૪૫ | ૧—૯—૯ | ૧—૮—૧૦ | ૧—૮—૦ | ૧—૭—૩ |
| ૫૦ | ૧—૧૨—૭ | ૧—૧૧—૭ | ૧—૧૦—૮ | ૧—૯—૧૦ |
| ૧૦૦ | ૩—૯—૨ | ૩—૭—૨ | ૩—૫—૪ | ૩—૩—૭ |
| ૨૦૦ | ૭—૨—૩ | ૬—૧૪—૪ | ૬—૧૦—૮ | ૬—૭—૩ |
| ૩૦૦ | ૧૦—૧૧—૫ | ૧૦—૫—૬ | ૧૦—૦—૦ | ૯—૧૦—૧૦ |
| ૪૦૦ | ૧૪—૪—૭ | ૧૩—૧૨—૮ | ૧૩—૫—૪ | ૧૨—૧૪—૫ |
| ૫૦૦ | ૧૭—૧૩—૯ | ૧૭—૩—૧૦ | ૧૬—૧૦—૮ | ૧૬—૨—૧ |
| ૬૦૦ | ૨૧—૬—૧૦ | ૨૦—૧૧—૦ | ૨૦—૦—૦ | ૧૯—૫—૮ |
| ૭૦૦ | ૨૫—૦—૦ | ૨૪ ૨—૨ | ૨૩—૫—૪ | ૨૨—૯—૩ |
| ૮૦૦ | ૨૮—૯—૨ | ૨૭—૯—૫ | ૨૬—૧૦—૮ | ૨૫—૧૨—૧૦ |
| ૯૦૦ | ૩૨—૨—૩ | ૩૧—૦—૭ | ૩૦—૦—૦ | ૨૯—૦—૬ |
| ૧૦૦૦ | ૩૫—૧૧—૫ | ૩૪—૭—૯ | ૩૩—૫—૪ | ૩૨—૪—૧ |

## ૪૯-દેશી નામુ (Accountancy. દેશી નામાની સંક્ષેપ રૂઢી

કોની પાસે કેટલુ લેણુ દેવુ છે, વપારમા શુ વકરો કે ખોટ થઇ, માલની ખરીદી કેટલી થઇ, વેચાણ કેટલુ થયુ તે બધી વિગત નામુ જણાવે છે નામા લિખાનો ધધો આધળો કહેવાય છે અને જે વેપારી તે બરાબર ન રાખી શકે તેને ખોટ આવવાનો પ્રસગ આવે છે માટે દરેક વેપારીએ નામુ જાણવુ જરૂરનુ છે

નામુ રાખવુ તે નિયમિત અને વખતસર લખવું જોઇએ દરેકને પોતાની ઉપજ ખરચ જાણવાની જરૂર છે તે હમણા લખીશુ, રાતે લખીશુ, કાલે લખીશુ, એમ કર્યા કરે અને વખતસર ન લખે તો "સભાળીને નામુ લખે અને ઊટે ચડીને ઊઘે" એ બન્ને સરખાજ ગણાય છે, તેમ થાય

દેશદેશમા નામાની પદ્ધતિ જુદી જુદી હોય છે મોટા વેપારીઓને રોજમેળ, આવરો, ખાતાવહી, વ્યાજવહી, નોધ (જમે નોધ અને ઉધાર નોધ જુદી પણ રાખે છે અને એકત્ર પણ રાખે) આટલા ચોપડા જરૂરી ગણાય છે નાના વેપારીઓ કે સામાન્ય ધધાદારીઓ કે નોકરીઆત રોજમેળ ખાતાવહી એજ રાખે છે

**રોજમેળમાં**-આપણી પાસે સિલીક કેટલી, કોના પાસેથી નાણા આવ્યા અને શી બાબતના આવ્યા? બીજાને કેટલા આપ્યા અને શુ બાબતના આપ્યા તે વિગત જણાવેલી હોય છે કેટલાક નાના વેપારીઓ રોજમેળ ન રાખતા **બેઠોમેળ** રાખે છે રોજમેળમા હમેશા સીલીક કઢાય છે. બેઠમેળમા પખવાડીએ કે મહિને સીલીક કાઢે છે જે લોકોને લેવડદેવડ ઘણી ન હોય તેવા લોકો **બેઠી ખાતાવહી** રાખે છે, જેમા લેવડદેવડના પ્રમાણમા જગ્યા રાખી ખાતા પાડે છે અને જે રકમ આવે કે જાય તે તેના ખાતામા પ્રથમ મીતિ લખી વીગતવાર લખે છે આને ઘણા બેઠો રોકડમેળ પણ કહે છે જે ચોપડામા માલની વિગત આવે તેને **નોધ** કહે છે આમન સામન હવાલા પાડવા હોય તો પેઢીવાળા એકજ નોધ રાખી, તારીજ કરી જમે ઉધારના હવાલા નાખે છે અને ખરીદી કરી જે માલ લાવે તે જમે કરવાને રાખેલા ચોપડાને **જમે નોંધ** કહે છે અને ઉધાર માલ આપે તે વીગતવાર આશામીને ખાતે જેમા ઉધારવામા આવે તેને **ઉધાર નોંધ** કહે છે

રોકડા અથવા બીજી રીતે જે નાણા આવે તેનુ નામ **જમા.** આપણી પાસેથી રોકડા અગર બીજી રીતે બીજા પાસે જાય તેને, કે ખર્ચની રકમને,

ખાતે, નામે કે **ઉધાર** કહે છે જમા રકમોને **દેવી** અને ઉધાર રકમોને **લેણી** રકમો કહે છે

**જમા ઉધાર લખવા વિષે**—જેની રકમ જમા કરવી હોય તેની અટક, નામ, ઠામ, જમે બાજુએ લખાય પરગામનો હોય તો પહેલા ગામનુ નામ લખાય છે, જેને ખાતે રકમ ઉધારવી હોય તેને માટે ઉધાર બાજુએ તેની અટક, નામ, ઠામ, લગાં ખાતે ઉધાર એમ લખાય છે પછી પેટામા રૂપીઆનો આકડો ભરી તેની તપસીલ લખવી, કે રોકડા હોય તો નગદ રોકડા એમ લખીને જે કારણથી આવ્યા હોય કે આપ્યા હોય તે કારણ જણાવવુ જેના હથુ આવ્યા હોય કે આપ્યા હોય તેનુ નામ હા કરીને (એટલે હસ્તે) છેવટમા લખવુ માલની લેવડ દેવડ થઇ હોય તો માલનુ નામ લખીને સાથે તોલ, મપ કે તાકા નગ લખીને ભાવ જણાવવો

રોજ મેળ શરૂ કરતી વખતે તેને મથાળે તે કોનો છે અને કઇ સાલનો કે સવતનો છે તે લખી નીચે લીટી દોરી તે કયા દિવસ યા તારીખનો મેળ છે તે મિતિ, સાલ, વાર, કે તારીખ લખી ડાબી બાજુના છેડેથી જ કરી લીંટી દોરી તે જમા બાજુ અને અર્ધ ભાગ પર લીંટી દોરી ઉ લખી લીટી દોરી તે, ઉધાર બાજુ પછી નીચે જમા પાસે પ્રથમ પાછળની દિવસની સિલિક હોય તે લખવી અને જો સિલિક ન હોય તો ૦)૧। કરી લખે છે જે સિલિક કાઢતી વખતે ગણુતા નથી

કેટલીક રકમો **જમાખર્ચી** ગણાય છે એટલે તે રકમની માડછાડથી અવેજમા સિલિક વધતી ઓછી થતી નથી તથાપિ તે રકમ વડે લેવડ દેવડ જુદે જુદે ખાતે થઇ શકે છે તે તમામ જાતની ઉધાર લેવડદેવડ તથા કબુલાત એ જમા ખર્ચી રકમો છે

ઉપર મુજબ લખાયેલા રોજમેળ અને નોધની જેની અદર ખતવણી થાય છે તે ચોપડાને **ખાતાવહી** કહે છે રોજમેળ અને નોધનુ નામુ એકત્ર કરી જે ચોપડામા તે લખવામા આવે છે તેને **આવરો** કહે છે આવરા ઉપરથી પણ ખતવણી ખાતાવહીમાજ થાય છે.

**બેઠો મેળ અને આવરાની સરખામણી**—બન્નેમા સરખીજ રકમો હોય છે, ને પંદર દિવસે કે મહિને સિલિક કઢાય છે બેઠામેળમા તિથિ પ્રમાણે રકમો લખાય છે તેમા દરરોજનો જમાખર્ચ દરરોજ લખાય છે, એટલે એક માણસનું ખાતુ જમા યા ઉધારમા એકથી વધારે વાર આવી શકે આવરો છે તે રોકડમેળ તથા નોધ ઉપરથી તૈયાર કરવામા આવે છે તે તૈયાર કરવામા પદર દિવસ કે મહિનાની એક ખાતાદારની રકમો સાથે લેવામા આવે

ભાગીદારોનુ લખત ઇનકમટેક્ષ ઓફીસમા નોધાવવાથી ટેક્ષની રકમમા મોટો ફાયદો થાય છે કારણકે દુકાનના નફાનો કદાચ મોટા દરે ભરવો પડે તો પણ તે ભાગીદારોને પોતાના ભાગની આવક ઓછી હોય તેમ જણાતા બાકીના નફાનો ભરેલો ટેક્ષ-રીફંડ-પાછો મળી શકે છે

ભાગીદારીનુ લખત નોધાવવાથી પેઢીની કુલ આવક ઉપર સુપરટેક્ષ લાગુ પડતો નથી, પણ ભાગીદારોના ફાળે આવતી રકમ ઉપર જો લાગુ પડે તોજ કર આપવો પડે છે

ભાગીદારીનુ લખત-ઇનકમટેક્ષ ઓફીસમા-આવકનુ ફારમ ભરી મોક-લવા વખતેજ નોધાવવા માટે મોકલવાનુ છે

ઇનકમટેક્ષ સબધી જાણવા જોગ કેટલીક હકીકત'—

(૧) રીફંડ, કર ભરનારના તાલુકામાથીજ મળી શકે (૨) ઇમારત અને સાચા સામાનની કીમતના ઘસારાના દર નક્કી કરાયા છે (૩) ખાનગી ગૃહસ્થોએ રાખેલા નોકર કે જેનો પગાર વાર્ષિક રૂા ૨૦૦૦થી વધારે હોય તેઓ પત્રક મોકલવાને બંધાયેલા છે (૪) એક વેપારમા થયેલા નફામાથી બીજા વેપારમા થયેલી નુકશાની બાદ કરી કર આકારાય છે (૫) જે પેઢીઓના ભાગીદારોના નામ રજીસ્ટર થઇ પાકુ લખત ઇનકમટેક્ષ ઓફીસમા રજુ કરવામા આવે તો કુપનીના ભાગીદારીની આખી રકમ ઉપર જે કર વધુ દરે આકારાયેલો હોય તેમ નહી કરતા ભાગીદાર ઉપર સીધો કર ખરા દરે આકારવા નક્કી થયુ છે અર્થાત્ અગત આવકમાથી ભાગ જેટલુ નુકશાન બાદ કરાવી શકાય છે પણ તે રજીસ્ટર કાગળ રૂપીઆ ૨૦ વીસની કીંમતનો હોવો જોઇએ (૬) હીસાબી નામાની બે રીતો મજુર થઇ છે અ વેપારી નામાની ઘોગણની રીત અને બ રોકડમેળના ઘોગણની રીત આવી આ બીજી રીતથી નાના વેપારાઓને ફાયદો છે

## સુપરટેક્ષ

આ ઇનકમટેક્ષ ઉપગત એક **સુપરટેક્ષ** એટલે "વધારાના નફા ઉપરનો કર" નો કાયદો છે તેના દર નીચે મુજબ છે —(૧૯૨૨–૨૩ થી)

કુલ આવકના રૂપીઆ પચાસ હજાર ઉપરાતના વધારાની બાબતમા—

(૧) દરેક કુપનીની બાબતમા દર રૂપીએ એક આનો રૂા ૦–૧–૦

(૨) (અ) દરેક અવિભક્ત હીદુ કુટુબની બાબતમા—

(૧) વધારાના પહેલા રૂા ૨૫ હજાર રૂપીઆ ઉપર કાઇ નહી

(૨) એવા વધારાના બીજા રૂા ૨૫ હજારના દરેક રૂપીઆ ઉપર દર રૂપીએ ૦–૧–૦ એક આનો

(ઞ) દરેક શખ્સની, બીન નોધાયેલી પેઢીની બાબતમા એવા વધારાના પહેલા રૂ. ૫૦૦૦૦ ના દરેક રૂપીઆ ઉપર દર રૂપીએ એક આનો ૦–૧–૦

(ક) દરેક શખ્સની, દરેક બીન નોધાયેલી પેઢીની, તથા દરેક અવિભક્ત હિંદુ કુટુબની બાબતમા એવા વધારાના બીજા પચાસ હજાર રૂપીઆના દરેક રૂપીઆ ઉપર દર રૂપીએ દોઢ આનો, ત્રીજા પચાસ હજારના દર રૂપીએ બે આના, ચોથા પચાસ હજારના દર રૂપીએ અઢી આના, પાચમા પચાસ હજારના ૦–૩–૦ (દર રૂપીએ સમજવાનુ છે) છઠ્ઠાના ૦–૩–૬, સાતમાના ૦–૪–૦, આઠમાના ૦–૪–૬, નવમાના ૦–૫–૦, દસમાના ૦–૫–૬, અને ત્યાર પછી વધારાની બાકીની રકમના દરેક રૂપીઆ ઉપર દર રૂપીએ છ આના છેવટે કુલ સાડાપાચ લાખ ઉપરાતની આવક ઉપર દર રૂપીએ છ આના લેખે લેવાય છે

## ૫૩ હીંદુસ્થાનના દરેક જાતના પાકના રીપોર્ટ જે સરકાર (Director of Statistics) તરફથી બહાર પડે છે તેની મુદતની નોંધ (Crop Forecasts)

| ચોખાનો (બરમા, બગાળ, મુબઈ, મદ્રાસ વિગેરે પ્રાતનોપાક) | | જણાવેલ તારીખો સુમાર તરીકે સમજવાની છે (એટલે એ તારીખની આસપાસની) |
|---|---|---|
| | ૧ લો રીપોર્ટ | અકટોબરની ૨૦ મીએ |
| | બીજો ,, | ડીસેબરની ૨૦ મીએ |
| | ત્રીજો ,, | ફેબરૂઆરીની ૨૦ મીએ |
| ઘઉનો (બધાપ્રાતના) | ૧ લો રીપોર્ટ | જાનેવારીની ૩૧ મીએ |
| | બીજો ,, | માર્ચની ૧૫ મીએ |
| | ત્રીજો ,, | મેની ૩૦ મીએ |
| | ચોથો ,, | આગસ્ટની ૧૦ મીએ |
| રૂનો (બધાપ્રાતનો) | ૧ લો રીપોર્ટ | આગસ્ટની ૧૫ મીએ |
| | બીજો ,, | અકટોબરની ૧૫ મીએ |
| | ત્રીજો ,, | ડીસેબરની ૧૫ મીએ |
| | ચોથો ,, | ફેબરૂઆરીની ૧૫ મીએ (વધારાનો એપ્રીલમા) |

**અલસી, સરસો, રાઇ વીગેરે શીયાળુ પાક**

| | | |
|---|---|---|
| (પંજાબ, બંગાળ, બીહાર, ઓરીસા, | ૧ લો રીપોર્ટ | જાનેવારીની ૧ લીએ |
| મદ્રાસ, મધ્યપ્રાંત, આસામ, બીહાર, | બીજો ,, | માર્ચની ૧૫ મીએ |
| વીગેરેનો પાક) | ત્રીજો ,, | જુનની ૧૧ મીએ |

**તલનો**

| | | |
|---|---|---|
| (બંગાળ, બીહાર, | ૧ લો રીપોર્ટ | સપ્ટેંબરની ૧ લીએ |
| મદ્રાસ, મુંબઇ, બંગાળ, અજમેર, | બીજો ,, | અકટોબરની ૨૦ મીએ |
| મારવાડ અને | ત્રીજો ,, | જાનેવારીની ૧૫ મીએ |
| પંજાબના પાક) | ચોથો ,, | એપ્રીલની ૨૦ મીએ |

**શીંગદાણા**

| | | |
|---|---|---|
| (બરમા, મુંબઇ અને | ૧ લો રીપોર્ટ | અકટોબરની ૨૦ મીએ |
| મદ્રાસનાં) | છેલ્લો રીપોર્ટ | ફેબરૂઆરીની ૧૫ મીએ |

**શણનો**

| | | |
|---|---|---|
| (બંગાળ આસામ બીહાર અને | ૧ લો રીપોર્ટ | જુલાઇની ૧૫ મીએ |
| ઓરીસાનો) | બીજો ,, | સપ્ટેંબરની ૨૧ મીએ |

**શેરડીનો**

| | | |
|---|---|---|
| (બંગાળ, બીહાર, આસામ મદ્રાસ, પંજાબ, મુંબઇ અને | ૧ લો રીપોર્ટ | આગસ્ટની ૨૦ મીએ |
| મધ્યપ્રાંતોના મલીને) | બીજો ,, | અકટોબરની ૨૦ મીએ |
| | છેલ્લો ,, | ફેબરૂઆરીની ૧૬ મીએ |



## ૫૪ ટપાલ સબંધી ઉપયોગી હકીકત (Postal Information)

પોસ્ટ (ટપાલ) અને ટેલીગ્રાફ (તાર) થી વેપારને ઘણોજ ફાયદો થયો છે બે પૈસાના પોસ્ટ કાર્ડથી હજારો ગાઉ દૂર પોતાના મનોવિચારો જણાવી શકાય છે, અને બાર આનાના તારથી તુરતજ સમાચાર મેળવી શકાય છે, તેમજ જે કાંઇ માલ જોઇતો હોય તો, તે દેશ ગમે તેટલો દૂર હોય તોપણ ત્યા નહી જતા ટપાલ અને તારની સગવડતાથી તુરતમા માલ મગાવી શકાય છે, નાણા મનીઆડરથી મોકલી કે મગાવી શકાય છે, પાસલો મોકલી માલ ખપાવી શકાય છે, તેમજ પાર્સલોથી માલ મગાવાય છે આથી સદરહુ સાધનો જે વેપારને ઉપયોગી અને લગતા હોવાથી તેની હકીક્ત આપવી યોગ્ય ધારી છે હાલમા ટપાલના દરો નીચે મુજબ રખાયેલા છે

(क) હીંદુસ્થાનની અંદરના દર (સીલોન, એડન અને પોરતુગીઝ હીંદમા પણ આજ દરો છે)

| | |
|---|---|
| ૧ પોસ્ટ કાર્ડ | સીંગલનો અરધો આનો<br>રીપ્લાઇ (ડબલ) નો એક આનો. |
| ૨ કવરો | અઢી તોલાના વજન સુધી એક આનો તે પછી વધારાના દર અઢી તોલા અથવા તેની અંદરના વજન ઉપર એક આના મુજબ વધારે પરતુ છાપેલુ લખાણુ ઉઘાડા પરબીડીયામા મોકલાય તો તેના ઉપર અરધી કીમત પડે છે (એટલે એક આનાને બદલે અરધા આનામા જાય છે) |
| ૩ બુકસ, ચોપાનીઆં તથા નમુનાના પાકીટો | દરેક પાચ તોલા અગર તેની અંદરના વજન ઉપર અરધો આનો લેવામા આવે છે નમુનાના પાકીટોનું વજન વધારેમા વધારે ૨૦૦ તોલા સુધીનુજ લેવાય છે |
| ૪ (સરકારમાં) રજીસ્ટર થયેલાં વર્તમાન પત્રો | આઠ તોલા સુધી પા આનો<br>આઠથી વધુ તે ૨૦ તોલા સુધી અરધો આનો<br>તે ઉપરાત દર ૨૦ તોલા દીઠ ,, ,, |
| ૫ પાર્સલોના દર | (૪૪૦ તોલા સુધીના)<br>દર ૨૦ તોલા સુધી બે આના<br>૨૦ થી વધારે પણ ૪૦ તોલા સુધી ત્રણ આના<br>ત્યાર પછી દર ૪૦ તોલા દીઠ ,, |

(પાર્સલને રજીષ્ટર કરાવવાની ફી બે આના વધારે લેવાય છે)

પાર્સલો (૪૪૦ તોલાથી વધુ વજનના) માટેનો દર
(આ પાર્સલો ખાસ રજીસ્ટર કરાવવાજ જોઇએ)

૪૪૦ તોલાથી ૪૮૦ તોલા સુધીના વજનના રૂપીઆ ત્રણ
તે પછી દર ૪૦ તોલાએ (૮૦૦ તોલા સુધીજ લેવાય છે)
ચાર આના વધુ ગણવા

**૬ રજીસ્ટર કરામણી**—કોઇ પણ પોસ્ટકાર્ડ, કવર, પાકીટ કે નમુનો **રજીસ્ટર કરાવવો** હોય તો ઉપરના ટપાલ ચાર્જ ઉપરાત રજીસ્ટર કરામણીના દર જણસે બે આના વધારે લેવામા આવે છે અને રજીસ્ટર કર્યા છતા પહોચ મગાવવી હોય તો અરધા આનાની ટીકેટ વધુ લગાડવી પડે છે

**૭ મનીઆડરના દરો**—૧૦ રૂપીઆ સુધી બે આના
૨૫ „ „ ચાર આના

ત્યાર પછી દર ૨૫ (પચીસ) રૂપીઆ ઉપર ચાર આના ગણવામા આવે છે, પણ પચીસની રકમ પુરી ન થાય તો દસ રૂપીઆ ઉપર બે આના વધુ લેવામા આવે છે, દાખલા તરીકે રૂા ૫૫ ઉપર ગણતા લેખે દર પચીસ ઉપર ચાર આના લેખે ૫૦ ઉપર આઠ આના અને બાકીના પાચ ઉપર બે આના ગણતા દશ આના કુલે આપવા પડે

૨ કોઇપણ મનીઆડર રૂા છસોથી વધારે રકમનો મોકલી શકાય નહી

૩ તાર માર્ફતે મનીઆડરથી નાણા મોકલવા હોય તો ઉપરના દર ઉપરાત ઓરડીનરી (ઢીલના) તારની ફી બાર આના અને એક્ષપ્રેસ (તાકીદના) તારની ફી દોઢ રૂપીઆ લેખે વધારે લેવાય છે.

**૮ વીમાના દરો**—(૧) રજીસ્ટર કાગળો, અને વી પી. રજીસ્ટર કાગળો (૨) રજીસ્ટર કરેલા પાર્સલો અને વી. પી રજીસ્ટર કરેલા પાર્સલો માટે નાની શાખા પોસ્ટઓફીસોમા રૂા. ૬૦૦ સુધીનો અને મોટી પોસ્ટ ઓફીસોમા રૂા. ૨૦૦૦ સુધીનો વીમો ઉતરાવી શકાય છે. તે માટેના કમીશનના દરો—

(ટપાલ તથા રજીસ્ટર કરામણી ખરચ જુદો ગણવો)

દર રૂપીઆ એકસો અગર તેથી ઓછી રકમ સુધીની કીમતની જણસ માટે બે આના (વીમો ઉતરાવી મોકલવામા આવેલી કોઇ પણ જણસ ગુમ થાય તો ટપાલખાતું તેની નોંધાવેલી કીમત ભરી આપે છે)

તા ક કોઇ પણ પરબીડીઆમા કે બેગીમા સરકારી ચલણી નોટ કે સીક્કા અગર રોકડ નાણુ હોય તેનો વીમો **ઉતરાવવોજ જોઇએ** એમ ઠરાવવામા આવેલ છે વીમા વગર કાતો એવુ પરબીડીઉ કે બેગી સ્વીકારવામા આવે નહી અને ભુલથી સ્વીકાર્યા પછી તેવી વસ્તુ જણાય તો ખાસ ચાર્જ લઇને તે સુપ્રત કરાય છે

**૯ વી. પી. (વેલ્યુ પેયેબલ) જણસો સબધી હકીકત અને તેના દરો:—** વી પી થી ટપાલખાતાએ વેપારી લોકોને ખાસ સગવડ કરી આપી છે તે એવી રીતે કે ચોક્કસ માલ મગાવનાર, માલ મોકલનાર તરફથી તે માલ મળતાજ તેની જે કીમત જણાવેલી હોય તે ટપાલ ખાતાને ભરી દે, અને ટપાલ ખાતુ તે નાણાં પેલા માલ મોકલનારને પહોચાડી આપે છે તે માટે ટપાલ ખાતુ તેના ઉપર લાગુ પડતો ટપાલનો દર ઉપરાત દર ૧૦ રૂપીએ બે આના અને ૧૦ થી ૨૫ સુધીના ચારઆના અને તે પછી મનીઆડર મુજબ હકસાઈ રકમના પ્રમાણમા લે છે

આ ધોરણે રેલ્વે મારફતે મોકલેલા માલના નાણા પણ મેળવી શકાય છે તેમા યુક્તિ એવી છે કે રેલ્વેની રસીદ મોકલનારે પોતાના નામથીજ કરાવવી, પણ તેના પાછળ લેનાર ધણીનુ નામ ઠામ લખી, મોકલનારે પોતાની સહી કરવી અને તે રસીદ વી પી કરવી ટપાલખાતુ તેમા જણાવેલા નાણા લેનાર ધણી પાસે વસુલ કરી રસીદ તેને આપશે કે જે રસીદમા મોકલનારે કરેલા શેરાના આધારે આવેલો માલ પોતાના સ્વાધીન લઇ શકશે

(વી. પી ની અને મનીઆડરની હકસાઇ એક સરખી છે)

## ख **હીંદુસ્થાનની બહારના (અંગ્રેજી શહેનશાહતના મુલકોના) દરો**

**૧ પોસ્ટ કાર્ડ** સીંગલનો દોઢ આનો
રીપ્લાઇ (ડબલ)ના ત્રણ આના

૨ કવરો — એક ઔંસ માટે બે આના
દરેક વધુ ઓંસ અગર તેના ભાગ માટે દોઢ આનો

૩ છાપેલા વર્તમાનપત્રો, બુકસ અને ચોપાનીઆં — દર બે ઔંસ માટે અરધો આનો

૪ કાયદાના અને વેપારી દસ્તાવેજો ખતપત્રો — દસ ઔંસ સુધી ત્રણ આના
તે ઉપરાંત દર બે ઔંસ માટે અરધો આનો વધારે

૫ નમુનાના પાર્કીટો — ચાર ઔંસ સુધી એક આનો
તે ઉપરાંત દર બે ઔંસ માટે અરધો આનો

૬ પાર્સલો — પરદેશોમા પાર્સલો મોકલી શકાયછે તેના દરો ઇંગ્લાંડ સ્કોટલાંડ, આયર્લાંડ વિગેરે-માટે

| | |
|---|---|
| ૩ રતલ સુધીનો | રૂપીઓ ૧॥ |
| ૭ ,, ,, | ,, ૨॥ |
| ૧૧ ,, ,, | ,, ૨॥≈ |

આ દરો જીબ્રાલ્ટર રસ્તે થઈને જનારા પાર્સલો માટે છે પરંતુ બીજે રસ્તે થઇને જનારા પાર્સલો માટે જુદા દરો છે.

૭ રજીસ્ટર કરામણી — પરદેશો માટે રજીસ્ટર કરાવેલ જણસોની રજીસ્ટર ફી તથા ડીલીવરીની પહોચની ફી (દરેકની) ત્રણ આના છે.

ગ **પરરાજ્ય** (અંગ્રેજી મુલકો સિવાયના) માટેના દરો.
પરદેશો માટે મોકલવાના કાગળ, ચોપાનીઆ વિગેરેના દરો ઉપર મુજબજ છે ફક્ત કાગળો (કવરો) માટેનો દર પ્રથમના દર ઓંસ દીઠ બેને બદલે ત્રણ આના છે બાકીના બધા દરો કલમ ખમા જણાવેલ છે તે મુજબજ છે

ઘ **હીંદી ચલણમાં મનીઆર્ડરો નીચલા દેશો ખાતે મોકલી શકાય છે** બ્રીટીશ ઇસ્ટ આફ્રીકા, બ્રીટીશનૉર્થ બોર્નીઓ, સીલોન, ફારમોશાના કેટલાક ભાગ, જર્મન ઇસ્ટ આફ્રીકા, હોંગકોંગમાની બ્રીટીશ ઓફીસો, કેનીઆ જેપાન, લેબોઆન, મોરીશ્યસ, સ્ટેટસ સેટલમેંટ, જાંઝીબાર, પોરતુગીઝ હીંદુસ્થાન, ફરીદકોટ, ગ્વાલીઅર, ઝીંદ, નાભા, પત્યાલા અને ચમ્બા આ સિવાય **બ્રીટીશ પોસ્ટલ ઓરડર્સ** છ પેન્સથી ૨૧ શીલીંગ સુધીના ટપાલખાતુ કાઢી શકે છે અને એક દિવસમા એક માણસને ૨૦ પૌંડ કરતા વધારે આપી શકતુ નથી

ङ **ચીજો પોસ્ટ કર્યા** બદલનુ **સર્ટીફીકેટ** (Certificate of Posting) પોસ્ટ ઓફીસ તરફથી ટપાલમા જતી જે ચીજ માટે રસીદ આપવામા

આવતી નથી, એવી દરેક ચીજ માટેનું પોસ્ટ કર્યા બદલનુ સરટીફીકેટ મળી શકે છે. એ સરટીફીકેટ પોસ્ટ ઓફીસમાં છાપેલુ આવે છે તે ઉપર, અથવા કાગળના કકડા ઉપર કે ચોપડીમા લખી જે ચીજ પોસ્ટ કરવાની હોય તેની સાથે પોસ્ટ ઓફીસમા રજુ કરવુ જે ચીજો માટે સરટીફીકેટ જોઇતુ હોય તે ઉપરના શરનામાની બરાબર નકલ તેમાં લખવી જોઇએ અને જેટલી ચીજો બદલ સરટીફીકેટ જોઈતુ હોય તે ચીજોની સંખ્યા શબ્દોમાં લખવી અને તેમા ઉપર નીચે મુજબ ટીકીટ ચોડવી

अ સાધારણ અથવા વેલ્યુ પેએબલ રજીસ્ટર નહી કરાવેલી બેગી અને વેલ્યુ પેબલ રજીસ્ટર નહીં કરાવેલા બુક પેકેટ માટે એમાની કોઇપણ જાતની દરેક ૭ અથવા તેથી ઓછી ચીજોને માટે પા આનો.

ब રજીસ્ટર ન કરાવેલા કાગળ પોસ્ટ કાર્ડ, બુક પેકેટ, રજીસ્ટર ન્યુઝપેપર, અને નમુનાના પેકેટ એમાની કોઇપણ જાતની દરેક ત્રણ અથવા તેથી ઓછી ચીજને માટે પા આનો આ પ્રમાણે બેગી પોસ્ટ કર્યાનું સરટીફીકેટ અગર કાગળ પોસ્ટ કર્યાનું સરટીફીકેટ એ પ્રમાણે જે જોઇતું હોય તે મુજબ લખીને પોસ્ટ આફીસમાં રજુ કરવાથી પોસ્ટ ઓફીસ ટીકેટ રદ કરી સર્ટીફીકેટ ઉપર છાપ મારી જે ધણીએ રજુ કર્યું હોય તેને પાછું આપે છે.

## च ટપાલ ઓફીસમાં ટીકેટો, પરબીડીઆં અને રેપરો, નીચલા ભાવે વેચાય છે—

**ટીકેટો**—પા આનો, અરધો આનો, એક આનો, દોઢ આનો, બે આના, અઢી આના, ત્રણ આના, ચાર આના, છ આના, આઠ આના, બાર આના, અને એક રૂપીઓ, બે, ત્રણ, ચાર, પાંચ, દસ, પંદર અને પચીસ રૂપીઆની છુટી ટીકેટો એ ભાવેજ વેચાય છે.

| | | |
|---|---|---|
| **રજીસ્ટર ટીકેટવાળાં નાના પરબીડીઆં—** | અઢીઆનાની ટીકીટવાળા નાના પરબીડીઆ દીઠ | ત્રણ આના |
| | દર ૧૬ ના પાકીટ દીઠ | ત્રણ રૂપીઆ |
| | ,, ,, ટીકેટવાળાં મોટા પરબડીઆ દીઠ | સાડાત્રણ આના |
| | ,, ,, ,, દર ૯ના પાકીટ દીઠ | પોણાબે રૂપીઆ |
| **અર્ધા આનાની ટીકેટવાળાં રેપરો.** | છ થી ઓછી સંખ્યા માટે દર રેપરો દીઠ | સાત પાઈ |
| | છ રેપરના દર પેકેટ દીઠ | સાડાત્રણ આના |

| | | |
|---|---|---|
| **એક આનાની** | છ થી ઓછી સખ્યા માટે દર રેપર દીઠ | એકઆનો એકપાઇ |
| **ટીકેટવાળા રેપરો** | છ રેપરના દર પેકેટ દીઠ | છઆના છપાઇ |

તા ૧ લી અકટોબરથી ૬ મહિના સુધી હીંદ-બરમા અને ઈંગ્લાડ વચ્ચે 'રોજીદી લેટર ટેલીગ્રામ સરવીસ" ( Daily Letter Telegram Service) એટલે તાર મારફતે રોજીંદા કાગળો મોકલવાની શરૂઆત કરવામા આવી છે

આ તારના સદેશાઓ સાદી ભાષામા લેવામા આવે છે. અને ઓરડીનરી તારના સદેશાઓના દર કરતા ફક્ત ¼ (પા ભાગના) દરે સ્વીકારવામા આવે છે. દરેક સંદેશામા ઓછામા ઓછા ૨૦ શબ્દો હોવા જોઇએ. સાધારણ રીતે આ સદેશાઓ ૪૮ કલાક પછી પુગાડવામા આવશે આ સદેશાઓ "ડીફર્ડ ફોરેન ટેલીગ્રામ" માટેના પીળા ફારમો ઉપર લખવા જોઇએ શીરનામા પહેલા D L T ( ડેલી લેટર ટેલીગ્રામ ) લખવા જોઇએ, જે એક શબ્દની ગણત્રીમા ગણાશે

પહેલા ૨૦ અથવા તેથી ઓછા શબ્દો માટે રૂ. ૬-૪-૦ લેવામા આવશે અને ત્યાર પછીના પાચ શબ્દના ચાર ૦-૪-૦ આના લેવામા આવશે.

## ૫૫—તાર સબધી હકીકત (Telegraphic Information)

બધા તારો "સ્ટાન્ડર્ડ" વખત મુજબ લેવામા આવે છે સ્ટન્ડર્ડ વખત મુજબ હીદમા ગ્રીનીચના વખત કરતા સાડાપાચ કલાક આગળ અને હાલના મદ્રાસ વખત કરતા નવ મીનીટ આગળ છે, તથા બરમામા ગ્રીનીચ વખત કરતા સાડાછ કલાક આગળ એને હીદના સ્ટાડર્ડ વખત કરતા એક કલાક આગળ છે.

જુદા જુદા પ્રકારના તાર મોકલવાના ભાવ હીદમા નીચે મુજબ છે —

| કલાસ | શબ્દો | ભાવ | વધારાના દર શબ્દ દીઠ | |
|---|---|---|---|---|
| | | રૂા આ. | રૂા આ | |
| એક્ષપ્રેસ (તાકીદનો) | ૧૨ | ૧-૮ | ૦-૨ | શીરનામાના શબ્દોનો ચાર્જ જુદો લેવામા આવે છે |
| ઓરડીનરી (સાધારણ) | ૧૨ | ૦-૧૨ | ૦-૧ | |
| સીલોન માટે તારના દર | | | | |
| એક્ષપ્રેસ | ૧૨ | ૨-૦ | ૦-૩ | " |
| ઓરડીનરી | ૧૨ | ૧-૦ | ૦-૨ | |

એકજ જાતના તારની નકલ તે ગામમા જુદે જુદે સ્થળોએ મોકલવી હોય તો દરેક સો શબ્દે અગર ઓછાના **ચાર આના** કોપી દીઠ ચાર્જ કરવામા આવે છે

રીપ્લાઈ તાર પણ મોકલી શકાય છે, જેના પૈસા મોકલનાર આશામી અગાઉથી ભરી શકે છે તેમજ ફરના તાર પહોચાડવા માટેના ખેપીઆના પૈસા પણ ભરી શકે છે

## વર્તમાનપત્રો માટેના ખાસ દર.

**એક્ષપ્રેસ** (તાકીદના) તારના ૪૮ શબ્દો માટે એક રૂપીઓ અને તે ઉપરાતના દર છ શબ્દો દીઠ બે આના વધારે અને શીરનામાના શબ્દો મુફત આપવામા આવે છે

**ઓરડીનરી** તારના ૪૮ શબ્દો માટે આઠ આના અને તે ઉપરાતના દર છ શબ્દો દીઠ એક આનો વધારે અને શીરનામુ મુફત લેવામા આવે છે.

તા ક—વર્તમાન પત્રો માટેનો એક સંદેશો એક ગામના જુદા જુદા મથકના ગમે તેટલા વર્તમાન પત્રોને પહોચાડવામા આવે તોપણ તે ઉપર એકજ વખતનો દર અને નકલ કરવાના સો શબ્દ દીઠ ચાર આના લેખે લવાજમ પડે છે.

દુનીઆના ગમે તે ભાગમા તાર કરવાના દરેક દેશ માટેના દરો જુદા જુદા છે. તેમજ એકજ ઠેકાણાના દર જુદે જુદે રસ્તે મોકલવા માટે પણ ઓછા વધુ રહે છે જેમકે—

| | |
|---|---|
| વાયા તુર્કી થઇને યુરોપના દેશોમા તાર મોકલવો હોય તો દર શબ્દ દીઠ | રૂા. ૧-૧-૦ |
| ,, તહેરાન ,, ,, ,, ,, ,, | ૧-૦-૦ |
| ,, સુવેજ ,, ,, ,, ,, ,, | ૧-૪-૦ |

આ પ્રમાણે શબ્દ દીઠ જુદા જુદા રસ્તે મોકલવાના ભાવ જૂદા જૂદા રાખેલા છે.

વળી વાયરલેસ અને રેડીઓના તાર (એટલે વગરદોરડાના તાર) જે બદર ઉપરથી ભરદરીએ ચાલતી સ્ટીમરો ઉપર અગર સ્ટીમરમાથી કોઇ પણ બદર ઉપર મોકલવામા આવે તેના દરમા હાલમા શબ્દ દીઠ બે આનાનો ઘટાડો રાખવામા આવેલ છે. તે તાર કરવાના હીદમા બદરો મુંબઈ, કલકત્તા, કરાચી, મદ્રાસ, રંગુન, પોર્ટબ્લેર અને વીકટોરીઆ પોઇંટ છે.



## ૫૬ દુનીઆમાં રહેતો એક વખતનો ટાઇમ (The Time throughout the World)

જયારે ગ્રીનીચમા (ઇન્ગ્લંડમા) બપોરના બાર વાગ્યા હોય ત્યારે દુનીઆના નીચેના સ્થળોના ઘડીઆલોમાં ત્યાંનો ટાઇમ જણાવેલ મુજબ હોઇ શકે

તા. ક જયા A M લખ્યું છે ત્યા રાતના બાર વાગ્યાથી બપોરના બાર વાગ્યા સુધીનો વખત સમજવો અને P M લખ્યુ છે ત્યા બપોરના બાર વાગ્યા પછીથી રાતના બાર વાગ્યા સુધી સમજવા

| | | ક મી. | | |
|---|---|---|---|---|
| આસ્ટ્રેલીઆ | આડેલેઇડ | ૯-૧૪ | (P M) | રાતના |
| | મેલબૌર્ન | ૯-૪૦ | ,, | ,, |
| | સીડની | ૧૦-૫ | ,, | ,, |
| આફ્રીકા | કેપટાઉન | ૧-૧૪ | ,, | બપોરના |
| | જ ઝબાર | ૮-૩૭ | ,, | ,, |
| | મોરીશ્યસ | ૩-૫૦ | ,, | ,, |
| | કેરો | ૨-૫ | ,, | ,, |
| યુરોપ | પારીસ-ફ્રાંસ | ૧૨-૧૦ | ,, | ,, |
| | માદ્રીડ-સ્પેન | ૧૧-૪૫ | A. M | સવારના |
| | લીસ્બન-પોરતુગાલ | ૧૧-૨૩ | ,, | ,, |
| | બર્લીન-જર્મની | ૧૨-૫૪ | P. M. | બપોરના |
| | મોસ્કો-રૂશીઆ | ૨-૩૦ | ,, | ,, |
| | પીટ્રોગ્રાડ ,, | ૨-૧ | ,, | ,, |
| | રોમ-ઇટલી | ૧૨-૫૦ | ,, | ,, |
| | વીએના-આસ્ટ્રીઆ | ૧-૫ | ,, | ,, |
| | ડબ્લીન-આયર્લાંડ | ૧૧-૩૫ | P. M. | સવારના |
| | એડીનબરો-સ્કોટલાંડ | ૧૧-૪૭ | ,, | ,, |
| | આઇસલાંડ | ૧૧-૩૯ | ,, | ,, |
| | આથેન્સ-ગ્રીસ | ૧-૩૫ | P M. | બપોરના |
| | કોન્સ્ટાંટીનો પલ-તુર્કી | ૧-૫૬ | ,, | ,, |
| ચીન | પેકીન | ૭-૪૬ | ,, | રાતના |
| જાપાન | યોકોહામા | ૯-૧૮ | ,, | ,, |
| હીંદુસ્થાન | મુંબાઇ | ૪-૫૧ | ,, | સાંજના |
| | કલકત્તા | ૫-૫૩ | ,, | ,, |
| | મદ્રાસ | ૫-૨૧ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| સુએઝ | | ૨ ૧૦ P M | બપોરના |
| એડન | | ૨—૦ ,, | ,, |
| અમેરીકા | ચીકાગો | ૬–૧૦ A M | (સવારના) |
| | કીબેક | ૭–૧૫ | ,, |
| | ન્યુયોર્ક–મોન્ત્રીઅલ | ૭—૪ | ,, |
| | પાનામા | ૬–૪૨ | ,, |
| | સાન ફ્રાંસીસ્કો | ૩–૫૦ A M. | (સવારના) |
| | વાંકુવર | ૩–૩૮ | ,, |
| | વોશીંગ્ટન | ૬–૫૨ | ,, |
| બ્રાઝીલ | રીઓડજાનેર | ૯—૭ A. M | (સવારના) |

આમા ધ્યાનમા રાખવા માટે સુચના કરવાની કે જે ટાઈમ બતાવ્યો છે તે ટાઈમ તે તે સ્થળોને લગતો (સુરજને લગતો) છે પણ સ્ટાડર્ડ ટાઈમ નથી ઉપરના હરેક ટાઈમમાં સ્ટાડર્ડ મુજબ અમુક અમુક મીનીટનો ફેર રહેજ જેમકે મુબઈમા ૪–૫૧ લખ્યા છે તે લોકલ ટઇમ છે પરતુ સ્ટાડર્ડ ૫–૩૦ ગણાય. કલકત્તાનો ૫–૫૩ છે તે સ્ટાડર્ડ મુજબ ૫–૩૦ ગણાય અને મદ્રાસ ૫–૨૧ છે તે સ્થાનીક ટાઇમ છે પણ સ્ટાડર્ડ (જેને National ટાઈમ કહે છે તે) ૫–૩૦ ગણાય ચોકોહામાનો ટાઈમ ૯–૧૮ P M છે તે સ્ટાડર્ડ મુજબ ૯–૦ P. M. ગણાય આ બધામા અમુક ફેર રહી શકે. પરતુ સ્થાનીક ટાઇમ ઉપયોગી હોવાથી તે આપેલ છે સ્ટાડર્ડ તરીકે મુબઈ કલકત્તા અને મદ્રાસના એકજ ટાઈમમા ગણત્રી થાય છે તે ભુલી જવાનું નથી.

**મુંબઈમાં બપોરના બાર વાગ્યા હોય ત્યારે (એટલે સ્ટાં. ટા. ૧૨–૩૯ થયા હોય ત્યારે) જુદા જુદા દેશોમાં નીચે મુજબ ટાઈમ હોય છે.**

| | | ક. મી | | |
|---|---|---|---|---|
| હીંદુસ્થાન તથા એશીઆ | કલકત્તા | ૧–૦ | P M. | બપોરના |
| | [illegible] | [illegible] | ,, | ,, |
| | પુના | ૧૨–૩૯ | ,, | ,, |
| | જગન્નાથપુરી | ૧૨–૫૨ | ,, | ,, |
| | મદ્રાસ | ૧૨–૩૦ | ,, | ,, |
| | કોલબો | ,, | ,, | ,, |
| | લાહોર | ૧૨–૦ | ,, | ,, |
| | રગુન | ૧–૩૦ | ,, | ,, |
| | સીંગાપુર | ૨–૦ | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| | ભુજ | ૧૧–૪૯ | A M | સવારના |
| | અમદાવાદ | ૧૧–૫૯ | ,, | ,, |
| | રાજકોટ | ૧૧–૫૨ | ,, | ,, |
| | કરાચી | ૧૧–૩૭ | ,, | ,, |
| | સીઆમ | ૩–૨૦ | P. M | બપોરના |
| | હોંગકોંગ | ૭–૨૦ | ,, | સાંજના |
| | જેડા | ૪–૧૩ | A. M | સવારના |
| આસ્ટ્રેલીઆ | (એડેલેઇડ) | ૪–૨૦ | P M. | સાંજના |
| ન્યુઝીલાંડ | | ૬–૩૦ | ,, | ,, |
| અલાસ્કા | | ૮–૩૦ | , | ,, |
| આફ્રીકા | જાંઝીબાર | ૩–૩૦ | P M | સાંજના |
| | અલેકઝાંડ્રીઆ | ૭–૧૦ | ,, | ,, |
| | કેપટાઉન | ૧૦–૧૫ | A. M | સવારના |
| યુરોપ | લંડન | ૭–૧૦ | ,, | ,, |
| | ડબ્લીન | ૬–૪૫ | ,, | ,, |
| | પારીસ | ૭–૨૦ | ,, | ,, |
| | સેંટપીટર્સબર્ગ | ૮–૫૫ | ,, | ,, |
| | આમસ્ટર્ડામ | ૭–૩૦ | ,, | ,, |
| | બર્લીન | ૮–૩ | ,, | ,, |
| | કોન્સ્ટાટીનોપલ | ૮–૪૯ | ,, | ,, |
| અમેરીકા | (સાનફ્રાંસીસકો) | ૧૧–૦ | P M | રાતના |
| | ન્યુયોર્ક | ૨–૧૫ | A M. | સવારના |
| | રીઓડીજાનેર | ૪–૧૯ | ,, | ,, |



## ૫૭—દુનીઆના મોટા શહેરોમાં વાર્ષિક પડતા વરસાદની સરાસરી
## Annual Average of Rainfall (inches) of great cities of the World

| | | ઇંચ. |
|---|---|---|
| મુંબઇ | (હીંદુસ્થાન) | ૭૫ |
| કલકત્તા | ( ,, ) | ૭૧ |
| ચેરાપુંજી | ( ,, ) | ૬૧૦ |
| દીલ્હી | ( ,, ) | ૨૪ |

| | | |
|---|---|---|
| એલેકઝાંડ્રીઆ | (ઇજીપ્ત) | ૧૦ |
| અલ્જીર્સ | | ૩૨ |
| કેરો | (મીસર) | ૧ |
| કેપટાઉન | (આફ્રીકા નાતાલ) | ૨૩ |
| જેરૂસાલેમ | (તુર્કસ્તાન એશીઆઇ) | ૧૬ |
| પોર્ટ સૈયદ | (મીસર) | ૨ |
| હોંગકોંગ | (ચીન) | ૧૦૧ |
| પેકીંગ | ( „ ) | ૨૭ |
| કોન્સ્ટાટીનોપલ | (તુર્કસ્તાન) | ૪૧ |
| કોપનહેગન | (સ્વીડન) | ૨૨ |
| જીનીવા | (સ્વીઝર્લાંડ) | ૩૩ |
| જીનોઆ | (ઇટલી) | ૫૦ |
| હાવાના | (ટાપુ છે) | ૭૭ |
| માદ્રીડ | (સ્પેન) | ૧૨ |
| માલ્ટા | (ટાપુ છે) | ૨૦ |
| મનીલા | (ટાપુ છે) | ૮૭ |
| મીલાન | (ઇટલી) | ૩૮ |
| નેપલ્સ રોમ | ( „ ) | ૩૧ |
| રીઓદ જાનેરો | (બ્રાઝીલ) | ૫૩ |
| સાનદુમીંગો | | ૧૦૮ |
| વેરાક્રુઝ | (અમેરીકા) | ૧૮૩ |
| આબર્ડીન (એડનબરો) | (સ્કોટલાંડ) | ૩૦ |
| બેલ્ફાસ્ટ (ડબ્લીન) | (આયર્લાંડ) | ૩૨ |
| બર્લીન | (જર્મની) | ૨૪ |
| બર્ન | (સ્વીઝર્લાંડ) | ૪૬ |
| બર્મીંગહામ | (ઇગ્લંડ) | ૨૪ |
| લંડન | (ઇંગ્લંડ) | ૨૫ |
| માંચેસ્ટર (શેફીલ્ડ) | „ | ૩૬ |
| પારીસ-માર્સેલ્સ | (ફ્રાંસ) | ૨૩ |
| બોર્ડો | „ | ૨૯ |
| બ્રસેલ્સ | (બેલ્જીઅમ) | ૨૯ |
| સીડની | (આસ્ટ્રેલીઆ) | ૪૩ |



## ૫૮—મુંબઇમાં આવેલી બેંકોના નામ અને ઠેકાણાંઃ—(પેટા શાખાઓ જુદી જાણવી) (Bank & their head offices in Bombay)

| નામ | હેડ ઓફીસનુ ઠેકાણુ |
|---|---|
| ૧ અલ્હાબાદ બેંક | એપોલોસ્ટ્રીટ |
| ૨ યુનીઅન બેંક ઓફ ઇંડીઆ | ,, |
| ૩ મુંબઇ મર્ચન્ટસ બેંક | ,, |
| ૪ બેંક ઓફ મોરબી (જેનુ કામકાજ હાલ બંધ છે) | ,, |
| ૫ ઇમ્પીરીઅલ બેંક ઓફ ઇંડીઆ (મુંબઇબેંક) | બેંકસ્ટ્રીટ સર્કલ |
| ૬ હોંગકોંગ એન્ડ શાંઘાઇ બેંકીંગ કોરપોરેશન | ચર્ચગેટસ્ટ્રીટ |
| ૭ ઇન્ડસ્ટ્રીઅલ બેંક ઓફ વેસ્ટર્ન ઇંડીઆ | ,, |
| ૮ ઇન્ટરનેશનલ બેંકીંગ કોરપોરેશન | ,, |
| ૯ સુમીટોમો બેંક | ,, |
| ૧૦ બેંક ઓફ કરાચી | મેડોઝસ્ટ્રીટ |
| ૧૧ બેંક નાશીઓનાલ અલ્ત્રામરીનો (પોરતુગીઝ બેંક) | એસ્પ્લેનેડરોડ |
| ૧૨ કોપ્ટોઇર નાશીઓનાલ ડીસ્કોટે ડ પારીસ (ફ્રેંચ બેંક) | ,, |
| ૧૩ નેશનલ બેંક ઓફ ઇંડીઆ | ,, |
| ૧૪ પી એન્ડ ઓ બેંકીંગ કોરપોરેશન | ,, |
| ૧૫ ઇમ્પીરીઅલ બેંક ઓફ પર્સીઆ | ,, |
| ૧૬ મર્કેન્ટાઇલ બેંક ઓફ ઇંડીઆ | ,, |
| ૧૭ તાતા ઇન્ડસ્ટ્રીઅલ બેંક (સેન્ટ્રલબેંક સાથે જોડાઇ ગઇ) | ,, |
| ૧૮ બેંક ઓફ ઇન્ડીઆ | ,, |
| ૧૯ ચાર્ટર્ડ બેંક ઓફ ઇંડીઆ આસ્ટ્રેલીઆ એન્ડ ચાઇના | ,, |
| ૨૦ નેધરલાંડસ ઇન્ડીઆ કમર્શીઅલ બેંક (ડચબેંક) | હોર્નબીરોડ |
| ૨૧ સેન્ટ્રલ બેંક ઓફ ઇંડીઆ | એસ્પ્લેનેડરોડ |
| ૨૨ નેશનલ બેંક ઓફ સાઉથ આફ્રીકા | હોર્નબીરોડ |
| ૨૩ યોકોહામા સ્પીશી બેંક | ,, |
| ૨૪ ઇસ્ટર્ન બેંક | ,, |
| ૨૫ બેંક ઓફ બરોડા | ,, |
| ૨૬ બેંક ઓફ ટાઇવાન | ,, |
| ૨૭ કીંગકીંગ એન્ડ કું | હોર્નબીરોડ |
| ૨૮ થોમાસ કુક એન્ડ સન્સ (કૉકસ કું સાથે) | ,, |
| ૨૯ ગ્રાન્ડલે કું | નીકલરોડ |
| ૩૦ શીલોત્રી બેંક | બેલાર્ડ સ્ટ્રીટ |
| ૩૧ એલાયન્સ બેંક ઓફ સીમલા (બંધ થઇ છે) | ,, |
| ૩૨ ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ એકસ ચેઇંજ બેંક ઓફ ઇંડીઆ હાલમાં બંધ થઇ છે | ફોર્ટસ્ટ્રીટ |

## ૫૯—રેલ્વે સબંધી સામાન્ય અને ઉપયોગી માહિતી
## (Useful instructions Relating to Railways)

હીંદનુ ક્ષેત્રફલ આશરે પોણા અઢાર લાખ ચોરસ માઇલ છે, તેમા રેલ્વેની ખીલવણી લગભગ ચાલીસ હજાર માઇલની ગણાય છે. હીંદી રેલ્વેના કાયદા મુજબ હીંદની બધી રેલ્વેઓ ઉપર અગ્રેજ સરકાર પોતાની સત્તા ધરાવે છે અને તેથી તેઓ પાસેથી નાણાની આવક જાવકના આકડા માગે છે, અને નવા વરસના બજેટ વખતે હીંદના સેક્રેટરી ઓફ સ્ટેટની મજુરી લઇ કેટલો ફાળો આપવો તે નક્કી કરે છે.

હીંદમા પ્રથમ રેલ્વેનો પાયો સને ૧૮૪૯ મા મુંબઈથી કલ્યાણી સુધીનો ૩૩ માઇલમા નખાયો, અને દેશની અદરના ભાગમા માલ લાવવા લઈ જવાની સગવડ વધે, તથા બદરોના કીનારા સુધી માલ પહોચાડી શકાય તે મુજબ નફો દેખાયાથી વીલાયતમા સને ૧૮૫૯ મા બાવન લાખ પવન કાઢીને આઠ જબ્બર લાઈનો જે શરૂઆતમા દર્શાવેલ છે તે કાઢવામા આવી

કોણ એવી વ્યક્તિ હશે કે જે રેલ્વેનો ઉપયોગ નહીં કરતી હોય ? માટેજ રેલ્વેમા મોકલાતા માલ સબધી તેમજ પેસેજર સંબધી દરેક કાયદા કાનુનથી વાકેફ થવુ તે ઉપયોગી છે પરંતુ તે બધી હકીકત અને વિગત એટલી બધી લાબી, ગુચવણીવાળી અને એક બીજી રેલ્વેથી જુદી જુદી તરાહની છે કે તે માટે "રેલ્વેનો ભોમીઓ" એ નામક પુસ્તકમા જોઇ શકાશે જે પુસ્તક તૈયાર થાય છે. અહીં તો, એટલા માટે, દીકદર્શન રૂપે ઘણીજ ઉપયોગી અને સામાન્ય હકીકત જણાવીએ છીએ

હીંદમા રેલ્વેઓ જેમ ઘણી, તેમ તેના માલેકો અને ધણી પણ ઘણા હોવાથી તે દરેકના ધારાધોરણ જુદા, રીત રીવાજ અને દરોમા તફાવત, દાખલા તરીકે બધાના કલાસ રેટ (દર) જુદા, શીડયુલ રેટ જુદા, અને એક સ્ટેશનથી બીજા સ્ટેશન સુધીના રેઈટસ પણ જુદા, વળી બ્રોડગેજ ઉપરની રેલ્વેના દર જુદા, અને મીટર ગેજ ઉપરની રેલ્વેના દર જુદા, બુકીગ અને ત્રાન્સફર બુકીંગના ભાવોમા તફાવત, અને વળી દરેક જાતના માલની જાત મુજમ વર્ગો–કલાસ–જુદા જેથી તેના ભાવો પણ ચડ ઉતરના જુદા જુદા માલની જાતવાર કલામ એટલે રેલ્વે બર સામાનના દર જુદા, મોટરગાડી, શીગરામના દર જુદા કોલસા, ઇમારતી લાકડુ, બળતણના લાકડા, ખનીજ ધાતુ, અનાજ ગુણી, કાપુસ, કપાશીઆ અને બીઆ છુટા જે વેગનમા ભરાય તે, ઘાસ, નળીઆ, ત્રાસ, હાડકા, પથ્થર, રેતી, ઘોડા, હાથી વીગેરે પશુઓ એમ દરેક ચીજોના કલાસ–વર્ગ–જુદા તેમ તેના ભાવો પણ જુદા જુદા રાખવામા આવેલા છે

આ બધાના જનરલ કલાસીફીકેશન મુજબ ભાવો બગાડી મણ દીઠ

પા પાઇથી કરીને પોણા બે પાઇ સુધી માઇલ દીઠ લેવાય છે આવા અનેક તરેહના ધારા ધોરણ હોવાથી એક અલાયદુ અને સર્વસામાન્ય પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે તેથી "રેલ્વેના ભોમીઓ" જે અમારા તરફથી તૈયાર થાય છે તે વાચવાથી માલુમ પડશે અને વાકેફ થવાશે, પરતુ અહી તો ટુકમા નીચે મુજબ ઉપયોગી હકીકત આપી છે

૧. હીદમા રેલ્વે ઉપર જે માલ તોલાય છે તેનું વજન નીચે મુજબ ગણાય છે રેલ્વેના ગણુ શેર બંગાળીજ સમજવા

૧ મણના ૪૦ શેર (બગાળી) અથવા ૮૨॥ રતલ
૧૦ શેરના ૨૦॥ રતલ
૧ ટનના ૨૭॥ બગાળી મણ (લગભગ)

૨. ગુડસ ટ્રેન મારફતે મોકલાતા સામાનમા ૧૪ શેરથી ઓછા વજનનુ રેલ્વે પાર્સલ થતું નથી, વળી રેલ્વે ચાર્જ કમતીમા કમતી ૧૦ માઇલ સુધીનોજ લેવાય છે

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪થી ૨૦ | શેર | સુધીના | વજન | ઉપર | ૦॥ | મણના | પૈસા | લેવાય | છે. |
| ૨૧થી ૩૦ | ,, | ,, | ,, | ,, | ૦॥। | ,, | ,, | | ,, |
| ૩૧થી ૪૦ | ,, | ,, | ,, | ,, | ૧ | ,, | ,, | | ,, |
| ૪૧થી ૫૦ | ,, | ,, | ,, | ,, | ૧। | ,, | ,, | | ,, |

૩ માલ જેવોકે સોના ચાદી, જરીકામ, મોતીહીરા, રૂપીઆ અને પ્રોમીસરી-નોટ, હાથીદાત, ઘડીઆલો, અફીણ અબ્નુસ, અબર અને કસ્તુરી વિગેરે વિગેરે ચીજોનો માલ જે એક સો રૂપીઆ કરતા વધારે કીમતનો હોય, અને વીમો ન ઉતરાવ્યો હોય તો રેલ્વેવાળા જોખમદાર રહેતા નથી વીમા માટે કન્સાઈનમેટ નોટમા જણાવવુ જોઇએ, અગર રીસ્ક નોટ લેવી જોઇએ વીમો ઉતરાવેલો માલ ગુમ થાય, બગડે તો તે માટે માલની કીમત આકીને તે મુજબ નાણા રેલ્વે ભરી આપે છે, વીમાનો દર ૧૦૦ માઈલ દીઠ સેકડે ચાર આના અને બે આના માલની જાત મુજબ છે

૪ રેલ્વેની રસીદ ટપાલ માર્ફતે મોકલતા ખોવાઇ જાય, અગર લગેજ ટીકેટ ગુમ થાય તો માલ મેળવતી વખતે રૂા ૧-૦-૦ ના સ્ટાપ ઉપર "ઇન્ડેમ્નીટી બોન્ડ" લખી આપ્યા બાદ માલ મળી શકે છે

૫ બધી રેલ્વેઓના દરોમા ફેરફાર રહેલા છે. પણ મોટે ભાગે પાર્સલો, લગેજ, કુતરા વીગેરે માટે એક જાતના બાધેલા દરો તેના છેટાના પ્રમાણમા રાખેલા છે

અ પાર્સલોનો ચાર્જ વજન ઉપર અગર મેજરમેટ ( ભરતરી ) ઉપર કરાય છે ભરતરીમા એક ઘનફુટનો જે ચાર્જ બેસે તેટલોજ ચાર્જ ૫ શેર વજનનો બેસે. પાર્સલોના પૈસા તેની જાત મુજબ ફુલપાર્સલ રેટ, (આખા), હાફ્પાર્સલ રેટ, કે ક્વાર્ટર પાર્સલ રેઈટ મુજબ લેવાય છે એટલે પાર્સલોનો ઓછામા ઓછો ચાર્જ ફુલ (Full=આખો) પાર્સલરેઈટના છ આના હોય તો હાફના ત્રણ આના થાય છે અર્થાત્ પાચ શેર વજનના પાર્સલ ઉપર દર ૨૫૦ માઈલના છેટા મુજબ ઉપર પ્રમાણે છ આના અને ત્રણ આના લેવાય છે પરતુ ૧ ઘનફુટ કરતા વધુ અથવા ૫ શેર કરતા મોટા પાર્સલો માટે દરો નીચે મુજબ છે, જે ઉપયોગી હોવાથી આપ્યા છે. (માખણ, મલાઈ, દુધ, ફળફળાદિ, ન્યુસપેપર, બરફ વિગેરેના દરો હાફરેટ લેખે એટલે જણાવ્યા કરતા અરધા લેવાય છે

| માઈલ | ૧૦ શેર સુધી | ૨૦ શેર સુધી | ૩૦ શેર સુધી | ૪૦ શેર સુધી |
|---|---|---|---|---|
| | રૂા આ | રૂા આ | રૂા આ | રૂા આ |
| ૨૫ સુધી | ૦—૬ | ૦—૬ | ૦—૬ | ૦—૬ |
| ૫૦ ,, | ૦—૬ | ૦—૬ | ૦-૧૨ | ૦-૧૨ |
| ૭૫ ,, | ૦—૬ | ૦-૧૨ | ૧—૧ | ૧—૧ |
| ૧૦૦ ,, | ૦—૬ | ૦-૧૨ | ૧—૧ | ૧—૭ |
| ૧૫૦ ,, | ૦-૧૨ | ૧—૧ | ૧—૭ | ૨—૨ |
| ૩૦૦ ,, | ૦-૧૨ | ૧—૭ | ૨—૨ | ૨-૧૩ |
| ૩૫૦ ,, | ૧—૧ | ૧-૧૩ | ૨-૧૩ | ૩—૯ |
| ૪૫૦ ,, | ૧—૧ | ૨—૨ | ૩—૩ | ૪—૪ |
| ૫૦૦ ,, | ૧—૭ | ૨—૮ | ૩-૧૪ | ૪-૧૫ |
| ૬૦૦ ,, | ૧—૭ | ૨-૧૩ | ૪—૪ | ૫-૧૦ |

આ મુજબ ગણત્રી મુજબ ભાવો લેવાય છે

૬ **પાર્સલો વી. પી. થી કેવી રીતે મોકલી શકાય?** પાર્સલો રેલ્વે માર્ફતે રવાના કરી તે બદલાઈ ન જાય એટલા માટે તેના ઉપર સ્ટાંપવાળા સીલનો સીક્કો કરવો, તે પાર્સલની જે રસીદ આવે તે ટપાલ માર્ફતે વી. પી. કરવી, જેના નાણા માલ લેનાર આપી રસીદ મેળવે કે જે રસીદથી પાર્સલ મલી શકે અત્રે ખાસ ધ્યાન એટલુ જરૂરનુ છે કે લેનાર અને મોકલનાર તરીકે એકજ ધણીનુ નામ રસીદમા લખાવાય અને તે ધણી પોતાની સહી પાછળ કરીને જેને મોકલવી ઘટે તેને મોકલે

૭ ઉતારૂઓને મફત સામાન અગર લગેજ જૂદી જૂદી રેલ્વેઓના રીવાજ મુજબ જૂદા જૂદા છે (દાખલા તરીકે નીલગીરી રેલ્વે ૧લા કલાસને ૧૫ શેર નીચલાને

ળા શેર મુજબ, માથેરાન રેલ્વે ૧ લા વર્ગને ૧૨ા શેર બીજાને ૯, અને ત્રીજાને ૫ શેર લઇ જવા આપે છે) પરંતુ હીંદની મોટી અને ઘણી રેલ્વેઓમા સામાન્ય રીવાજ —

૧ લા વર્ગનાને ૬૦ શેર
૨ જા ,, ૩૦ ,,
ઇન્ટર ,, ૨૦ ,,
ત્રીજા ,, ૧૫ ,,

સામાન મફત લઇ જવા દેવામા આવે છે પરંતુ બી બી એન્ડ સી આઇ. મા ઇન્ટરમા ૨૫ અને ત્રીજા વર્ગમા ૨૦ શેર લઇ જવા દેવામા આવે છે (૮૯ મી કલમ)

૮ રેલ્વે મુસાફરને લાંબે જવાની ટીકેટ હોય તો દર ૧૦૦ માઇલથી વધારે દૂર આવ્યા બાદ એક દિવસ ખોટીપો કરી શકાય છે એટલે દર એકસો માઇલે વચગાળેના સ્ટેશને ઉતરી જઇ તેજ ટીકેટથી પોતાની મુસાફરી આગળ કરી શકાય છે

૯ **છોકરાં** ત્રણ વરસની અંદરનાની **ટીકીટ** લેવામા આવતી નથી, ૩ થી ૧૨ વરસની અંદરના છોકરાની અરધી ટીકીટ લેવાય છે

૧૦ **રહી ગયેલો** ઉતારૂ—ટીકીટ લીધા પછી જો કોઇ ઉતારૂ રહી જાય તો ત્રણ કલાકની અંદર સ્ટેશન માસ્તરને કહેવાથી તે ટીકોટ બીજી ટ્રેનમા ચાલે તેવો શેરો મારી આપશે અગર પૈસા પાછા માગવાથી મળી શકશે તેમજ ગાડીમા ભીડ હોવાને લીધે ઉપલા કલાસની ટીકીટ લીધી હોય છતા નીચલા કલાસમા મુસાફરી કરે, અને તે માટે ગાર્ડને તુરત જણાવવામા આવે અગર તેનુ સરટીફીકેટ રજુ કરે તો રીફંડ પાછુ મલે છે તેમજ વધારેનો ચાર્જ ભરીને ઉપલા કલાસની ટીકેટ વચગાળેના સ્ટેશને લઇ શકાય છે

૧૧ રેલ્વે સબંધી પત્ર વ્યવહાર કરતી વખતે કોઇ ઓફીસરના નામથો અંગત પત્ર વ્યવહાર કરાતો નથી, નહીંતર જવાબ મલવામા ઢીલ થાય છે, પણ હોદ્દા તરીકે એટલે "ડીસ્ટ્રીકટ ટ્રાફીક સુપરીન્ટેન્ડન્ટ" કે "જનરલ ટ્રાફીક મેનેજર" એવા શીરનામે પત્ર વ્યવહાર કરાય છે

૧૨ ગાડીમા દીવા, બત્તી, પાણી કે એવી બીજી જે અગવડ હોય તેની ફરીઆદ જૂદી જૂદી હદ મુજબ ત્યા ત્યાના ટ્રાફીક મેનેજર કે સુપરીન્ટેન્ડન્ટને કરાય છે. હાલ તો આટલેથીજ બંધ કરીએ છીએ.

મુંબઇમા "ધી પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોશીએશન" નામનું મંડળ છે તેનુ ઠેકાણુ ૭૨, એપોલો સ્ટ્રીટ કોટમા છે તેના મંત્રી રા જીવરાજ ગોકળદાસ નેણશી છે. તેના સભાસદ થવાથી તથા રેલ્વેના કાયદાના પુસ્તકો વાચવાથી પણ માહિતી મળી શકશે.



# ૬૦—વિષયોની વસ્તુનિર્દેશ વિગતસહ અનુક્રમણિકા
## ( Summary of Contents )


વિષયનો નંબર

૧ **વેપાર અને વેપારીઓ**—હીંદ કાચું સોનું છે હીંદના મુખ્ય પ્રાંતોમાં ઉત્પન્ન થતી પેદાશ અને તેનો વેપાર, ક્ષેત્રફળ અને વસ્તી, દેશની ખીનવણી કેવા અને કેટલા રૂપમાં ?

૨ **રેલ્વેઓ, તેના હેડક્વાર્ટરો**—અને કયા કયા મુલકમાં પસાર થાય છે તથા તેના મોટા સ્ટેશનોના નામ.

૩ **હીંદના મુખ્ય વેપારી બંદરો અને શહેરો—અને તેનો આયાત નિકાશનો વેપાર.** જગાત ઉઘરાવવાના મુખ્ય થાણા કીનારાના બંદરો, તથા અંદરના ભાગના મુખ્ય મુખ્ય શહેરોની ઉપજ અને આયાત તથા નીકાશ તેમજ વેપારની ઉપયોગી હકીકત અને સંક્ષેપ વર્ણન

૪ **કાપુસ-રૂ**—રૂની મૂળ ઉત્પત્તિ સારા કાપુસ માટે વધુમાં વધુ કેટલા વરસાદની જરૂર ? અને પ્રાંતવાર પેદાશ મુજબ રૂની જાત અને ભાવ, ફુલીગુડ, ફાઇન અને સુપર ફાઇનનો તફાવત, રૂની આડત—દલાલી, મુકાદમી વીગેરેના ધારા ઇસ્ટઇંડીયા કોટન એસોશીએશનના પંચો, રૂમનું બંધારણ મારવાડી બજારમાં થતા વાયદાના સોદા તેજી મંદીના પતાવટ સંબંધી દિવસો અને બીજી હકીકત, ધી કોટનબ્રોકર્સ એસોશીએશન અને તેના ધારાઓ, હેજ કોન્ટ્રાક્ટ વિગેરે વિગેરે

૫ **સુતર**—સુતરની જુદી જુદી નંબરવાર જાત, ચીનમર અને બજારમર એટલે શું ? ચીનમરની મુખ્ય મુખ્ય પેઢીઓ, ચીનમરનું સુતરબજાર હીંદમાં કેમ પડીભાંગ્યું ? સુતરનો ખપ અને પ્રાંતવાર પેદાશના આંકડા સુતરના ભાવની સરાસરી સુતર મ્યુલ, વોટર, ડબલ અને રીંગ સંબંધી માહિતી, કયા કયા રૂમાંથી કઇ કઇ જાતનું સુતર નીકળે છે ? સુતરની ગાસડીઓમાં બાવો, આંટી કેવી રીતે નંબરવાર નીકળે છે ? તેની ઉપયોગી વિગત કેટલા નંબરનું સુતર છે તેના આંક કાઢવાની રીત, કયા કયા નંબરનું સુતર હીંદના કયા કયા ભાગમાં ખપે છે ? સુતર મેઢીકે, વીલાયતી જાપાનીસ, મસરાઇઝડ વિગેરેની હકીકત અને તાણી-વાણી તથા વળતર વટાવ, સુતરબજાર એસોશીએશનના ધારાઓ બજારમાં પળાતા તહેવારો અને મુંબઇના બજારમાં દરેક જાતના સુતર વેચનારા વેપારીઓના નામ—ઠામ અને મીલોના કમીશન એજન્ટો.

૬ **કાપડ**—કાપડના મુખ્ય બજારો, જુદા જુદા કાપડની જાત અને ભાત, ચાલુ મર તરીકે વપરાતો માલ, સ્ટેપ મારવાની રૂઢી, કોરૂ, ગામઠી, ફેન્સી, રંગીન, ગરમ વિગેરેના વળતર, વટાવ અને શાખ કડદા વિગેરેના ધારા, કાપડની મીલો સંબંધી રિપોર્ટ અને હેવાલ

૭ **રેશમ**—રેશમની જાત—કયા તોલથી વેચાય છે ? રેશમની ખપની કયા કયા દેશાવરો ખાતે છે ? કારખાનાઓ કયાં કયાં છે ? ભાવોની આગલી પાછલી સરખામણી, વટાવ દલાલીના ધારા, રેશમના મુખ્ય વેપારીઓ, બનાવટી રેશમ.

૮ **ઊન**—ઊનની જાત, પેદાશ અને ચડત, ઊનનો ઉપયોગ અને તેમાથી બનતો માલ, અલપાકા ઊન જુદે જુદે સ્થળે કયા તોલથી વેચાય છે. વળતર, વટાવ, દલાલી અને બારદાનના ધારા ઊનના વેપારીઓ અને જથ્થા, ઊનના કારખાનાઓ તથા છેલ્લા દશ વરસના ચડગતના આકડા

૯ **કતાન અને બારદાન**—ની ઉત્પત્તિ અને કરખનાં જાત ઉપયોગ અને પેદાશના પ્રાતવાર આકડા—માનો ગણત્રી, માલનુ માપ, વટાવ દલાલીના રીવાજ, સાઇઝ અને વજન મુજબ ગુણીઓની જાત, સુતલી તથા હેમ્પની હકીકત

૧૦ **ચોખા** ચોખાના બજારો, ચોખાની ઉત્પત્તિના મુખ્ય સ્થળો ચોખાની જાતો અને તેમાના કેટલાક નામો ચોખા તૈયાર કરતી મીલો હાજર તથા વાયદાના માલની ભરતી અને વટાવ દલાલીના ધારા ધેરણ મુબઇના તેમજ રગુનના વાયદાના વેપારમા ચાલતા નિયમો હીંદના ચોખા કયા કયા દેશખાતે ચડગત થાય છે અને રગુનમા ચડગત વખતે કયા દેશ માટે કઇ જાતનુ માપ વપરાય છે તેની વિગત રગુની ચોખાની મુખ્ય જાતોની નામ પાડવાની પદ્ધતિ કયા કયા દેશમા કયો કયો બર ખપે છે તે અને તેની ભરતીનુ પ્રમાણ, ચોખાની એસોશીએશનના ધારા

૧૧ **અનાજ**—દરેક જાતના અનાજના ભરવાના અને તોળવાના રીત રીવાજ, તોલ, ભરતી અને જાતોના નામ અનાજ અને કઠોર વિગેરેની આવક, નીકાશ અને વપરાશની હકીકત.

૧૨ **ઘઉ તથા તેલબીઆં**—ના જુદા જુદા બજારો મારવાડી બજાર (ઘઉ અને અલસીનુ પટીઉ) ગુજરાતી વેપારીઓની મંડળી અને ગ્રેન મર્ચન્ટસ એસોશીએશનના ધારા અને ધોરણની રાત-ડીલીવરી ધારા, બજાર ધારા, ઘટ કાપવાના રીવાજ અને તેના હીસાબ કરવાની રીત અનાજ વિગેરે-ઘઉ, અલસી, સરસી, એરંડા, શીંગદાણા, તલ, કપાશીઆ અને ખસખસ-ની પેદાશ નીકાશ, આવક જાવક તોલ વજન, વલતર વટાવ અને ઘટ વિગેરેનુ બીજુ કેટલુક ઉપયોગી વર્ણન

૧૩ **ઘી**-ની આવક મુબઇમા કયા કયા દેશાવરોથી થાય છે ઘીની જાત ભાત વટાવ વલતર બારદાનની હકીકત, ઘીનો ખપ અને ચડગત, ઘીમા થતા ભેળ, જુદા જુદા દેશાવરના ઘી અને તેની કીંમત બનાવટી ઘીના નામ વિગેરે

૧૪ **તેલ**—તેલોની જાત, અને તેના ઉપયોગ—તોલ અને વટાવના ધારા વનસ્પતિના તેલો, ફળમાથી નીકળતા તેલો, લાકડામાથી નીકળતા તેલો, ખનીજ તેલો,—કઇ કઇ જાતના તેલો દુનીઆના કયા કયા દેશાવરો ખાતે ચાલુ બર છે તેની કીમત હીંદુસ્થાનમા તેલની મીલો

૧૫ **ગોળ**—જુદી જુદી બનાવટનો ગોળ કયે કયે સ્થળે બને છે ગોળ શેમાથી બને છે પડીનો ગોળ, બીજાનો ગોળ, તેમજ બનાવટી ગોળ ની હકીકત તથા વલતર વટાવના ધારા

૧૬ **ખાંડ**-કઇ કઇ ચીજોમાથી નીપજે છે ખાંડ પકવતા દુનીયાના દેશો, તથા તેનુ વર્ણન હીંદમા આવેલા ખાંડના કારખાનાઓ. હીંદમા ખાંડની ખીલવણી કરવાની જરૂર ખાંડના

વેસ્ટમાથી બનતા રમ, આલ્કોલ, ગ્લીસરાઇન વિગેરે પદાર્થો-પરદેશો ખાડમા વપરાતા એન્ચ્છ પદાર્થો અને તેનો સામીતો સ્વદેશી ખાડ વાપરવાના કારણો, મ જારમા આવતી ખાડની જાતો અને તેની હકીકત ખાડનો તોલ બારદાન વટાવ, દનાલી અને ટાઉન ડયુટી વીગેરેનો રીતરીવાજ, હિદમા આવેલા ખાડના કારખાનાની નોધ, ખાડની ખીલવણીનો અવકાશ અને શુગર કમીટીનો રીપોર્ટ-દર વરસે હીદ કેટની ખાડ આયાત કરે છે તે સબધી બીજા દેશો સાથે સરખામણી સહિત વિવેચન

૧૭ **સાકર**—સાકરના કારખાના, સાકરની જાત, પતરી, કણી, ગ ડેરી, ફુલકવી, ચીનાઇ, દોમ અને બનાવટી દોમ-તથા સાકરના ઝાડ

૧૮ **કરીઆણા અને ગધીઆણાની મુખ્ય મુખ્ય ચીજોની** ઉપયોગી વ્યાપારી હકીકત - એલચી, અબર, અમરબ કસ્તુરી કપુર, બરાસ, કકુ, કાફી, કેસર, કોકમ, કોપરા, ખજુર, ખારેક, ગુદર, ચા, જાયફલ, જાવત્રી, જીરૂ, તજ, તબાકુ, ધાણા, નાળીએર, મરી, મરચા, મીઠુ, મેથી, રાઇ, રાજગરો, રબર, લવીગ, લાખ, વરીઆળી, સાબુચોખા, સુવા, સુરોખાર, સુઠ, સુખડ, સોપારી, હીગ, હલદળ અને હરડાં બેડા વિગેરે.

૧૯ **કાથો**—કાથાના દોરડા તેની જાત અને કોયેટી, તથા બનાવટ, જુદા જુદા સ્થળોનો તોલ અલપાઇ, કાલીકટ, કોચીન, મુબઇ વિગેરેની જુદી જુદી ખાડી

૨૦ જુદી જુદી ચીજોના મુબઇમા ચાલતા **તોલ માપનો કોઠો** અફલમ થી માડીને હીગડા સુધીની હકીકત

૨૧ કરીઆણાના તોલનુ રતલના હિસાબે વજન કેટલુ થાય તેની નોધ.

૨૨ **હીદના** જુદા જુદા શહેરોમા જુદી જુદી ચીજો માટે વપરાતા **તોલ**

૨૩ **કોષ્ટકો**—હીદી નાણાનુ, અગ્રેજી નાણાનુ, ગણતરીનુ, કાગળ ગણવાનુ, લુગડા ભરવાનુ, ગોળ અને ચોરસ લાકડાનુ, સોનુ અને ચાદી તોલવાનાં દેશી અને વીલાયતી કોષ્ટક, તથા ઔષધ તોલવાનુ, મોતીનુ અને સર્વ સામાન્ય કોષ્ટક

૨૪ **મોતી-હીરા અને ઝવેરાત**—નવે ગ્રહના નગ, તેના રગ તથા હકીકત, મોતીનુ બજાર, મોતીની ઉત્પત્તિ અને જાત, મોતી પાકવાના સ્થળો (ખાળા), જુદા જુદા દેશના મોતીના રગ, સગ અને ઢગ, મોખાઇ, બસરાઇ, કાગવાસી, ચીનઇ, સીનોની (ડન, નીમસીરી વિગેરે જાતો મોતીની પરીક્ષા-ઘાટ, રૂપ, રગ, કાચુ કે પાકુ-ખરૂ કે ખોટુ, એબવાળુ કે એબ વિનાનું, કુદરતી કે સુધારેલ? મોતીના છડા ચોકડા બાધવાની રીત તથા દેશ મુજબ મોતીનાં વપરાશની હકીકત

**ખોટાં મોતી**—તે બનાવવા માટે જાપાનમા અખત્યાર કરાતી યુક્તિઓ, નીમરૂના મોતી મોતીને ધોવાની રીતો-તોલ કરવાની અટકળ-તોલવાની રીત-કોરા અને મજીઠમા ધાલ્યુ કાપવાના ધારા-ગેરા અને લરીમા દોરો કાપવાના રીવ જ-જુદા જુદા સ્થળોના મોતીના વજન-મોતીમા વટાવ દનાલી-મોતીના તોલનુ કોષ્ટક, હિસાબ ગણવાનું કોષ્ટક, હિસાબ ગણવાની રીત. ચવના હિસાબો એક ટક સુધીના.

**હીરા ઝવેરાત**—હીરા, માણેક મળવાના સ્થળો, તેની જુદી જુદી જાતો, બીલીઆન, વલંદી, પગમ ટ્રામી ચા તેમજ રગતીઓ, કાગપગો, એમવાળો છે કે કેમ તે જોવાની રીત, ગ્લીરા કટ, મ્યુચર કટ વિગેરે કટની હકીકત ચોરાશી જાતના ઝવેરાતના નામ તથા ડાયમંડ મર્ચન્ટસ એસોશીએશનના ધારા તથા 'અથડે જુવેલ્સ"

૨૫ **ચાંદી-રૂપું**—ચાંદીની નીપજ, તેની જાત તથા ઓસ વિગેરેના હિસાબ ચાંદીની પાટોનું વજન, ચડત અને ખપ વાયદાની હકીકત અને ધારા સવત ૧૯૮૦ના વાયદાની પતાવટના દિવસો

૨૬ **સોનુ**—નીકળવાના સ્થળો તૈયાર માલની જુદી જુદી જાતો દરેક જાતના સોનાના પાટલાની વિગત, દરેક જાતની ગીનીના ટચ અને વજનની હકીકત સોના કરતા ઉમદુ તે કુંદન, તે સબધી માહિતી સોનાના તોલ અને ટચના હિસાબ ગણવાની રીત તથા ગણેલા દાખલા શોપના સોનાના દાગીના સોનાના વાયદાનો વેપાર અને ધારા સવત ૧૯૮૦ની સાલના પતાવટના દિવસો

૨૭ **ત્રાણુ** પિતળ, જર્મનસીલ્વર, એલ્યુમીનીયમ અને કલઇ—ત્રાંબા-પીતળના બનતા ઘાટ, પતરા, સળીઆ, અને તેનો ઉપયોગ જર્મનસીલ્વર એટલે શું ? કયાંથી આવે છે ? કઇ કઇ છાપનો માલ ? એલ્યુમીનીયમની ઉત્પત્તિના સ્થળો તેના પતરા અને બાધા, અને તેમાંથી બનતા ઘાટ એલ્યુમીનીયમનો ખપ કલઇના પેદાશ કરનારા દેશો તેની પાટો અને તાર

૨૮ **લોખડ**—લોખડનો જથ્થો, લોખડના કારખાનાઓ લોખડની બનતી ચીજો, વળતર, વટાવના ધારા, ટાપ બનાવવાના કારખાના, પતરાની સાઇઝ અને બાધા

૨૯ **લાકડ**—લાકડાની જાત તથા નીપજ અને નીકાશ, તેનુ બજાર ગોળ અને ચોરસ લાકડાના હિસાબની રીત અને ગણત્રી અને હિસાબના ધારા, લાકડાના મોટા જગલો

૩૦ **કોલસા**—દેશી અને વીલાયતી. કોલસાની ખાણો, ખાણના કોલસાનો ઉપયોગ, ટનદીઠ એવરેજ, કોલસાની જુદી જુદી જાતો, હીદુસ્થાનમા કોલસાની ખાણોના સ્થળો

૩૧ **કાચ**—શેમાથી બને છે ? કાચની બનતી ચીજો, તેના કારખાનાઓ, કાચની જાતો, અને જુદી જુદી રગના કાચો બનાવવાની રીતો તથા વેપારીધારા.

૩૨ **કાગલો**—કાગલોની જાત તથા તેની નીપજ કયા કયા દેશમા થાય છે લડાઇ અગાઉના અને હાલના ભાવોથી સરખામણી હીદુસ્થાનમા કાગળો બનાવવાના ઉત્તમ સાધન હીદમા કાગલની મીલો દુનીઆમા કાગલનો વપરાશ કાગળો કેમ બનાવવા તેની રીત એક સચો દરરોજ કેટના કાગળો બનાવી શકે ? કાગળો બનાવવાની, સુકવવાની વીગેરે હકીકત સહિત જુદી જુદી વીસથી વધારે તરાહના કાગળની ઉપયોગી અને ઉમદા હકીકત

૩૩ **હાથીદાત**—ની નીપજ કટ કરેલો, વગર કટ કરેલો માલ કયા કયા ખપે છે, કયે કયે સ્થળે નીકાશ થાય છે અને કયા કયા તોલથી તેનો ભાવ કેવી રીતે થાય છે. હાથીદાતનો ઉપયોગ. બનાવટી હાથીદાત હાથીદાતને નરમ કરવાની યુક્તિ.

૩૪ **હુંડી** વીલાયતી અને દેશી–દુનીઆના દરેક દેશનું ચલણ, વીલાયતી હુંડીની જાતો–તારની તુરતની–મુદતની–નમુલ થવાની (B/C) વટાણુ થયેલી (B/D) હુંડીની **સમજણ** બેંકોની લેવા વેચવાની રૂઢી હુંડીના હિસાબ મોઢે ગણવાની ઉલટાસુલટી રીતો હુંડીમા ફેરફારો થવાની હકીકત

૩૫ **અંગ્રેજી** હુંડીના હિસાબ (**પોંડના રૂપીઆ**) શી ૧–૩॥ પેનીથી શી ૧–૭ પેની સુધી પા આના (૧/૬૪)ના આતરા મુજબ

૩૬ **દેશી હુંડી**—હુંડી એટલે શું ?–લખનાર શીકારનાર–રાખ્યા વિગેરેની હકીકત પેઠ પરપેઠ અને મગલ સબધી હકીકત– ધણીજોગ, મુદતની, દીનખરાની, દીનકેરેની હુંડીની વિગત દેખાડ કરવાના રીવાજ –છુટના અગર ગ્રેસના દિવસ કેવી રીતે અપાય છે ? જુદી જુદી એસોશીએશનના દેખાડ કરવાના તથા નાણા ભરવાના રીવાજ જીકરીવાલો કેવી રીતે હુંડી ભરે હુંડી નકરાણી એટલે શું ? હુંડી કોરે પુઠેની–મરપયા–ઓખુ–શાહજોગી નામજોગી–ફરમાનની–જોખમી વિગેરે વિગેરેનુ સ્ફોટન હુંડીનુ મથાળુ એટલે શું હુંડી ઉપર સ્ટાપ કેટલો જોઇએ હુંડી અને પ્રોમીસરી નોટો વચ્ચે ફરક તથા તે ઉપર સ્ટાપનો થયેલ સુધારો વધારો–હુંડી માટે પળાતા તહવારો

૩૭ **નોટસ અને લોન્સ**—નાણું એટલે શું ? હકીકતની વિચિત્રતા પ્રોમીસરી નોટ એટલે શું ? ૩ અને ૩॥ ટકાની મુદતી અને વગર મુદતી લોનોની વિગત તથા વ્યાજ મલવાની તારીખ લોનો કાઢવાની શરૂઆત કયારથી થઇ તેનો ઇતિહાસ સરકારની ત્રણ પ્રકારની નાણા લેવાની જામીનગીરી–સ્ટોક અગર બુકડેટ, બેરર બોન્ડસ, અને પ્રોમીસરી નોટસ. આ ઉપરાત ત્રેઝરી બીલ્સ, પોસ્ટઓફીસ કેશ સર્ટીફીકેટ વીગેરેની હકીકત પોર્ટટ્રસ્ટ, મ્યુનીસીપાલીટી તેમજ ઇમ્પ્રુવમેટ ટ્રસ્ટ॥ લોન ખાતાની હકીકત

કરન્સી નોટની સક્ષેપ હકીકત કરન્સીના પ્રમાણમા દુનીઆના દરેક રાજ્ય પાસે સોનાની અનામત રકમ કેટલી છે તેની વિગત.

૩૮ **સ્ટોક અને શેર**—શેર સબધી માહિતી–જુદી જુદી જાતના શેરો–ડીબેચરોની વિગત સ્ટોક અને શેરનો તફાવત ડીવીડન્ડ વોરટ, કોલ વિગેરેનુ સ્પષ્ટીકરણ ખાનગી અને જાહેર લીમીટેડ કુપનીઓના સબધમા ધ્યાનમા લેવાજોગ સુચનાઓ. દરેક જાતના શેરો ડીબેચરોની હકીકત

શેર બજાર સબધી હકીકત–તેનુ વર્ણન કાર્ડની કીમત, જોબર્સ અને બ્રોકર્સ તથા સબ બ્રોકર્સ, શેર બજારથી થતા લાભ, દલાલીના રીવાજ શેર બજાર શેને માટે છે ? શેરોની જબરી વધઘટ વખતે કેવી રીતે વર્તવુ ? કોર્નર સબધી વિવેચન ટ્રાન્સફર એટલે શું ? બ્લેક શેરો એટલે શું ? વાયદના સોદાના બદલા અને પતાવટ કલીઅરીંગ હાઉસનુ કામકાજ જુદા જુદા દેશોના શેરબજારોની પતાવટની હકીકત મુબઇની શેરબજારમા ચાલતા શેરોની મીલોના, કુપનીઓના, પ્રેસોના, બેંકોના શેરોની મૂળ કીમત, શેરોની સખ્યા, રીઝર્વ ફડ તથા બીજી ઉપયોગી વિગત

૩૯ **સટ્ટો અને વાયદાનો વેપાર**—કાચો અને પાકો સટો–સટ્ટો એટલે શું ? વાયદાના વેપારમાં અને સટ્ટો કરવામાં ધ્યાનમા રાખવા જોગ ઉપયોગી હકીકત અને સુચના. હાજ–

દાગ અને ઠામવાળા સટ્ટામા કેમ કવે છે? વેપાર કયારે કરાય અને સટ્ટા કયારે કરાય? વાયદાનો વપાર કરનાર બહારગામના આડતીઆઓએ ખાસ ધ્યાનમા રાખવા જેવી સુચનાઓ

૪૦ **વાયદાના વેપારના ધારા** અને કમીશન એજટોની પેઢીઓ—જુદી જુદી **બજારોના** વાયદાની કામ કરવાની પદ્ધતિ, વાયદાના અને હાજર માલના વેપાર વચ્ચે રહેલો ફરક, કચી અને પાકી **આડત**, રૂ, સોનુ, ચાદી, અલસી, ઘઉ, ચોખા, એરડા, ખાડ વિગેરેમા ડીપાઝીટ (તારણ) શા પ્રમાણમા લઇ વેપાર કરાવાય છે તથા આડત દલાલીના રીત રીવાજ, તેજી મદીના ધારા અને તરણ માટેના નિયમો, પતાવટ થવાની મુદતો તથા ધ્યાનમા રાખવા જોગ ઉપયોગી માહિતી, તથા ફેસલા કે વાધાની પતાવટમા અખત્યાર કરાતી વલણો

૪૧ **એસોશીએશનો**—એસોશીએશન એટલે શુ?-તે હોવાની જરૂરીયાત શા માટે-એસોશીએશનથી થતા લાભો-લાભ અને ગેરલાભ થવાના કારણો મુખ્ય મુખ્ય જાણીતા બજારોની એસોશીએશનની નામાવલી

૪૨ **હાજર માલની આડત, હુકશી** અને **વલતરના** સબધમા **ધારા**—દેશાવર અને માલની જાત મુજબ આડતના જુદા જુદા રીવાજ, તેયાર માલ ઉપર કટના અને કેવી રીતે નાણા મલી શકે છે?-માલની વલતર, નોર, શાહી વિગેરેના રીત રીવાજ

૪૩ દેશાવરોથી આવતા ઘી, ગોળ, ખાંડ, અનાજ વિગેરે ઉપર મુબઇની મ્યુનીસીપાલીટી તરફથી લેવાતી **ટાઉનડયુટી** કયા કયા માલ ઉપર **કેટલી લેવાય** છે?

૪૪ **હીંદમા** દરેક ચીજ આયાત નીકાશ ઉપર સરકાર તરફથી લેવાતી **જગાતનુ ધોરણ** (૧૯૨૪)-ટારીફ રેઇટ અને એડવેલોરમ વચ્ચેનો ફરક, જગાતમા કઇ કઇ ચીજોને મુક્ત રાખેલ છે તેની નોધ, આયાત માલની જગાતી ચીજોની સપૂર્ણ વિગત, જગાત ગણવાની રીત તથા તેના કાઠા નીકાશ માલની જગાત

૪૫ **નોરનો વેપાર**—નોરનો ભાવ ટનની ભરતરી તથા ગણત્રી ઉપર કરાય છે-ભરતરી અને ગણત્રીની રીત નીરમ તરીકે લેવાતા માલના દરો કમતી હોવાની જરૂરીઆત લડનથી દુનીઆના બદરો કેટલા માઇલ દૂર છે તેની વિગત હીદમા કામ કરતી શીપીગ કુપનીઓના નામ તેના એજટો તથા ઠેકાણા તેમજ દુનીઆના કયા કયા ભાગમા તે લાઇનની સ્ટીમરો માલ અને મુસાફરો લઇને આવ જાવ કરે છે તેની નોધ, હીદુસ્થાનના મોટા બદરોએ દર વરસે કેટલી સ્ટીમરો અને વહાણોની આવજા થાય છે તેના આકડા હીદુસ્થાનના જુના વખતનો અને સાપ્રત સમયનો વહાણવટાનો ઉદ્યોગ અને તે ઉપર સમાલોચના સદરહુ ઉદ્યોગ ખીલવવા માટે કેવા કેવા ઉપાયો યોજી શકાય તેના સબધમા ધી ઇન્ડીઅન મરકન્ટાઇલ મરીન કમીટીમા પડેલા અનુભવીઓના અભિપ્રાયો

૪૬ **વીમો**—વીમો એટલે શુ? વીમો અને વીમા કુપનીઓ. વીમાનુ કામ વધવાના કારણો.

જીંદગીનો વીમો શુ કરવા ઉતરાવવો? લાઇફ ઇન્સ્યુરન્સની પોલીસીની જાતો—હોલલાઇફ પોલીસી, એન્ડાઉમેંટ પોલીસી, લીમીટેડ પેમેંટ પોલીસી—સરેન્ડર વેલ્યુ આગનો વીમો ફાયર ઇન્સ્યુરન્સ ઉતરાવતી વખતે રાખવી જોઇતી સાવચેતી એવરેજ કલોઝ, ફ્લોટીંગ પોલીસી મરીન ઇન્સ્યુરન્સ (દરીઆઇ વીમો) જુનામા જુની મરીન વીમા કુપની સ્લીપનોટ અગર કવરીંગ નોટનુ સ્પષ્ટીકરણ દરીઆઇ વીમામા જુદી જુદી જાતની પાલીસીઓ વેલ્યુડ, ઓપન ટાઇમ અને વોએજ, તથા તેમા એવરેજ કલોઝની સમજુતી એફ પી એ, ડબલ્યુ એ, અને જી. એ એટલે શુ? વીમાની એસોશીએશનનુ કામકાજ તથા બીજી હકીકત

૪૭ **સ્થાવર જમીન અને મકાનોના** (ઇસ્ટેટ ના) લેવાણ વેચાણ ના ધારા અને રીત રીવાજ તે સબધમા દલાલીના રીવાજ, બાનુ ફોરફીટ ક્યારે થઇ શકે? તથા લેવા વેચવા વખતે ખરચા કેવી રીતે કોને આપવા જોઇએ?

૪૮ **પગાર, ભથ્થુ કે રોજીંદી મજુરી ગણવાના** રૂપીઆ ૧ થી ૧૦૦૦ સુધીના ૨૮-૨૯ ૩૦ અને ૩૧ દિવસ લેખેના તૈયાર કોઠા

૪૯ **દેશીનામુ**—નામુ એટલે શુ? સભારીને નામુ લખે અને ઊંટે ચડીને ઊંઘે નામાના જુદા જુદા ચોપડા જમે ઉધાર એટલે શુ? જમા ખરચી રકમ એટલે શુ? ખાતાવહી આવરો, બેઠોમેળ, તથા આકડા વહી અને ખાતાવહી વચ્ચેનો ફરક. નામાની ઢબો કેટલી બધી જાતની છે? રોજમેળમા થતી ભુલો કેવી રીતે સુધારવી.

૫૦ **વારોવારીઉ વ્યાજ**—ત્રણ જાતના વ્યાજ વ્યાજ ગણવાનુ ખોખુ અને એ તરાહથી ગણવાની રીત સરગણવાની પદ્ધતિ તથા તારીજ કેવી રીતે કાઢવી વ્યાજ ખતવવાની માહિતી વરસના ૩૬૦ અને ૩૬૫ દિવસ લેખે ગમે તેટલા દિવસનુ અને ગમે તેટલી રકમનુ વ્યાજ ગણવાની સરળ કુચીઓ

૫૧ **વારોવારીઆ વ્યાજના કોઠા**—રૂપીઆ ૧ થી ૧ લાખ સુધીના આઠ આના, દસ આના અને બાર આના લેખેના એક દિવસથી કરીને ૩૬૫ દિવસ સુધીના વ્યાજના તૈયાર કોઠા

૫૨ **ઇનકમટેક્ષ સબધી સુચના**—ઇનકમટેક્ષ સબધી ધ્યાનમા રાખવા જોગ હકીકત ઇનકમટેક્ષના કાયદાની શરૂઆત કયારથી અને કયા કારણથી થઇ? ઇનકમટેક્ષના જુના અને નવા કાયદા વચ્ચેનો તફાવત ઇનકમટેક્ષ વસુલ લેતી વખતે કઇ કઇ બાબતો ધ્યાનમા લેવાય છે તથા કઇ કઇ છુટ અપાય છે? હિસાબ ગણવાની રીત અને ઇનકમટેક્ષના દરો ખાસ જાણવા જોગ બીજી ઉપયોગી હકીકત રીફડ તેના સબધી માહિતી તથા શા પ્રમાણમા રીફડ મલે છે તેની વિગત ભાગીદારોનુ લખત નોધાવાથી થતા ફાયદા તથા ઉપયોગી અન્યસુચનાઓ સુપરટેક્ષ કયા દરે અને શા પ્રમાણમા લેવાય છે તેની વિગત

૫૩ હીંદુસ્થાનમા ઉત્પન્ન થતા દરેક જાતના પાકના રીપોર્ટ નામદાર સરકાર તરફથી ક્યારે ક્યારે બહાર પાડવામા આવે છે તેની તારીખો સહિત સ્પષ્ટીકરણ

૫૪ **ટપાલ સબધી** ઉપયોગી **હકીકત**—પોસ્ટકાર્ડ, કવર, રજીસ્ટર બુકપોસ્ટ, પાર્સલો,

મનીઆડર, વીમો અને વી પી ના હીંદુસ્થાનની અંદર તથા હીંદની બહારના ટપાલના દરો હીંદી ચલણમા મનીઆર્ડર કયા કયા મોકલાય છે તેની માહિતી ટપાલ ઓફીસમા વેચાતી ટીકીટો, પરબીડીઆ રેપરો વિગેરેની વિગત તાર માર્ફતે મોકલાતી ટપાલ

૫૫ **તાર** સબંધમા હીંદની અંદર તથા બહાર મોકલાતા તારના સંદેશાના દરો તથા વર્તમાન પત્રોના લેવાતા દરો અને વાયરલેસના મુખ્ય સ્ટેશનો

૫૬ **દુનીઆમા** જુદા જુદા સ્થળોએ રહેતો **એક વખતનો ટાઇમ**—ગ્રીનીચમા બપોરના બારવાગ્યા હોય ત્યારે અને મુંબઇમા બપોરના બાર વાગ્યા હોય ત્યારે જે જે ટાઇમ ત્યાની ઘડીઆળોમા હોય તેની નોંધ

૫૭ દુનીઆના મોટા શહેરોમા વાર્ષિક પડતા **વરસાદની સરાસરી**

૫૮ મુંબઇમા આવેલી **બેંકોના નામ** અને ઠેકાણા

૫૯ **રેલ્વે** સંબંધી સામાન્ય અને ઉપયોગી **માહિતી**—રેલ્વેની શરૂઆત ટ્રાફીકના જુદાજુદા વર્ગો—વજન શુ ધોરણે કપાય છે? ગુડસનો વીમો કેવી રીતે ઉતરાવાય છે? રેલ્વે રસીદ કે લગેજ ટીકેટ ખોવાતા માલ કેવી રીતે પાછો મેળવી શકાય છે તેનો ઉપાય પાર્સલોના જુદા જુદા દરો પાર્સલો વી પી કેવી રીતે મોકલી શકાય? ઉતારૂઓને ઉપયોગી કેટલીક માહિતી

૬૦ સદરહુ પુસ્તકમા આવેલા વિષયોની વસ્તુ નિર્દેશ વિગતસહ અનુક્રમણિકા

૬૧ વેપારીઓની ડીરેકટરી—જેમા વેપારીઓના નામ ઠામ અને ધંધાની વિગત આપવામા આવી છે



# રેશમી કાપડ તથા જરીમાલના મોટા વેપારી

૧ અમારે ત્યાં રેશમી કાપડ જેવું કે ચીનાઈ, જાપાનીઝ, શેંઘાઈ. વિગેરે મોટા જથ્થામા ખાસ-સ્ટીમરબારૂ આયાત કરવામાં આવે છે અને થોડાજ નફાથી વેપારીઓને જથ્થાબંધ તથા છુટક પુરૂં પાડવામા આવે છે.

૨ તે ઉપરાંત સુરતી ગજી, તથા ઘાટ ખાસ સુરતના અમારા કારખાનામાં તરેહવાર બનાવવામાં આવે છે

૩ અને જરીમાલ—જેવા કે ઝીક, સલમો, બાદલુ, લેસ, કોર, પાલવ, કીનારી, તુઇ, પટા, ઝાલર, કાંટાની ફીટ, અગ્રેજી ફીટ, વિગેરે અમારાજ કારખાનામા બનાવી લોટબંધ તથા છુટક સસ્તાભાવે આપીએ છીએ.

૪ ગામઠી કસબનુ દરેક જાતનું ભરત કામ ઘણીજ ઓછી મજુરીએ કરી આપીએ છીએ.

બહારગામના ઓરડરો તુરતજ રવાના કરીએ છીએ, માટે એક વખત અજમાયેશ કરી (પધારી અગર લખીને) ખાત્રી કરવી

કારખાનુ —
જરીવાલા ભીખાભાઇ મુલચદ મોદી
ન ૧૪૪ રામપુરા—સુરત.

જરીવાલા છગનલાલ રણછોડદાસ મોદી
ન ૧૧૧-૧૧૩ ખલાસી ચકલો
મુબઇ ન ૩

---

મારબલ સફેત, તેમજ રંગીન, ગાલીચાની લાદી, સફેત ગ્લેઝડ ટાઇલ્સ,



એસબેસ્ટોસ સીમેન્ટના પતરા, મોઝેક ટાઇલ્સ, સીમેન્ટ ઈન્ડીઅન તેમજ ઈંગ્લીશ—હાથ છાપ, હોલ ડેકોરેશન ટાઇલ્સ, વિગેરે જથ્થાબધ તથા છુટક ખરીદવાનુ સારૂ અને સસ્તુ મથક નીચે મુજબ ભાવો ઘણાજ કીફાયત એક વખત ખાત્રી કરવા વિનતિ

મલો યા લખો —

**એફ. મુરાલીઆ એન્ડ કું.**

ટેલીફોન નં ૨૨૫૦૯
ટેલીગ્રામ Muraglia

૨૦ એ, ફોર્ટ સ્ટ્રીટ ફ્રીયર રોડ
મુબઇ



# તીજોરીઓ ?




## વાંચી અજાયબી પામશો નહિ

ઓગણીસ ચાંદોની હારમાળા ધરાવનાર

## મેસર્સ હરીચંદ મછારામ એન્ડ કું.

સને ૧૮૭૦ મા હિંદુસ્થાનમા સર્વથી પહેલા તીજોરીના હુનર દાખલ કરનાર, હરીચંદ મછારામની તીજોરીઓ એટલા ઉંચા પ્રકારની બનાવટની છે કે નામદાર બ્રીટીશ સરકાર તેમજ દેશી રાજ્યોનાં દરેક ખાતાઓમા, બેંકોમા, પોસ્ટ એફીસોમા, રેલ્વેમા વિગેરે મોટી મોટી ઓફીસોમા વપરાય છે કે જે તીજોરીઓ વિલાયતથી આયાત થતી તીજોરીઓના કરતા ઘણીજ શ્રેષ્ટ છે

હરીચંદની સર્વ તીજોરીઓ આગમા બળે નહિ એવી (Fire Proof) ફાયર પ્રુફ અને ચોરથી તુટે નહિ એવી (Thief defying) છે હિન્દમા એક વેળા તીજોરીઓને આગમાં નાખી તેઓની પરિક્ષા કરવામા આવી હતી, તે સને ૧૮ ૪ મા મુબઇમા ભરવામા આવેલા પ્રદર્શન વેળા થઇ હતી. તે હરીફાઇમા હિન્દના સર્વ આગેવાન તીજોરી બનાવનારાઓએ ભાગ લીધો હતો તે હરીફાઇમા હરીચંદ મછારામને પહેલે નંબરે સોનાનો ચંદ મળ્યો હતો

હરીચંદ મછારામ એન્ડ કું ની તીજોરીઓ હિન્દમા બનતી તીજોરીઓમા સર્વથી ઉત્તમ છે તેનો અચુક પુરાવો આ છે કે જાહેર પ્રદર્શનો વિગેરેમા હરીચંદ મછારામને જેટલા સરટીફીકેટો અને ચાંદો મળ્યા છે તેટલા કોઇ પણ હિન્દી તીજોરી બનાવનારને હજુ મળ્યા નથી

હરીચંદ મછારામે તીજોરી અને તાળાની બનાવટમા એટલા બધા સુધારા વધારા કર્યા છે કે તેને માટે તેમને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆ તરફથી ઘણા પેટન્ટો મળ્યા છે, કે જેટલા પેટન્ટો બીજા કોઇપણ તીજોરી બનાવનારને મળ્યા નથી

કેટલાક તીજોરીવાળાઓ જુનો માલ સડી જવાની બીકથી ભાવમા ઘટાડો કરી નાખી લોકોને અંજાવવાના પ્રયત્ન કરે છે, તે માટ ખાસ ચેતવણી કે-તેવા જાહેર ખબરના તેજમા અંજાયા પહેલા અમારા નાનની અને ભાવની ખાત્રી કરવા એક વખત મુલાકાત કરવામા આવે છે

## મેસર્સ હરીચંદ મછારામની કું

**કારખાનુ**
પાંજરાપોળ ગલી, સુર્યનારાયણ મંદીરની
પાસ, મુંબઇ, નં ૪

**શોરૂમ.**
૧૩૨, ગુલાલવાડી,
મુંબઇ, નં ૪

## હુન્નર ઉદ્યોગના વિષયનો નમુનો:—

અહી સુધી વેપારી વિષયો સબંધી અનુભવીઓના અનુભવો ઉપરાત કેટલીક ઉપયોગી હકીકત, હિસાબની કુચીઓ અને તૈયાર હિસાબો, તથા વેપારને લગતા સાધનોની માહિતી જણાવવામા આવી છે તે ઉપરાત બીજા ઘણા વિષયો તેમજ બીજી ઘણી હકીકત જણાવવી બાકી રહી છે, તેમજ હુન્નરઉદ્યોગના કેટલાક એવા અનુભાવોના અનુભવો અમારી પાસે તૈયાર છે કે નાની શી મુડીમા નફાકારક વેપાર કરી શકે તેમજ જે વેપાર જાપાન અને જર્મનીના હાથમા ગણાતા તેમા આપણા દેશના વેપારીઓ અને તેમાય ખાસ ગુજરાતી ભાઇઓ કેટલા આગલ વધેલા છે તે બાકી છે જે હફ્તે હફ્તે જણાવીશુ અત્રે તો તેવા એકજ વેપારનુ દીગ્દર્શન કરાવવા ધાર્યું છે કે જે હુન્નરજ જોવા ખાસ જર્મનો કે અમેરીકાવાળા પોતાની મુસાફરી દરમ્યાન અત્રે આવી પોતાના બનાવેલા મશીનોમાથી આવા સુદર કામ બહાર લાવનારાને અને કામજ જોઇને સતોષ પામે છે એટલુજ નહી પણ નમુનાના ચારપાચ ગણા દામ આપી જુનામા જુના નમુના પોતાના દેશ લઇજવા તૈયાર હોય છે

આવા ધંધામા એક ધધો—

### આરીભરતના કારખાનાનો છે.

આજકાલ હીંદુસ્થાનમા આરીભરતના કારખાનાઓએ પગપેસારો સારો કર્યો છે તેમાથી મુબઇ ઇલાકો અને મુબઇ શહેરમા તો ઘણે ઠેકાણે નજરે પડે છે આ ધધાની ખરી શોધ સને ૧૯૧૫ મા થઇ છે તે વખતમા જર્મની અને ઇંગ્લાંડથી મખમલના પટાઓ તરેહભાર ભરેલા આવતા હતા.

આરીભરતનો ઇતિહાસ, ઉત્પત્તિ અને વિકાશ

જે પટાઓ બાનુઓ પોતાની સાડીઓની કોર ઉપર મુકી શોભીત બનાવતી હતી

આવી તરેહવાર કોરો અને પટાઓ તૈયાર આયાત થતા હતા, જે વધારે શોભાયમાન બનાવવા માટે સુરતથી જીકચલકથી ભરાવતા હતા આ વખતે સદરહુ તેજ મખમલની કોરો ઉપર આરીભરતના મશીનોથી રેશમના તરેહ તરેહના ફુલો અને વેલબુટાઓની કારીગરી કરવામા આવી, અને હીદના માફકની ડીઝાઇનો એવી સુદરરીતે કહાડવામા આવી કે જેમજેમ તેનો વપરાશ થતો ગયો તેમતેમ મોહ વધારે ઉત્પન્ન થયો, અને તેનો એટલો બધો ઉઠાવ થવા લાગ્યો કે મુબઇની અદરથી બનાવરાવી ભુલેશ્વરના વોહરા વેપારીઓએ તે પટાઓને મુબઇ ઇલાકામા જગે જગે ચાલુ કરી દીધા, એટલુજ નહિ પણ દીલ્હી, આગ્રા, લખનૌ, અલ્હાબાદ, કલકત્તા, અમૃતસર, લાહોર, કરાચી વિગેરે ઠેકાણે જથ્થાબધ મોકલાવવા માડયા, અને બહુજ સસ્તી કીંમતમા બની શકતા હોવાથી લોકોમા ઘણોજ પ્રચાર થયો પણ તેજ વખતમા લડાઇના લીધે મખમલના પટાઓના ભાવો વધી ગયા, ત્યારે મખમલો લઇ તેના પટાઓ કપાવી

ભરાવવા માડયા, તેમ કરતા જ્યારે નખમલો પણ જોઇએ તેવી મલતી બધ થઇ ત્યારે, પરમાટાનુ કાપડ આવે છે, તેના ચીરા કરી બે બાજુએ ઓટી લઇ, તેના ઉપર ભરતકામ કરી, હીદુસ્થાનને સસ્તુ ભરત પુરૂ પાડી **પરદેશી માલને ખરેખર ધક્કો લગાડી દીધો** તે પછી તેજ ટાઈમમા જે ગરમ શાલો રૂમાલો ભરેલા આવતા હતા, તે આવતા બધ થવા માડયા અને ઘણા મોઘા ભાવથી આવવા માડયા, ત્યારે તેના બદલે હીદુસ્થાનની ગરમ કાપડ કાઢનાર મીલોમાથી જે ગરમ શાલો નીકળે છે તેના ઉપર **આરીનુ ભરત કામ** થવા માડયુ અને તે શાલો જથાબંધ ભરાવવા માડી, પણ જે રૂમાલો આવતા બંધ થયા તેના બદલામા હીદુસ્થાનની કોઈ પણ મીલોએ ભરતકામ વગરના સાદા પણ રૂમાલ કાઢયા નહીં, ત્યારે આપણા વેપારીઓ તે ગરમ શાલોમાથી ટુકડા કરી કરી રૂમાલ કાપી આરીના ભરતથી રૂમાલ ભરવા શરૂ કરી દીધા, અને શાલનો પનો જે ૪૫-૫૪ ઇચ આવતો હતો તેમાથી ૩૬ ઇંચના રૂમાલ ફાડતા હતા અને નીચેથી બે વારનો લાબો ચીરો વધતો હતો તે ચીરાની નજીવી કીમત આવતી હોવાથી રૂમાલો ઘણા મોઘા પડતા હતા, અને નીચેના લાબા ચીરાઓની ગાસડીઓની ગાસડીઓ એકઠી થઇ હતી તે વખતમાં મુળજી જેઠા મારકીટમા ગરમ માલના વેપારી **વલ્લભદાસ ગોવીદજી** પહેલા નબરે હતા, અને તેઓની સાથે **પારી નાનાલાલ ગોરધનદાસનો** કટ્રાકટ હતો એ અરસામા પારી નાનાલાલે જે ફાડેલામાથી વધેલા ચીરાઓ હજારોની ગણત્રીમા વલ્લભદાસ ગોવીંદજીને ત્યા પડેલા હતા, તેટલા ઉપર ધ્યાન પહોચાડી તે ચીરાઓના સાધા કરી રૂમાલ બનાવ્યા, અને તે સાધા ઉઘાડા દેખાય નહી, એટલા સારૂ તેના ઉપર ભરતકામની કીનારી ભરી હવે વચમા એક લાઇન તેવી ખરાબ લાગે તે માટે વગર સાધાની જગ્યામા પણ બીજી લાઇન મારી તેની ચોકડી કરી, અને ચારે બાજુ કીનાર બુટાઓ ભરી આ કચરામા પડેલા માલની પુરતી કીમત બનાવી આપી આ પદ્ધતિ (સીસ્ટમ) હજીપણ ચાલુ છે

પટાઓ સદતર બધ કેમ થયા ?

આવીરીતે જ્યારે પટાઓ ભરાતા હતા, ત્યારે પટાઓને બદલે સાડીઓના કાપડ ઉપ-જ ભરાય તો પટાઓનુ ખરચ કરવુ ન પડે એ કારણ ધ્યાનમા લઇ સાડી ઉપરજ સીધીજ વેલબુટાઓની કીનારો ભરાવા લાગી, પણ તેમ કરતા કપડુ ખેચાવા ( સોસાવા ) માડયુ, અને કરચલી વળવા માડી કેમકે જેમ કપડુ ઝીણુ—જેવુ કે મલમલ, મશરાઇશ, વાયલનુ કપડું ઝીણુ— અને આ પટા તો કડક એટલે મુશ્કેલી આવવા લાગી, પરતુ કારીગરોની હોશીઆરીથી અતે તે મુશ્કેલી ટળી જો કે, લેભાગુ શીખાઉ કારીગરો કાતો કાગળ મુકે છે, અને કાતો ખેંચી નાખે છે, જેથી કરી ધધાને એમ લગાડે છે.

